अमारिघोषणा क्वापि क्वापि साधुनिमत्रणा ॥ ८०-५ ॥
તિહાં અમારિ હુઈ ઉદ્દઘોષણા, સાહમીવચ્છલ નિતુ નિઉંત્રણાં. ૧૬૬

० ० ०

क्वचित्तूर्यत्रयं चैत्ये क्वचिद्गुरुगुणस्तुतिः ॥ ८९-५ ॥
क्वापि श्रुतानुयोगश्च क्वापि सद्गुरुदेशना ।
क्वचित्स्वाध्यायनिर्घोषः स्मारणा वारणा क्वचित् ॥ ९०-५ ॥
एव देवपुरे तत्राखिले कोलाहलाकुले ।

કલહટ કરઇ જિણાલઇ સંઘ, રાસ ભાસ લકુટા રસરંગ. ૧૬૬
ગુહિરઈ સરિ ગુરુ કરઈ વષાણુ, આગમ વાચઇ સાહુ સુજાણુ;
ચોયણુ પડિચોયણુ નવિ ટલઇ, ઇણિ પરિ તે પુર નિતુ કલકલઇ. ૧૬૭

० ० ०

ग्राहकेभ्यो भवन लाभस्तत्र केनोपमीय ताम् ।
दत्तैर्यन्मापकैर्लभ्याश्चंचत्काचन कोटयः ॥ १०३-५ ॥

ગ્રાહક સરિસઉં વુહરતાં તિણિ પુરિ લાભ અસંખ;
આપે ઉઠહહે ખાકુલે, લબ્ભઇ કંચણુ લક્ખ. ૧૫૫

० ० ०

प्रायश्चित्ताख्यया नीराध्यक्षः कल्मषशुद्धिकृत ॥ २२४-५ ॥

પ્રાયશ્ચિત પુણુ પાણી હરઈ. ૧૭૨

० ० ०

यस्य भार्याद्वय तस्यावश्यं भ्रष्टं भवद्वयम् ॥ १५८-५ ॥
જીણઈં નારી હોઇ પરિગ્રહી, હોઇ ભવ વિણુઠા તેહના સહી. ૧૭૨

० ० ०

तवास्ति विदितं तावत् पुर प्रवचनाभिधम ।
तत्पालयति सर्वज्ञो राजा दातोदयी दयी ॥ ४१-५ ॥

તમ્હિ જાણઉં તાં પ્રવચનપુરી. ૧૭૯
રાજ કરઇ છઇ રાઉ અરિહિંત. ૧૮૦

० ० ०

एकां प्राप्यापरां संध्यां व्रजन् अस्यति भास्करः ।
एकां मुक्त्वापरां प्राप्तो द्वितीया क्षीयते शशी ॥ ६१-५ ॥

એકઇ સંધ્યાં ઊગિઉ સૂર, બીજી મિલિઉ રુલિઉ ભૂર;
એકઇ બીજઇ શશિ ઊગિઉ, બીજી બીજઇ ગિઉ તે ષયઉ. ૧૮૭

० ० ०

तन्मंत्रिन्मा विलंविप्ठा विशिप्टान् हितकारिणः ।
शोभनाध्यवसायाख्यान् पेषयोपजिनेश्वरम् ॥ ५-७१ ॥

મુહત! વિષ્ટ શુભાધ્યવસાય, વેગે વલાવિ ભણી જિનરાય. ૨૦૧

० ० ०

मंत्र्यथो सज्जयामास जिनं प्रति निजान्नरान् ।
अहं तु ज्ञातनिःशेषवृत्तातस्त्वामुपागमम् ॥ ७२-५ ॥

મુહતઇં વિષ્ટ વલાવ્યા જાણુ, હું ધાયઉ તમ્હ કરિવા જાણ. ૨૦૨

० ० ०

प्रलोभ्य सुखवार्ताभिस्त्वत्पुरीवासिनं जनम् ।
निवासयिषतीदानीं विवेको मुक्तिपत्तनम् ॥ ७९-५ ॥

આપણુ પઇ સાથિં હુઈ, લોક તુમ્હારઉ લેઉ;
સુખની વાતે લોભવી, મુક્તિ વસાવઇ તેઉ. ૨૦૩

० ० ०

मयि जीवति मृत्याणौ किमेवं तात ! खिद्यते ? ॥ १८३-५ ॥

મઇ જીવંતઇ એટડઇં, મ ધરિસિ અરણુઇ આપ! ૨૦૭

० ० ०

शिरोऽभिमानिनां वज्रधरेणापि न नामितम् ।
नमत् क्रमयुगे रुप्टस्त्रीभिर्निर्लोडितं हठात् ॥ २४८-५ ॥

જીહં સીસ પુરંદરિ ન નમાઈ, તે રુડઇ રંક જિમ રમણિ પાઇ. ૨૧૩

० ० ०

लीलालसपदन्यासा द्विरदाः समिदा मदाः ।
ऊर्ध्वीकृतभुजादंडशुंडा गर्जंत्यमी तव ।। २१४-५ ।।
क्षुंदाना विषयान् सर्वान् व्यापारा ऐंद्रियाहयाः ।। २१६-५ ।।
મય અઠ્ઠ ગુડિય ગયવર સરંગ પરકરિય પંચ ઇંદ્રિય તુરંગ. ૨૧૫

o o o

अयं चतुर्भुजश्चक्र गदाशार्ङ्गासिभीषणः ।। २७३-५ ।।
ચાલવઇ ચક્ર સારંગપાણિ ગડમડઇ ગદાધર ભુજહ પ્રાણિ. ૨૩૩

o o o

अथ संकेतितास्तेन गोपीयोधाः सहस्रशः ।
परितः परिवव्रुस्तं द्वीपमब्धेरिवोर्मयः ।। २७८-५ ।।

સોલ સહસ સાહણુ કરી, ગોપી ગેલિ ગહિલ્લ;
પીતંબર પફખલિ ફિરી, છોહઈ છલણુ છઈ. ૨૩૫

o o o

चक्रचापधरोप्युच्चैः स सद्यः समगंस्त तैः ।। २८७-५ ।।
ચક્ક ચાપ મુંકી મિલિઉ, રાઉત રણુ-રસિ રીણુ. ૨૪૦

o o o

यामिन्या यमूनाकूले शारद्यां शशिरुक् शुचौ ।
नृत्यन् गोपीगणे गायत्ययं न व्यत्ययं व्यधात् ।। २९०-५ ।।

જિમ જિમ યમુના તડિ મિલી, ગોયાલિણુ ગમારિ;
તિમ તિમ નાચઈ નવિય પરિ, નિસિ નિમંલી મુરારિ. ૨૪૨

o o o

गिरिणा गुरुणानेन न मृत्योरद्य रक्षसे ।
रक्षसे किन्तु मद्च मृगनेत्रा परिग्रहात् ।। ३१५-५ ।।
व्याजहार हरः श्रीमन्मोहभूपाल नंदन ।
पश्चादद्या इमा बुद्धिं पूर्वं श्रुणु मम श्रियम् ।। ३१६-५ ।।
કુમર ભણુઈ તુ મેલ્હઉ માલ, નારિ-તણુઉ જઈ પરિગ્રહ આલ;
હરબોલઈ જોઉ અમ્હ રિદ્ધિ, પાછઇ દેજ્યો એસી બુદ્ધિ. ૨૫૧

o o o

मम प्रेतवने वासः ........॥ ३१७-५ ॥

चक्रीवत इवागे मे भसितेनावगुंठनम् ॥ ३१८-५ ॥

मूषा विषधरैर्लंबमानै जीर्णत्तरोरिव ।

सैंधवस्येव निः स्वस्य मम यानं जरद्‌गवः ॥ ३१९-५ ॥

अहमीदृगवस्थापि स्वीकुर्व्वे वनिताः कथम् ॥ ३२०-५ ॥

रुंडमालावलंबिनः ॥ ३२१-५ ॥

છારુડઈ અમ્હ ઉગટિ અંગિ, જડ જડ કુસલ વર ભુજંગિ;
જર ગઉ વાહણિ રહણુ મસાણિ, ઘરિ ઘરિ ભિક્ષા ભમત ન કાણિ. ૨૫૨
હિસિ પહિરણિ પન્નગશ્ચગાર, રુંડમાલ અમ્હ હિયડઈ હાર;
હાલાહલ વિસુ અમ્હ આહારિ, કેહી પૂરી આલઉં નારિ ? ૨૫૩

० ० ०

शालिं सूपं घृतं घोलं वटकान् मण्डकानपि ।

याचमाना इमा भिक्षाभोजिनं खेदयन्ति माम् ॥ २३३-५ ॥

वरं व्याघ्री विषधरी

સાલિ દાલિમિઉં (ચ્યું) સાલણે, ઘૃત પરઘલ ઘોલ;
એ અમ્હ કન્હઈ માગિસિઈ, નિતુ નિતુ ખઈખઈ ગોલ. ૨૫૭
વરિ વાઘિણિ લાગી ભલી.

० ० ०

परिणेष्यामि कन्यकां संयमश्रियम् ॥ ३६४-५ ॥

પરણિસુ કન્યા સંયમસિરી....૨૬૫

० ० ०

वक्ष्यन्ति केऽपि चतुरमित रे कातरं तु माम् ।

अवद्धमुखलोकोक्तीः कियतीर्हृदये दधे ? ॥ ३६७-५ ॥

ઇંકિ ભણિસિં એ ડાહઉ હૂઉ, ઇંકિ પુણ કહિસિં નાસી ગયઉ;
લોક બોલ ગણીઇ કેતલા ? આપમ કાજિ ન ભૂલઇં ભલા. ૨૬૬

० ० ०

त्वं मयि प्रस्थिते पौरगणं तत्र समानयेः ।
मा कोऽपि कोपिनस्तस्यास्मद्‌गृह्याः प्रपतद् ग्रहे ॥ ३७०-५ ॥

પર દલ દેખી થાજે છોક, અમ્હ પૂઠિં લેઇ આવે લોક. ૨૭૫

० ० ०

अत्रांतरे विशिष्टास्ते प्राप्ताः प्राक् प्रहिता नराः ।
नत्वा व्यजिज्ञपन्मौलिकरचित करद्वयाः ॥ ३७१-५ ॥
प्रसीदतितरामद्य स्वामिन् स भगवांस्त्वयि ।
गोष्ठ्यां गुणानामाधारमेकं त्वामेव शंसति ॥ ३७२-५ ॥

ઈણિ અવસરિ તે વિષ્ટ પહુત્ત, તે વીનવઈ સ્વામિ સુણિ વત્ત. ૨૭૩
તુમ્હ સકારઉ અરિહંતુ રાઉ, આ તીણઈં પાઠવિઉ પસાઉ;
તક તાહરઈં આણિઉં છઈ કાજ. તુમ્હિ તિહાં પુહતા જોઈઉ આજ. ૨૭૪

० ० ०

क्रोडीकृत्य कुमारेंद्रं नृपो हंसमिवोत्पलः ॥ १७-६ ॥
कथं दिग्विजयं वत्स व्यधास्त्वमिति भूभुजा ॥ १८ ६ ॥

તાતિ ઉચ્છંગિ સો ઠવિઉ, પૂછઈ વાતડીય,
કિમ કિમ ફિરિઉ દેસંતરિ, કિમ તઈ જગ નડીય? ૨૮૧

० ० ०

यथादिशसि तत् कुर्वे स्थितिमत्र त्वदंतिके ।
उच्छिनद्मी त्वारातीन् वर्धयामि च वैभवम् ॥ ५९-६ ॥

જઈ રાહવિ તઉ તાહરઈ રહેસુ, વઈર વાહ સવિહઉં નિર્વહેસુ. ૨૯૭

० ० ०

विवेकं विधुरी कृत्य दुष्टाश्व इव स्तदिनम् ।
करिष्याम्यचिरान्मुक्तिदुर्गं मार्गमसंचरम् ॥ ६३-६ ॥

મુક્તિ તણી હઉં ભાંજિસુ વાટ, વીર વિવેકુ વજાડિસુ સાટ. ૨૯૯

० ० ०

एक श्री वीरमूलत्वात् सौहृदस्योचितैरपि ।
सापत्न्यं धारितं तेन पृथग्गच्छीय साधुभिः ॥ ८९-६ ॥

પ્રવચન નગરી પાડી ભેલ, વાધિયા મુનિવર માહિ કુમેલ. ૩૦૦

० ० ०

व्ययमानाः कुपात्रेषु धनलक्षा यशोऽर्थिनः ।
आपन्न धार्मिकायोक्ता आविः कुर्वन्ति निःस्वताम् ॥ १०३-६ ॥
परमेष्ठि महामन्त्रस्मृत्यरोचकिनश्चिरम् ।
क्षुद्रमन्त्रान् पठन्त्येके...

કીર્તિ કાજિ વેવઇ સયસહ સહસ, દુસ્થિત દેષી બોલઇ વિરસ. ૩૦૩
મહામંત્રનઉ નહી વીસાસ, ક્ષુદ્રમંત્ર ઉપરિ અભ્યાસ;

० ० ०

उदूढां तरुजीं कुलया तृणीयन्तः सधर्म्मिणीम् ।
विटकोटिनिघृष्टायां रज्यन्ति पणयोषिति ॥ १११-६ ॥

કુલસ્ત્રી છાંડી બાહરિ રમઇં. ૩૦૪

० ० ०

इयं वीरकुले जाता स्वयं वीरव्रताश्रया ।
वुवूर्षति वरं वीरमेव क्लीबेषु रोषिणी ॥ १६८-६ ॥

સૂરહ કુલ તે ઊપની, આપણિ સૂરી કન્ન;
સૂરા વિણુ વર નવિ વરઈ, એહ જિ તેહ પઈ(ય)ન્ન. ૩૧૨

० ० ०

प्रिये युवां किं नु विधास्यध्वे यास्यामः समरे वयम् ॥ ५०-६ ॥
ते प्रोचतुः प्रिय प्रश्नप्रयासोऽयं वृथा तव ।
त्वां विनाऽऽवा क्वचिन्न स्वः स्वो वा सद्यो म्रियावहे ॥ ५१-६ ॥

બોલાવી તમ્હિ રહિયા ભલઇં, કટકિ જઈ આવઉં જેતલઈં;
તે પભણઇં અમ્હિ હિય ન રહઉં, તઉં ધૃતિ જ(ઈ)તમ્હ સાથિ વહઉં ૩૪૨

० ० ०

विवेकः पर्शुनेव द्रुं ब्रह्मास्त्रेण जघान तम् ॥ १४-७ ॥

બ્રહ્માયુધિ વલતઉ આહણિઉં, મોહ નરિંદ વિવેકિ હણિઉ. ૩૯૧

o o o

मोहे महारिपौ मृत्युमापिते त्रिदशेश्वराः ।

विवेकस्य शिरस्युच्चैः पुष्पवृष्टिं वितेनिरे ॥ १९-७ ॥

જય જય નંદા સુર ઉચ્ચરઈ, કુસુમવૃષ્ટિ મિસિ ઓલગ કરઈ. ૩૯૨

o o o

मगाय दुर्नयः पुत्रप्रेम्णा संवर्धितस्त्वया ।

वयं चौरा इवापास्ता दूरे गौरगुणा अपि ॥ ४२-७ ॥

મોહ તુમ્હારઈ બેટડઉ, તમ્હિ અમ્હિ કીધા ચોર. ૪૧૦

o o o

विवेके सपरीवारे जाते साक्षिणि स क्षणात् ।

मनमंत्री प्रविश्यात्र निर्वीर्यो भस्मता ययौ ॥ ६३-७ ॥

अस्मिन्नवसरे लब्धावकाशा सा महासती ।

चेतना मुख्यरूपेण पतिं हंसमुपासरत् ॥ ६४-७ ॥

શુક્લધ્યાન તઉ દીપિઉ આગિ, તિણિ પઈસી મન લાગઉ માગિ;

ચેતનરાણી અવસર લહઈ, નિવરઈં વરરહઈં આવી કહઈ ૪૨૦

o o o

कल्पद्रुम स्वर्मणि–कामधेनु सच्छब्दमुख्या ददते कदापि

किञ्चित् क्वचित् कस्यचिदिष्टवस्तु न सर्वदोऽस्मादपरः प्रतीतः

अयं महामंगलमेष मन्त्रो महोत्सवोऽयं सुकृतागमेष· ।

अयं हि चिन्तामणिरेष रक्षौषधं नृणा बन्धुरबन्धुरेषः ॥ ४८५-७ ॥

એહ જિ મંગલ ઉચ્છવ એઉ, એહ જિ માઈ બાપ એ દેઉ;

ઈણિ તીરથિ ન્હાતાં હુઈ સુદ્ધિ, એ સારસ્વત પૂરઈ બુદ્ધિ. ૪૩૦

કલ્પદ્રુમ કામધેનુ એ હોઈ, ચિંતામણિ એ અવર ન કોઈ.

o o o

આમ 'ત્રિભુવનદીપક પ્રબંધ' ૪૩૨ કડીમાં એટલે કે લગભગ ૯૦૦ પંક્તિમાં લખાયેલી કાવ્યકૃતિ છે. ઉપરનાં કેટલાંક મહત્ત્વનાં ઉદાહરણો પરથી જોઈ શકાય છે કે એકસોથી વધુ કાવ્યપંક્તિઓમાં કવિ 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની રચના કરતી વખતે 'પ્રબોધચિંતામણિ'ની પંક્તિઓને અનુસરે છે. બે જુદી જુદી ભાષામાં એક જ વિષયની પોતાની બે કૃતિઓની રચના કરવાની હોય તો તેવા સર્જક માટે આમ થવું સ્વાભાવિક છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની રચનામાં કવિનો આશય જેમ 'પ્રબોધચિંતામણિ'નો માત્ર અનુવાદ કરવાનો નથી, તેમ 'પ્રબોધચિંતામણિ' કરતાં તદ્દન નિરાળી કૃતિની રચના કરવાનો પણ નથી એટલે દેખીતી રીતે પ્રથમ કૃતિની છાયા બીજી કૃતિમાં સ્થળે સ્થળે રહેલી હોય. આમ છતા સમગ્રપણે બન્ને કૃતિઓની તુલના કરતાં એવું જણાય છે કે જેમ ઉપર આપેલા કેટલાંક ઉદાહરણોમાં કવિ જયશેખરસૂરિ મૂળ કૃતિને ચુસ્તપણે અનુસરે છે, તો 'પ્રબોધચિંતામણિ' કરતાં 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં કેટલાક સુયોગ્ય ફેરફારો પણ કર્યા છે, અને ક્યાંક મૂળ કૃતિની શબ્દછાયા ઝીલવામાં ક્રમ પણ બદલાયો છે.

'પ્રબોધચિંતામણિ' સુદીર્ઘ કૃતિ હોવાને કારણે એમાં પાત્રો અને પ્રસંગોની વિપુલતા હોય એ દેખીતું છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં રૂપકકથા 'પ્રબોધચિંતામણિ' કરતાં સંક્ષેપમાં નિરૂપાયેલી છે એટલે આ બન્ને કૃતિઓને સરખાવતાં કેટલાક ફેરફારો જણાય છે:

કોઈ કોઈક સ્થળે 'પ્રબોધચિંતામણિ'માં સવિસ્તર વર્ણન છે તે 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં કાં તો નથી થયું અથવા સંક્ષેપમા કરવામાં આવ્યું છે.

ઉદાહરણ તરીકે, 'પ્રબોધચિંતામણિ'માં આરંભમાં વર્ણવ્યા પ્રમાણે આવતી ચોવીસીના પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભપ્રભુના ધર્મરુચિ નામના શિષ્યને કોઈક ગામમાં કેવળજ્ઞાન ઉત્પન્ન થશે ત્યારે તે ગામનો રાજા એમના અતિશયો જોઈને એમને પ્રશ્ન કરશે કે 'આપ કોણ

છો ? ક્યાંથી આવો છો ?"–વગેરે. આ પ્રસંગ 'પ્રબોધચિંતામણિ'ના બીજા અધિકારમાં વર્ણવવામાં આવ્યો છે, પરંતુ તેનો કોઈ નિર્દેશ 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં થયો નથી, તો બીજી બાજુ 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં છે તેવું 'પ્રબોધચિંતામણિ'માં નથી. ઉદાહરણ તરીકે જુઓ :

નાન્હઉ એ કિમ ઝૂસિ ? એ મનિ માણિસિ ભ્રંતિ;
નાન્હઈ સિંહ કિસોરડઈં, મયગલ–ઘડ–ભજ્જંતિ;
જે હૂં સમરંગણિ ભિડિસુ તે સહૂ તુજ્ઝ પસાઉ. ૨૦૮

આ ઉપરાંત 'પ્રબોધચિંતામણિ' અને 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં બીજા જે સંખ્યાબંધ નાના નાના ફેરફારો જોવા મળે છે તે નીચે પ્રમાણે છે :

(૧) 'પ્રબોધચિંતામણિ'માં વિમલબોધની પુત્રીનું નામ 'તત્ત્વ-રુચિ' છે, જ્યારે 'ત્રિભુવનદીપક પ્રબંધ' પ્રમાણે એ નામ 'સુમતિ' છે. નિવૃત્તિના પુત્ર વિવેકની બે પત્નીના નામ 'પ્રબોધચિંતામણિ' પ્રમાણે તત્ત્વરુચિ અને સંયમશ્રી છે, પરંતુ 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં વિવેકની બે પત્નીનાં નામ અનુક્રમે સુમતિ અને સંયમશ્રી છે. જુઓ :

રાણી સુમતિ ખરઉ અનુરાગુ,
જેઠઉ બેટઉ તસુ વઈરાગુ. ૧૬૯

(૨) 'પ્રબોધચિંતામણિ'માં વિમલબોધની પત્નીનું નામ 'સન્મા-ર્ગણા' જણાવ્યું છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં વિમલબોધની પત્ની-ઓનો કોઈ નિર્દેશ જોવા મળતો નથી.

(૩) 'પ્રબોધચિંતામણિ'માં મોહરાજાની પત્નીનું નામ 'જડતા' છે, જ્યારે 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં તેનું નામ 'દુર્મતિ' આપવામાં આવ્યું છે. જુઓ :

મોહનઈ રાણી દુર્મતિ નામ, બેટઉ બલવંત, જેઠઉ કામ. ૬૩
રાગદ્વેષ બે બેટા લહુય, નિદ્રા, અધૃતિ, મારિ એ ધૂઅ. ૬૪

(૪) 'પ્રબોધચિંતામણિ'માં જડતાના પુત્ર તરીકે 'કામ'ને બતાવ્યો છે. અને મોહરાજાની પ્રીતિ, અપ્રીતિ વગેરે અનેક સ્ત્રીઓના પુત્રોમાં રાગ, દ્વેષ, આરંભ વગેરે હજારો પુત્રો બતાવવામાં આવ્યા છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં કામ, રાગ અને દ્વેષ એ ત્રણે પુત્રો દુર્મતિના બતાવ્યા છે અને મોહરાજાની પ્રીતિ, અપ્રીતિ વગેરે રાણીઓ અને આરંભ વગેરે પુત્રોનો ઉલ્લેખ નથી.

(૫) 'પ્રબોધચિંતામણિ'માં મોહરાજાની પુત્રીઓ તરીકે અભિદ્યા, મારિ અને ચિંતા વગેરે અનેક બતાવી છે, જ્યારે 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં નિદ્રા, અધૃતિ અને મારિ એ ત્રણ પુત્રીઓ બતાવવામાં આવી છે.

(૬) 'પ્રબોધચિંતામણિ'માં મોહના પ્રધાનનું નામ 'મિથ્યા-દૃષ્ટિ' આપવામાં આવ્યું છે, જ્યારે 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં તે 'મિથ્યાદર્શન' આપવામાં આવ્યું છે, જો કે બન્ને શબ્દો એકબીજાના પર્યાય જેવા છે.

(૭) 'પ્રબોધચિંતામણિ'માં મોહરાજા પોતાના રાજ્યની ધુરા પોતાના યુવરાજ 'વિપર્યાસ'ને સોંપે છે, 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં આ ઘટનાનો નિર્દેશ નથી.

(૮) 'પ્રબોધચિંતામણિ'માં મોહરાજાના ભંડાર તરીકે 'અકુશલ કર્મ'નો નિર્દેશ થયો છે, પરંતુ 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં 'સકલ પરિગ્રહ' એવું નામ ભંડાર માટે આપવામાં આવ્યું છે. જુઓ :

સકલ પ્રરિગ્રહ તિ ભંડારુ. ૬૯

(૯) 'પ્રબોધચિંતામણિ'માં મોહરાજાના છત્ર તરીકે 'અસંયમ'-નો ઉલ્લેખ છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં છત્રધારક તરીકે 'અમર્ષ'(અમરિષુ)નો ઉલ્લેખ છે. જુઓ :

છત્ર ધરઇ અમરિષુ ચઉસાલ....

(૧૦) 'પ્રબોધચિંતામણિ'માં અવિદ્યાનગરીની રખેવાળ પાદર-દેવતા છે, જ્યારે 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં પાદરની રખેવાળી તરીકે મમતાનો ઉલ્લેખ છે. જુઓ :

મમતા પ્રાદ્રતણી રખવાલિ....૫૯

(૧૧) 'પ્રબોધચિંતામણિ'માં અવિદ્યાનગરીના વર્ણનમાં હિંસા-ગ્રંથરૂપી તળાવ અને હઠવાદરૂપી મહાપાળીનો નિર્દેશ છે, 'ત્રિભુવન-દીપક પ્રબંધ'માં કુમતિરૂપી સરોવર અને મિથ્યાત્વરૂપી પાળીનો નિર્દેશ છે. જુઓ :

કુમત સરોવર મિથ્યાપાલિ....૫૯

(૧૨) 'પ્રબોધચિંતામણિ'માં અવિદ્યાનગરીના વર્ણનમાં વ્યાક્ષેપ નામના નગરશેઠનો ઉલ્લેખ છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં નગરશેઠનો ઉલ્લેખ થયો નથી.

(૧૩) 'પ્રબોધચિંતામણિ'માં મોહરાજાના પરિવારમાં પાખંડી સંસ્તવ નામના પુરોહિતનો ઉલ્લેખ મળે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં છદ્મ પુરોહિતનો ઉલ્લેખ છે. જુઓ :

છદ્મપુરોહિત સઘલઇ રાજિ....૬૭

(૧૪) 'પ્રબોધચિંતામણિ'માં ઘડાનો સંગ્રહ કરનાર શ્રાપ નામનો પાણીનો અધિકારી છે, પ્રેમાલાપરૂપી સ્થગિધર, સંચય નામનો ભંડારી વગેરેનો ઉલ્લેખ મળે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં તેનો ઉલ્લેખ મળતો નથી.

(૧૫) 'પ્રબોધચિંતામણિ'મા પુણ્યરંગ પાટણ નગરના વર્ણનમાં નિયમ, બંધન, શૌચ, સંતોષ, તપ અને સ્વાધ્યાયરૂપી ઊંચો કિલ્લો છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સુકૃતરૂપી મહાગઢ છે. જુઓ :

સુકૃત મહાગઢિ પોલ્રિ વિચારિ....૧૬૩

(૧૬) 'પ્રબોધચિંતામણિ'માં પુણ્યરંગ પાટણના વર્ણનમાં વ્રતરૂપી કાંગરાનો ઉલ્લેખ મળે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'મા સદા-

ચરણરૂપી કાંગરાનો ઉલ્લેખ મળે છે. જુઓ :

સદાચરણ કોસીસાં કોડિ....૧૬૩

(૧૭) 'પ્રબોધચિંતામણિ'માં બ્રહ્મચર્યના અઢારભેદરૂપી અઢાર વર્ણો મર્યાદાથી પુણ્યરંગ–પાટણ–નગરમાં વ્યવસ્થાપૂર્વક રહે છે એમ. જણાવ્યું છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં બ્રહ્મચર્યરૂપી સરોવરની નવ પાળો છે એમ નિર્દેશ કર્યો છે. જુઓ :

બંભ સરોવરિ નવ સર પાલિ....૧૬૨

(૧૮) 'પ્રબોધચિંતામણિ'માં પુણ્યરંગ-નગરની વિરતિ નામની પાદર દેવી છે એવો ઉલ્લેખ કર્યો છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં જયણા નામની પાદ્રદેવીનો ઉલ્લેખ છે. જુઓ :

પાદ્રદેવ તિ જયણા ભણુઉં....૧૬૨

(૧૯) 'પ્રબોધચિંતામણિ'માં પુણ્યવાસનારૂપી ખાઈનો ઉલ્લેખ છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં વિરતિરૂપી ખાઈનો ઉલ્લેખ છે. જુઓ :

વિરિતિ ન ષાઇ આવઇં ષોડિ....૧૬૩

(૨૦) 'પ્રબોધચિંતામણિ'માં વિવેકરાજાને લક્ષ્મી અને લજ્જા-રૂપી વારાંગનાઓ ચામર વીંઝે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સિદ્ધિ અને બુદ્ધિ એ બે ચામર વીંઝે છે. જુઓ :

સિદ્ધિ બુદ્ધિ બે ચામરહારિ....૧૭૩

(૨૧) 'પ્રબોધચિંતામણિ'માં વિવેક રાજાને આચારરૂપી ચામર વીંઝવામાં આવે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં ચામરના નામનો ઉલ્લેખ નથી.

(૨૩) 'પ્રબોધચિતામણિ'માં ગુરુના આદેશરૂપી શ્વેતછત્ર છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં ગુરુ-ઉપદેશરૂપી છત્રનો ઉલ્લેખ સાંપડે છે. જુઓ :

છત્રુ ધરઇ સિરિ ગુરુ ઉપદેસુ....૧૭૨

(૨૩) 'પ્રબોધચિંતામણિ'માં સત્ત્વ નામના સિંહાસનનો નિર્દેશ થયો છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સત્ય નામના સિંહાસનનો ઉલ્લેખ જોવા મળે છે. જુઓ :

સત્ય સિંહાસણિ બઇસઇ રાઉ....૧૭૫

(૨૪) 'પ્રબોધચિંતામણિ'માં સાધુઓના સત્સંગરૂપી સભાનો ઉલ્લેખ મળે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સુપુરુષોના સત્સંગરૂપી પર્ષદાનો ઉલ્લેખ જોવા મળે છે. જુઓ :

સુપરિષ–સંગતિ પરિષદ ઠાઉ....૧૭૫

(૨૫) 'પ્રબોધચિંતામણિ'માં શુભ લેશ્યારૂપી નટીનો નિર્દેશ થયો છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં બાર ભાવનારૂપી પાત્રો નૃત્ય કરે છે એમ ઉલ્લેખ છે. જુઓ :

નાચઇ પાત્રતિ ભાવન બાર....૧૭૫

(૨૬) 'પ્રબોધચિંતામણિ'માં છત્રીસ ગુણની સ્મૃતિરૂપી છત્રીસ પ્રકારનાં આયુધનો ઉલ્લેખ છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં આચાર્યના છત્રીસ ગુણરૂપી દંડાયુધનો નિર્દેશ થયો છે. જુઓ :

દંડાયુધ ગુરુગુણ છત્રીસ. ૧૭૪

(૨૭) 'પ્રબોધચિંતામણિ'માં પુણ્યરંગ–પાટણ રાજ્યનાં સાત અંગનો ઉલ્લેખ થયો નથી. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં પુણ્યરંગ-પાટણ રાજ્યના સાત તત્ત્વરૂપી સાત અંગનો કવિએ નિર્દેશ કર્યો છે. જુઓ :

'સાતિ તત્ત્વિ સપ્તંગ જગીસ'. ૧૭૪

(૨૮) 'પ્રબોધચિંતામણિ'માં વિવેકના પરિવારના વર્ણનમાં ભવવિરાગ નામનો પુત્ર છે, જ્યારે 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં વિવેકના પુત્રનું નામ વૈરાગ્ય છે. જુઓ :

જેઠઉ બેટઉ તસુ વયરાગુ. ૧૬૯

(૨૯) 'પ્રબોધચિંતામણિ'માં સંવેગ અને નિર્વેદ એ નામના બીજા બે પુત્રો વિવેકને છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સંવર અને સમરસ નામના બે નાના પુત્રોનો ઉલ્લેખ જોવા મળે છે. જુઓ :

સંવર સમરસ લહૂય કુમાર. ૧૬૯

(૩૦) 'પ્રબોધચિંતામણિ'માં કૃપા, મૈત્રી, મુદિતા, ઉપેક્ષા નામની વિવેકની પુત્રીઓ છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં મૈત્રી, કરુણા, મુદિતા, ઉપેક્ષા નામની વિવેકની પુત્રીઓ છે. જુઓ :

મૈત્રી કરુણા મુદિત ઉવેખ, બેટી બહૂય રૂપની રેષ. ૧૭૦

(૩૧) 'પ્રબોધચિંતામણિ'માં સમ્યગ્દષ્ટિરૂપી વિવેકના પ્રધાનનો ઉલ્લેખ જોવા મળે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સમકિતરૂપી પ્રધાનનો નિર્દેશ છે. જુઓ :

મુહતા મુહવડિ સમકિતુ લેખિ. ૧૭૦

(૩૨) 'પ્રબોધચિંતામણિ'મા માર્દવ, આર્જવ, સંતોષ અને પ્રશમ એ ચાર માંડલિક રાજા છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં ઉપશમ, વિનય, સરલતા, સંતોષ એ ચાર માંડલિક રાજા છે. જુઓ :

ઉપશમ, વિનય, સરલ, સંતોષ, ચિહુ મહાધર સધર પ્રઘોષ. ૧૭૧

(૩૩) 'પ્રબોધચિંતામણિ'માં સામાયિકાદિ છ પ્રકારના આવશ્યકરૂપી પુરોહિતનો ઉલ્લેખ છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં સામાયિકરૂપી સારથિ છે એમ કહ્યું છે. જુઓ :

સામાઇકુ તસુ સારથિ સાર. ૧૭૩

(૩૪) 'પ્રબોધચિંતામણિ'મા વિવેક રાજાના સદાગમરૂપી ભંડારનો અને ગુણસંગ્રહરૂપી કોઠારનો ઉલ્લેખ જોવા મળે છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં આગમઅર્થરૂપી ભંડારનો અને ક્રિયાકલાપરૂપી કોઠારનો નિર્દેશ થયો છે. જુઓ :

અગમ અર્થ બહુલ ભંડારુ, ક્રિયાકલાપ સકલ કોઠાર. ૧૭૪

(૩૫) 'પ્રબોધચિંતામણિ'માં સર્વજ્ઞ રાજાની કેવલશ્રી નામની રાણી છે 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં તે વિશે કોઈ ઉલ્લેખ નથી.

(૩૬) 'પ્રબોધચિંતામણિ'માં સર્વજ્ઞ રાજાનો સંવર નામનો સામંત છે અને તે સામંતની મુમુક્ષા નામે પત્ની છે. તેઓને સંયમશ્રી નામની પુત્રી છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં અરિહંત રાજાનો ઉપદેશ નામનો સામંત છે, અને એ સામંતની શ્રદ્ધા નામની પત્ની છે અને તેમને સંયમશ્રી નામની પુત્રી છે. જુઓ :

રાજ કરઈ છઈ રાઉ અરિહિંત, હુ(ઉ)પદેશ તેહનઉ સામંત;
શ્રદ્ધાનામિં તાસુ વ ઘરણિ, દીપઈ દેહિ સુગુણ–આભરણિ. ૧૮૦
તિણિ જાઈ છઈ જે દીકિરી, નાસુ પુણ સંયમસિરી. ૧૮૧

(૩૭) 'પ્રબોધચિંતામણિ'માં વિવેકના રાજ્યપરિવારના ઉલ્લેખમાં સમાધિ ઉત્પન્ન કરનાર – શય્યાપાલક, ધર્મરાગની વૃદ્ધિ કરનાર–સ્થગિધર, શુભાધ્યવસાયરૂપી સુભટો, નવરસના જાણ ધર્મોપદેશકો-રૂપી રસોયા, આગમ વ્યવહારાદિ પાંચ પ્રકારના પંચાતીઆ, ન્યાય-સંવાદરૂપી નગરશેઠ, ક્ષાયોપશમિકભાવરૂપી દાણ લેનાર અને ઉત્સાહરૂપી દંડનાયકનો નિર્દેશ છે. [ જુઓ : અધિ. ૫, શ્લોક ૨૨૦ થી ૨૨૫ ] 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં આ પાત્રોનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી.

(૩૮) 'પ્રબોધચિંતામણિ'માં મોહને માયાનો પુત્ર કહ્યો છે. જુઓ :

मायासुतमसूतोथ मोहं नाम महाबलम् ।
यो योधान् जातमात्रोऽपि गणयामास दावसत् ॥ ३–६१ ॥

'ત્રિભુવનદીપક પ્રબંધ'માં મોહને પ્રવૃત્તિનો પુત્ર કહ્યો છે. જુઓ .

મનનઈ રાણી એક પ્રવૃત્તિ, બીજી બહુગુણ નારિ નિવૃત્તિ;
પ્રવૃત્તિ મોહ જિણિઉ સુત એક, નિવૃત્તિ તણઈ પુત્ર વિવેક. ૩૫

(૩૯) 'પ્રબોધચિંતામણિ'માં હંસરાજાની બે પત્નીઓ તે સદ્‌બુદ્ધિ અને અસદ્‌બુદ્ધિ છે. જુઓ :

ते च सद्‌बुद्ध्यसद्‌बुद्धी राज्ञोऽभूतामुमे प्रिये ।
तरणित्विट् तमस्विन्याविवान्योन्यममर्षणे ॥ ३६-३ ॥

કવિએ ચેતનાના પર્યાય તરીકે બુદ્ધિને બતાવી તેના સદ્‌બુદ્ધિ અને અસદ્‌બુદ્ધિ એવા બે ભેદ બતાવ્યા છે પરંતુ 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં એ પ્રમાણે નથી. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં હંસરાજાની ચેતના રાણી જ કહી છે. જુઓ :

રાણી તાસુ ચતુર ચેતના, કેતા ગુણ બોલઉં તેહના. ૧૪

(૪૦) 'પ્રબોધચિંતામણિ'માં પ્રવૃત્તિને દુર્બુદ્ધિની પુત્રી કહી છે. જુઓ :

सदा सन्निहिता भर्तुर्दुर्बुद्धिर्निजनंदिनीम् ।
लोलां लोलेन मनसा प्रवृत्तिं पर्यणायत् ॥ ३-१३३ ॥

[ત્યારે નિરંતર ભર્તારની નજીક રહેલી દુર્બુદ્ધિએ ચપલ સ્વભાવવાળી પોતાની પુત્રી પ્રવૃત્તિને ચપલ એવા મન સાથે પરણાવી.] 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં પ્રવૃત્તિ કોની પુત્રી છે તેનો ઉલ્લેખ નથી.

(૪૧) 'પ્રબોધચિંતામણિ'માં નિવૃત્તિને સદ્‌બુદ્ધિની પુત્રી કહી છે. જુઓ :

ध्यात्वेति नितुरिष्टोऽसि त्वमित्यालाप्य मंत्रिणम् ।
निवृत्त्या निजनंदिन्या सद्‌बुद्धिरुदवाहयत् ॥ ३-१४२ ॥

[આ પ્રમાણે વિચારીને 'તું મારા સ્વામીને વહાલો છે' એમ પ્રધાનને કહીને સદ્‌બુદ્ધિએ નિવૃત્તિ નામની પોતાની પુત્રી સાથે મન પ્રધાનનો વિવાહ કર્યો.] 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં નિવૃત્તિ કોની પુત્રી છે તેનો ઉલ્લેખ નથી.

આમ ‘પ્રબોધચિંતામણિ’ કરતાં ‘ત્રિભુવનદીપક પ્રબંધ’માં કેટલેક સ્થળે કવિએ કેટલાક નાના નાના પરંતુ ઘણા મહત્ત્વના ફેરફારો કર્યા છે એમાંના કેટલાક મહત્ત્વના ફેરફારો તો પાત્રોનાં નામો વિશેના છે. ‘પ્રબોધચિંતામણિ’ જેવી સળંગ સુદીર્ઘ રૂપકકથાની રચના કરવામાં વિવિધ તત્ત્વોને પ્રતીકરૂપે જીવંત કલ્પી તેમનો પરસ્પર વ્યવહાર બતાવવામાં તથા વાસ્તવિક વ્યાવહારિક જગત સાથે તેનો સુમેળ કરવામાં કવિની ભારે કસોટી થાય છે. પ્રતીકરૂપ પાત્રોની કથા વ્યવહારદૃષ્ટિએ જો સુસંગત ન હોય તો તેટલી પ્રતીતિકર થાય નહીં. ‘પ્રબોધચિંતામણિ’માં એકસોથી વધુ જેટલાં પાત્રો આવે છે અને તે બધાંનો પરસ્પર સંબંધ, સગપણ વગેરે ગોઠવવા એ કલ્પના, બુદ્ધિ, ચાતુર્ય, વ્યવહારજ્ઞાન અને શબ્દપ્રભુત્વ માગી લે છે. નાનું રૂપક લખવું સહેલું છે, પરંતુ સળંગ રૂપકકથા લખવી તે ઘણી અઘરી વાત છે. અસાધારણ કવિત્વ અને પાંડિત્ય બન્ને હોય તો જ તે સંભવી શકે.

કવિ જયશેખરસૂરિએ ‘પ્રબોધચિંતામણિ’ કરતાં ‘ત્રિભુવનદીપક પ્રબંધ’માં કેટલાંક પાત્રોનાં નામો જે રીતે બદલાવ્યાં છે તેમાં પણ તેમની સૂક્ષ્મ કવિત્વદૃષ્ટિ અને ઔચિત્યબુદ્ધિનાં દર્શન થાય છે. કવિએ એમાં જે ફેરફારો કરેલા છે તે ઉપરથી પણ જોઈ શકાય છે કે એમણે પ્રથમ ‘પ્રબોધચિંતામણિ’ની રચના કરી હશે અને ત્યાર પછી ‘ત્રિભુવનદીપક પ્રબંધ’ની રચના કરી હશે. એમણે કરેલા ફેરફારોમાંથી કેટલાક ફેરફારોના સૂક્ષ્મ ઔચિત્યનો વિચાર કરતાં આ વાતની પ્રતીતિ થશે ઉદાહરણ તરીકે ‘પ્રબોધચિંતામણિ’માં મોહના પ્રધાનનું નામ ‘મિથ્યાદૃષ્ટિ’ આપવામાં આવ્યું છે જ્યારે ‘ત્રિભુવનદીપક પ્રબંધ’માં તેનું નામ ‘મિથ્યાદર્શન’ આપવામાં આવ્યું છે. ‘મિથ્યાદૃષ્ટિ’ અને ‘મિથ્યાદર્શન’ બન્ને શબ્દો એક-બીજાના લગભગ પર્યાય જેવા છે. તેમ છતાં મોહના પ્રધાનના નામ તરીકે નારીજાતિવાચક ‘મિથ્યાદૃષ્ટિ’ શબ્દ કરતાં ‘મિથ્યાદર્શન’ જેવો શબ્દ વધુ ઉચિત ગણાય.

કવિએ મૂળ શબ્દ 'મિથ્યાદર્શન' પ્રયોજ્યો હોય અને એના ઉપરથી ફેરફાર કરીને 'મિથ્યાદૃષ્ટિ' શબ્દ રાખ્યો હોય એવું સંભવી શકે નહીં. એટલે એના ઉપરથી પણ પ્રતીત થશે કે કવિએ 'પ્રબોધ-ચિંતામણિ'ની પૂર્વે 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની રચના નહીં જ કરી હોય.

'ત્રિભુવનદીપક પ્રબંધ'માં કવિ જયશેખરસૂરિએ માત્ર કથાકાર તરીકે જ કાર્ય કર્યું છે એમ નહીં કહી શકાય. મહાકવિની પ્રતિભા ધરાવનાર તેમણે પોતાની અસાધારણ કવિત્વશક્તિથી વિવિધ પ્રસંગો-નું કવિત્વમય નિરૂપણ કર્યું છે. એમાં એમની સચોટ વર્ણન કરવાની શક્તિનાં દર્શન થાય છે.

માયારૂપી રૂડી રમણીના રૂપથી હંસરાજા આકર્ષાય છે ત્યારે ચેતના રાણી તેમને જે સચોટ શિખામણ આપે છે તેનું કવિએ કરેલું લાઘવયુક્ત વર્ણન જુઓ :

રૂયડી રે રમણી મત્તગય ગમણી, દેષી ભૂલઉ ત્રિહુભવણ ધણી;
અમૃતકુંડિ કિમ વિષ ઉછલઇ ? સમુદ્ર થકી ષેહ ન નીકલઇ;
સરવર માહિ ન દવ પરજલઇ, ધરણિ ભારિ શેષ ન સલસલઈ;
રવિ કિમ વરિસઇ ઘોરંધાર ? ઝરઈ સુધાકર કિમ અંગાર ?
જઇ તૂં ચૂકિસિ દેવ ! વિચાર, લોકતણી કુણ કરિસિ સાર ? રૂઅડી રે. ૧૮

વર્ણાનુપ્રાસ જેવા શબ્દાલંકારો અને ઉપમાદિ અલંકારો સહિત કવિએ વસંતઋતુના આગમનનું કેવું સરસ નિરૂપણ કર્યું છે તે જુઓ :

ઊગમ લગઇ આકૃતિ તૂં અપાર. તઈ ધોરી આલ્લઉ રજ્જભાર;
તિમ ચાલે જિમ વિહસંતિ મિત્ત,
ન હસંતિ વસુહ માહિ જિમ અમિત્ત ૨૧૨

પુણ લેજે વેલા-બલ વિચાણિ, તિણિ ચાલ્યાં આઘી નહિ હાણિ;
ઇમ કહતાં પુહતઉ રિતુ વસંત. તવ ઉઠિઉ મનમથ ધસમસંત. ૨૧૩

એવી જ રીતે કામદેવ અને વિવેક વચ્ચે જે યુદ્ધ થાય છે તેનું ઓજસવંતું શબ્દચિત્ર જુઓ :

ઓ આવઇ ઓ આવઇ અરિ
અપ્ફાલિય ભંજઇ ભુજિ....વિકરાલ;
મહિ મહિ મંડલિ મંઠઈ મયણુ,
મહાભડ કુણુતું અસિઉ તુડિતાલ;
ક્ષણિ મેઇણિ મંડલિ ક્ષણિ ગયણુંગણિ,
ક્ષણિ ગુજ્જઇ પાયાલિ;
જે ભૂઇબલિ ભુજબલિ છલિહિ,
અવગ્ગલ તીહ સરિસી તું આલિ. ૨૮૨

વિવેકકુમાર રાગદ્વેષરૂપી સિંહનું કેવી રીતે દમન કરે છે તે પ્રસંગનું વર્ણન પણ કવિએ કેવી સરસ છટાથી ચિત્રાત્મક શૈલીએ કર્યું છે તે જુઓ :

રાગદ્વેષ ડરઅરતા સીહ, બે ઉઠ્યા તઉ અકલ અબીહ;
નખર જિસિયા કુદાલા પાઈ, ભુંઇ કંપાવઇ પુચ્છ નિહાઈ. ૩૨૧
ધૂંબડ ધૂણુઈ કેસરવાલિ, લોક ચડિયા ભુંઇ માલિ અટાલિ;
તે બેવઇ તિણિ આંગી ગમ્યા, સમતા ગુણિ સાહી નઇ દમ્યા. ૩૨૨

અવિદ્યા નગરીના રાજા મોહરાયના પરલોકગમન પ્રસંગે એની માતા પ્રવૃત્તિ કેવી શોકમગ્ન બની જાય છે તેનું વર્ણાનુપ્રાસ તથા ઉપમાદિ અલંકાર સાથે કવિએ દોરેલું શબ્દચિત્ર જુઓ :

મોહ પહૂતઉ જવ પરલોકિ, પ્રવૃત્તિ પડી તુ પૂરઇ શોકિ;
વંસ-વિણાસ ન હિયઇ સમાઇ, સૂકી જિમ ઊન્હાલઇ જાઇ. ૪૦૧
કુલ ક્ષય દેખી ઘણુઉં ચલચલઈ, તડકઈ મંકણુ જિમ ટલવલઈ,
મનુ વિલવઇ મૂકી નીસાસ, આજ અમ્હારી ત્રટી આસ. ૪૦૨

‘ત્રિભુવનદીપક પ્રબંધ’ પોતે રૂપકકથાના પ્રકારની કૃતિ હોવાથી એમાં રૂપકો તો સ્થળે સ્થળે જોવા મળશે. રૂપક અલંકાર કવિ

જયશેખરસૂરિનો એક પ્રિય અલંકાર છે તેવી જ રીતે ઉપમા અલંકાર પણ કવિનો પ્રિય અલંકાર છે. 'ત્રિભુવનદીપક પ્રબંધ'માંથી તેનાં નીચેનાં થોડાંક ઉદાહરણો જુઓ :

કાઠિ જલણુ જિમ ધરણિહિં ત્રેહુ, કુસમિહિં પરિમલ ગોરસિ નેહુ;
તિલિહિં તેલુ જિમ તાઢિક નીરિ,
તિમ તે નિવસઇ જગત્ર શરીરિ. ૧૩

° ° °

બાલપણા લગઇ મઝનઈ તેહ, ઉહિર સાપ સરીષઉ નેહ;
તે નિતુ હેતઉ મઝ રહઈં રાડિ, તાસુ ન પ્રાણુ અમ્હારઇ પાડિ. ૧૩૬
તે આગલિ હું હૂતુ તિસિઉ, કેસરિ આગલિ જંબુક જિસિઉ;
તેઉ ગૃધ નિશ્ચિઈં હઉં મસઉ, સાચઈ લોક હસઈં તુ હસઉ. ૧૩૭

° ° °

અવર કુણુનઇ વાહિ વિનાણિ, જણુ જાયઇ ઠાકુરનઇ પ્રાણિ;
ઘરની કલિ કુણુ આગલિ કહઇ ? ચોર-માઈ જિમ છાની રોઇ. ૧૮૬

° ° °

ઘરડી પુડ જિમ બે ઘરણિ, કણહ સરીષ કંતુ;
કહઉ આષઉ કિમ ઊગરઇ ? ભરડી આંણઇ અંત. ૧૮૮

° ° °

અનુપ્રાસની સાથે શ્લેષાલંકાર કવિ કેવી રીતે પ્રયોજે છે તેના ઉદાહરણ તરીકે નીચેની કડીઓ જુઓ :

નિવૃત્તિ ગઇ તઉઉ હુઇ નિવૃત્તિ, મનરહિ નિચરઇ કહઇ પ્રવૃત્તિ;
હિવરાવઇ બેટાનઈં રાજ, ફલિઉ મનોરથ મહારઉ આજ. ૫૫

° ° °

જાં જીવઇ અમ્હ વઇરી મોહ, રાજ-તણી તાં કેહી સોહ?
માહરઇ ભાઇ તે સાવકઉ, ધર્મ ન માનઇ તે શ્રાવકઉ. ૧૭૭

° ° °

કવિ જયશેખરસૂરિની કવિપ્રતિભાનું સરસ દર્શન જેમ એમના ઉપમા–રૂપક અલંકારોમાં થાય છે તેવું જ સરસ દર્શન એમણે પ્રયોજેલા દૃષ્ટાન્તાદિ અલંકારોમાં થાય છે. કવિની નિરીક્ષણશક્તિ કેટલી સૂક્ષ્મ છે તેની પણ તે પ્રતીતિ કરાવે છે. ઉ. ત. નીચેની પંક્તિઓ જુઓ :

વાનરડઉ નઇ વીછી ખાધુ, દાહીજરઉ દાવાનલિ દાધુ;
ચડિઉ સીંચાણુઉ ચરહઠા હાથિ, જૂઠઉ મિલિઉ જૂઆરી. ૩૧
વૈસાનર નઇ વાઉ વિકરાલુ, વિષતરુ સિંચિઉ વિસહર લાલુ;
મુહતઉ માંનિઉ રાણી ચલઇં, ઘણઉં ઘેણેરઉં તઉં ઝલફલઇ. ૩૨

° ° °

શશિ વિણુ પુન્નિમ લાજઇ વાઇં,
પૂનમ વિણુ શશિ ખંડઉ થાઇં;
સકલ પુરુષ સુકુલીણી નારિ,
બિહઉં જોડ થોડી સંસારિ. ૭૮
નિવૃત્તિ ભણઇ તુમ્હિ બોલિઉં કિસિઉં ?
પ્રિય ઉષધ નઇ ગુરિ ઉપદિસિઉં;
ઘેવર માહે એ ઘૃત ઢલિઉં;
થા(પી)હર જોતાં સગપણુ મિલિઉ. ૭૯

° ° °

એકઇ સંધ્યાં ઊગિઉ સૂર, બીજી મિલિઉ રુલિઉ ભૂર;
એકઇં બીજઇં શશિ ઊગિઉ, બીજી બીજઇ ગિઉ તે ષયઉ. ૧૮૭

ઘરટી–પુડ જિમ એ ઘરણિ, કણુહ સરીષ કંતુ;
કહઉ આષઉ કિમ ઊગરઇ ? ભરડી આંણુઇં અંત. ૧૮૮

o o o

નાન્હઉ એ કિમ ઝૂસિ? એ મનિ માણિસિ ભ્રાંતિ;
નાન્હઇં સિંહ કિસોરડઇં, મયગલ ઘડ ભજ્જંતિ. ૨૦૮

o o o

જલધર વુઠઈં જલણુ ન દહઈં, ગુરુડ વાઈંગર ડસ કિમ રહઇ
રવિ ઉગ્ગમિ અંધારઉં ટલઇં, સાહસધણી ન સાઇણિ છલઇં;
કેસરિ(સ)દ્દિ ગઈંદ પલાઇ, ઘટ કિમ નાંદઈ ઘણુને ધાઇં;
હિમ પડતઇ જિમ દાઝઇ આક, મઝ આગલિ તઉ કણું વરાક. ૩૮૭

o o o

યમુના જલિ ખિલ્લઇ તોઇ ન મિલ્હઈ રાયહંસ નિય ધવલગુણું,
સાયર જલ કાલઇ વસઇ, નિરાલઈ ન મુત્તાહલ મલિણું;
નહુ મંડલિ નીલીવન્નિ નિહુક્કઉ ચંદન ચુકિખમયં;
મન મોહિ વિહું પડિપહિય ન ભગ્ગી ભિલ્લિમ તૂ આ બાલવયં. ૩૯૬

o o o

ગયઉ કેસરિ મૃગ સંચરઇ, ગયઉ રવિ તિમિર કુરંતિ;
અરિભડ ભંજણુ તૂં ગયઉ, પરદલ હિવ પસરંતિ. ૪૦૫

o o o

કવિ જયશેખરસૂરિની એક લાક્ષણિકતા એ છે કે તેઓ પોતાની અનુભૂતિને ઓછા પણ સચોટ અને માર્મિક શબ્દોમાં અભિવ્યક્ત કરે છે. એથી એમની કેટલીક પંક્તિઓ સુભાષિતાત્મક બની જાય છે. ઉ. ત. નીચેની કેટલીક પંક્તિઓ જુઓ :

આંબે છાંહ ભીતિ જાજરી, બેટી ધન ભોજનિ બાજરી;
હાર ત્રેહ અસતીનુ નેહુ, દૈવ દેષાડઇ થહિલઉ છેહ. ૨૧

o o o

સઉકિ સમણુ સરૂપિં સાપુ, વલગી મર્મિં કરઇ સંતાપુ;
વંજલ છાયા સાપુ ન ફિરઇ, મૂલ મંત્ર સઉકિહિં નવિ કુરઇ. ૪૨

અટ્ઠોત્તર સય અધિકી વ્યાધિ, સઉકિ કહઉં તઉ હોઇ સમાધિ;
કાઢઇં રોગ ન નિયડઉ થાઇ, કાઢઉ કહતાં સઉકિ ન જાઇ. ૪૩

સઉકિ-આગિ ભટકે પ્રજલઇ, વિણુસઇ વંસ ન ધુંં નીકલઇ;
આગિ ઓલ્હાહઇ એકં વારિ, સઉકિ સંતાપઇ સાતે વારિ. ૪૪

° ° °

પ્રિય વિણુ નારી રાતિ અંધારી, મેલ્હી રૂડે કાજિ નિવારી;
જઇ પુણુ સુત દીવઉ ઝલહલઇ, તઉ દીવાલી સમ તુડિ તુલઇ. ૮૯

સ્રી બેટા વિણુ પંકડ ગાઇ, ડીલઇતી પુણુ કહઇ ન સુહાઇ;
ઘરધણિઆણી થાઇ દાસિ, જઇ બેટઉ હોઇ નવિ પાસિ ૯૦

રાજા ટલ્યાનુ સિઉ કરતઉ, જઇ તું બેટઉ છઇ જીવતઉં;
એક અજીવિ માગસે ઠાઉ, રાખે કૂડસુ માંડઇ રાઉ. ૯૧

° ° °

જીણિ ગુફાં કેસરિ વસઇ, કરિકુલ કેરઉ કાલ;
આલિ સિયાલ તિહાં કરઇ, સીહ નહી તે આલ. ૯૯

જિણિ તરુ ડાલઇં વીસમિઉ, ગુરુડ સુગુરુડ સમોડિ;
ચિડી તે ચૂંથીઇં એ હરિવાહણુ ષોડિ. ૧૦૦

આવાસહ જિણિ ઓરડઇ, લલકઇ લહકઇ દીપ;
તે જઇ તિમ રે ભેલીઇં, દીઇંપ તણી કુણ કીપ ? ૧૦૧

° ° °

જે એકૂ વયરી કરી, નર નિશ્ચંત સૂયંતિ;
તે સૂત્તા તરૂસિહર જિમ, ધર પડિયા જગ્ગંતિ. ૧૪૧

° ° °

વિણુ અવસર જે માંડઇ ગૂઝ, રાજ-તલઉં ત્રોડઇ અબૂઝ;
માલા પડ્યા ઘાણિ ટીણુઇં, ધૂંબડ નામ સહૂ કો ભણુઇ. ૨૬૮

અવસરિ બોલિઉં માણુસ ગમઇ, પામઇ પુષ્ટિ જુ અવસરિ જિમઇ,
અવસરિ વાલ્હઉ વૂઠઉ મેહ, અવસરિ આવિં સગઇં સિણેહ. ૨૬૯

o o o

ગિઈ ફાગુણિ આંબઉ ગહગહઇ, ગિ(ઈ) શ્રીખિમ નઈ પૂરિં વહઇ;
બહુલ પક્ષ પૂઠિં શશિ-વૃદ્ધિ, આર અનંતર સાગર રિદ્ધિ. ૪૨૭

o o o

જૈન સાધુકવિઓ કેવળ મનોરંજનાર્થે કૃતિનું સર્જન કરે એવું ન બને. કોઈક વિશિષ્ટ ઉદ્દેશથી જ તેમનું સાહિત્ય રચાતું રહ્યું છે. શ્રી જયશેખરસૂરિએ આ રૂપકકથામાં સ્થળે સ્થળે ત્યાગ, વૈરાગ્ય, સંયમ, ઉપશમ, સમતા વગેરેનો મહિમા દર્શાવતી પંક્તિઓ લખી છે. ઉદાહરણ તરીકે નીચેની કેટલીક પંક્તિઓ જુઓ :

સેવીતા સવિરસ વિરસ, ઇક્ષ્વાઈક્ષિં જોઈ;
નવમઉ જિમ જિમ સેવીઇ, તિમ તિમ મીઠઉ હોઇ. ૭

o o o

મ કરિ અજાણી સ્ત્રી વીસાસ, સ્ત્રી કહીઇ દોરી વિણુ પાસ;
હિવડાં હિસઇ એ સીયલી, પુણુ તાપ વિસિઇ જિમ સીયલી. ૨૩
સઉકિ ભણિ હું ન કહઉં સ્વામિ, બીયાબારઉં તુમ્હારઇ નામિ;
જે સીષામણુ તીણુઈં કહી, ભરિયા ઘડા ઉપરિ તે વહી. ૨૪

o o o

પરમેસર અણુસરઉ મોહ તણુઉ અંદોહ છંડિઉ;
સમતા સઘલી આદરઉ, મમતા મુંકઉ દૂરિ;
ચ્યારિ હણી પાંચઇ જિણુ, ખેલઉ સમરસ પૂરિ. ૪૧૫

o o o

કલ્પદ્રુમ કામધેનુ એ હોઇ, ચિંતામણિ એ અવર ન કોઈ;
એહ જિ સિદ્ધિપુરી નઉ પંથ, એહ જિ જીવન સિવહઉ ગ્રંથ. ૪૩૧

o o o

'ત્રિભુવનદીપક પ્રબંધ' ગુજરાતી સાહિત્યનું ઉત્તમ રૂપકકાવ્ય છે. કવિએ એને પ્રબંધ તરીકે ઓળખાવ્યું છે. સામાન્ય રીતે 'પ્રબંધ' શબ્દ 'કિંવદંતિ સહિત' ઐતિહાસિક કથાના પ્રસંગોનું નિરૂપણ કરતા કાવ્યપ્રકાર માટે વપરાય છે. આ કાવ્યકૃતિમાં કોઈ ઐતિહાસિક કથાવસ્તુ લેવાયું નથી, એટલે એ દૃષ્ટિએ 'પ્રબંધ' શબ્દ આ કાવ્યકૃતિ માટે કેટલો ઉચિત છે તેવો પ્રશ્ન થાય, પરંતુ આ કાવ્યમાં રાજા, રાણી, રાજકુમાર, મંત્રી, દુશ્મન રાજા, યુદ્ધ વગેરેના પ્રકારની (ભલે કાલ્પનિક) ઐતિહાસિક ઘટના જેવી ઘટનાઓનું નિરૂપણ થયું હોવાથી આ કાવ્યકૃતિને પ્રબંધ તરીકે ઓળખાવવામાં અનુચિતતા નથી એમ કહી શકાય. વળી, 'પ્રબંધ' શબ્દ પોતે જ વિવિધ અર્થસંદર્ભમાં પ્રાચીન સાહિત્યમાં વપરાયો છે એટલે તથા કવિના પોતાના સમયમાં તે કોઈ એક નિશ્ચિત કાવ્યપ્રકાર માટે રૂઢ નહીં થયો હોય એટલે કવિએ 'પ્રબંધ' શબ્દ પોતાની આ કાવ્યકૃતિ માટે વિચારપૂર્વક જ પ્રયોજ્યો હશે એમ કહી શકાય.

આ કાવ્યની રચના કવિએ વસ્તુ, દુહા, ચોપાઇ, ધઉલ, છપ્પઈ વગેરે છંદમાં કરી છે અને તેમાં કથાનું નિરૂપણ થયું છે તે જોતાં તેને રાસ કે ચોપાઈના પ્રકારની કૃતિ તરીકે પણ કોઈ ઓળખાવે તો તે સ્વાભાવિક છે. એટલે આ કૃતિને કેટલીક હસ્તપ્રતોમાં 'અંતરંગ ચોપાઈ' તરીકે ઓળખાવવામા આવી છે તે પણ યોગ્ય ગણી શકાય. જેમ 'ત્રિભુવનદીપક પ્રબંધ' ઉપરાંત આ કૃતિના 'હંસવિચાર પ્રબંધ', 'પરમહંસ પ્રબંધ' જેવાં નામો પ્રચલિત થયેલાં છે, તેવી રીતે આ કૃતિને માટે 'પ્રબોધચિંતામણિ ચોપાઈ'* જેવું નામ પણ સાંપડે છે.

કવિ જયશેખરસૂરિએ 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની રચના 'પ્રબોધચિંતામણિ'ને અનુસરીને કરી છે અને 'પ્રબોધચિંતામણિ'-ની રચના તેમણે કૃષ્ણમિશ્રકૃત 'પ્રબોધ ચંદ્રોદય'ના પ્રતિકારરૂપે

* જુઓ : 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ,' મોહનલાલ દલીચંદ દેશાઈ, પૃ. ૪૮૭

લખેલી હોય તેવું પંડિત લાલચંદ ગાંધી વગેરે વિદ્વાનોને જણાયું છે. 'પ્રબોધ ચંદ્રોદય'ની સામે પછીના સમયમાં કવિ પદ્મસુંદરે 'જ્ઞાનચંદ્રોદય' અને વાદિચંદ્રે 'જ્ઞાનસૂર્યોદય' નામનું નાટક લખ્યું છે, તેવી રીતે કવિ જયશેખરસૂરિએ 'પ્રબોધચિંતામણિ' અને 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની રચના કરી છે. સં. ૧૬૮૫ માં પં. ધર્મમંદિરે 'મોહ અને વિવેક રાસ'ની રચના કરી છે. તથા દિગમ્બર કવિ બ્રહ્મચારી જિનદાસે 'પરમહંસ કથા'ની રચના કરી છે અને તેના ઉપરથી મરાઠીમાં પંડિત સૂરિજને પણ 'પરમહંસ કથા'ની રચના કરી છે.× આમ 'પ્રબોધચિંતામણિ' અને 'ત્રિભુવનદીપક પ્રબંધ'ના આધારે અન્ય કૃતિઓની જે રચના થઈ છે તે ઉપરથી આ રૂપકાત્મક કથાએ તત્ત્વજ્ઞ પંડિત કવિઓનું ધ્યાન કેટલું આકર્ષ્યું છે તે જોઈ શકાય છે.

ગુજરાતી ભાષામાં આ કૃતિને પ્રકાશમાં લાવનાર 'પંદરમા શતકનાં પ્રાચીન ગૂર્જર કાવ્યો'ના સંપાદક સ્વ. કેશવલાલ ધ્રુવ લખે છે : 'કવિની પ્રતિભા વસ્તુની ગૂંથણીમાં, પાત્રની યોજનામાં અને રૂપકની ખિલવણીમાં એકસરખી વિજયશાળી નીવડે છે. કાર્યનો વેગ તથા સંવિધાનનું ચાતુર્ય વાંચનારનું કૌતુક છેવટ સુધી ટકાવી રાખે છે.'

આ કૃતિનું ત્યારપછી પાઠાંતરો સહિત સંપાદન કરનાર પં. લાલચંદભાઈ ગાંધીએ તેના ઉપર વિશિષ્ટ પ્રકાશ પાડ્યો છે. અને તેમણે 'ત્રિભુવનદીપક પ્રબંધ'ને મધ્યકાળની એક ગણનાપાત્ર કૃતિ ઓળખાવીને લખ્યું છે કે 'કવીશ્વર જયશેખરસૂરિએ પરપ્રવાદિયોના મિથ્યાવાક્ પ્રહારોના પ્રતિકારરૂપ, લોકપ્રચલિત પાખંડ અને લોકોત્તર ધર્મના સત્ય સ્વરૂપને પ્રકાશિત કરનાર સંસ્કૃત 'પ્રબોધચિંતામણિ'ની અને ગુજરાતી આ 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની રચના કરી

---

× જુઓ : મરાઠી દૈનિક 'સત્યવાદી'નો અગ્રલેખ, તા ૧૪-૧૨-૧૯૮૦

હોય એમ એ ગ્રન્થોનું તુલનાત્મક દૃષ્ટિએ નિરીક્ષણ કરતાં જણાઈ આવે છે.'*

મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં રૂપકના પ્રકારની જુદી જુદી કૃતિઓની રચના થઈ છે તેમાં 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની પૂર્વે ખાસ કોઈ રચના જોવા મળતી નથી, પરંતુ 'ત્રિભુવનદીપક પ્રબંધ' પછી 'આત્મરાજ રાસ' (કવિ સહજસુંદરકૃત), 'મોહ વિવેકનો રાસ' (સુમતિરંગકૃત), 'વિવેક વણઝારો' (પ્રેમાનંદકૃત), 'વ્યાપારી-રાસ' (જિનદાસકૃત), જીવરામ શેઠની મુસાફરી (જીવરામ ભટ્ટકૃત) વગેરે સળંગ રૂપકના પ્રકારની રચનાઓ થયેલી છે. ડૉ. ભોગીલાલ સાંડેસરા કહે છે તેમ 'ગુજરાતીમાં પણ ત્યાર પછી વાણિજ્યમૂલક અને ષાડ્ગુણ્યમૂલક અનેક નાનાંમોટાં રૂપકો લખાયાં છે, પણ તેમાંનું કોઈ જયશેખરસૂરિના ઉક્ત કાવ્યની બરાબરી કરી શકે તેમ નથી.'×

સ્વ. કેશવલાલ ધ્રુવ આ રૂપકકાવ્યથી એટલા પ્રભાવિત થયા હતા કે એમણે લખ્યું છે કે 'સંસ્કૃત કવિ તરીકે જયશેખરસૂરિનું જે સ્થાન હોય તે હો, પણ ગુજરાતી કવિ તરીકે તો તેમનો દરજ્જો ઊંચો છે. આ એક જ ગુર્જર કાવ્યથી જૈન કવિ પ્રથમ પંક્તિના સાહિત્યકાર બને છે. જૈનેતર સાહિત્યની જેમ જૈન સાહિત્ય ચકલે-ચૌટે ગવાયું હોત તો જયશેખરસૂરિએ પણ ભાલણ અને પ્રેમાનંદના જેવી પ્રસિદ્ધિ લોકમાં મેળવી હોત.'+

ભોગીલાલ સાંડેસરાએ આ રૂપકકાવ્યની મહત્તા દર્શાવતાં લખ્યું છે કે 'રૂપકગ્રન્થિની મર્યાદામાં રહીને આવી સુદીર્ઘ રચના કરવા છતાં કાવ્યરસ અસ્ખલિત વહ્યો જાય છે. એમાં કર્તાની સંવિધાનશક્તિનો,

* જુઓ : 'ત્રિભુવનદીપક પ્રબંધ', સંપાદક પં. લાલચંદભાઈ ભગવાનદાસ ગાંધી, પૃ ૬

× 'ઇતિહાસની કેડી', પૃ ૨૦૭,

+ 'પંદરમા શતકનાં પ્રાચીન ગૂર્જર કાવ્યો'

ભાષાપ્રભુત્વનો તથા એની કવિપ્રતિભાનો વિજય છે. કાવ્યનો છંદોબંધ દુહા, ચોપાઈ, વસ્તુ, છપ્પય આદિ માત્રામેળ છંદોમાં તથા ગીતોમાં થયેલો છે. કાવ્ય નામે ઓળખાતા અશુદ્ધ ભુજંગીનો પણ કોઈ ઠેકાણે પ્રયોગ છે. અક્ષરના, રૂપના, માત્રાના અને લયના બંધનથી મુક્ત, છતાં એમાં લેવાતી છૂટ ભોગવતું પ્રાસયુક્ત ગદ્ય – જે 'બોલી' નામે ઓળખાય છે તે પણ એમા પ્રસંગોપાત્ત આવે છે.'*

આમ, 'ત્રિભુવનદીપક પ્રબંધ' એ 'પ્રબોધચિંતામણિ'નું અનુસર્જન છે એ તો સ્પષ્ટ જ છે તેમ છતાં મહાકવિની પ્રતિભા ધરાવનાર કવિ જયશેખરસૂરિનું ગુજરાતી ભાષા ઉપરનું પ્રભુત્વ પણ એટલું જ અસાધારણ છે એ 'ત્રિભુવનદીપક પ્રબંધ' વાંચતા આપણને પ્રતીત થાય છે. કદાચ કોઈને જો 'પ્રબોધચિંતામણિ'ની વાત કરવામાં આવી ન હોય અને તેવી અધિકારી વ્યક્તિ 'ત્રિભુવનદીપક પ્રબંધ' વાંચે તો આ કૃતિ એક સ્વતંત્ર સમર્થ સર્જનકૃતિ છે એવું તેને જણાયા વગર ન રહે. એટલે કે કવિની મૌલિક સર્જકપ્રતિભા સહજ રીતે જ આ 'ત્રિભુવનદીપક પ્રબંધ'માં ખીલી ઊઠી છે.

આમ, 'ત્રિભુવનદીપક પ્રબંધ' આપણા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યની એક મહત્ત્વની, માર્ગસૂચક સ્તંભ જેવી ઉત્તમ કાવ્યકૃતિ છે અને સુદીર્ઘ, સવિસ્તર રૂપકકથા કાવ્યમાં એની તોલે આવે એવી બીજી કોઈ કૃતિ હજુ જોવા મળી નથી.

---

* 'ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ', – ભાગ ૧, પૃ ૨૭૮, સ પા. જોશી, રાવળ, શુક્લ

○ ○ ○

## 'ત્રિભુવનદીપક પ્રબંધ'નું કથાવસ્તુ

કવિ શ્રી જયશેખરસૂરિએ ૪૩૨ જેટલી કડીમાં આ રૂપક-કાવ્યની રચના કરી છે. કવિ ગૌતમસ્વામીને નમસ્કાર કરીને પછી પોતાના કાવ્યનો આરંભ કરે છે. રાગ ધન્યાસીમાં લખેલી દુહાની પ્રથમ ત્રણ કડીમાં પહેલા પરમેશ્વરને, અરિહંત પ્રભુને પ્રણામ કરે છે અને ત્યાર પછી માનસ-સરોવરમાં હંસ પર બિરાજતી સરસ્વતી માતાનું નતમસ્તકે ધ્યાન ધરે છે. અને તેની સહાય લઈ પોતે આ સોહામણા કાવ્યની રચના કરે છે, એમ જણાવે છે. ત્યાર પછીની કડીઓમાં કવિ આત્મશુદ્ધિની આવશ્યકતા, નવમા શાંતરસનો વિશિષ્ટ મહિમા અને અનુપમ આત્મજ્ઞાનનો પ્રભાવ સમજાવી શ્રોતા(વાચક)ને સાવધાન થઈ હંસવિચાર શુદ્ધાત્મા વિશેની કથા સાંભળવા કહે છે.

આમ, આરંભની આઠ કડીમાં પ્રાસ્તાવિક વાત કરી, નવમી કડીથી કવિ 'ત્રિભુવનદીપક પ્રબંધ'ની કથાનો – પરમહંસ રાજાની કથાનો આરંભ કરે છે.

અત્યંત તેજસ્વી પરમહંસ નામના રાજા ત્રણ ભુવનમાં રાજ્ય કરે છે. તેમને ચેતના નામે રાણી છે. પરમહંસ રાજા અને ચેતના રાણી આનંદથી દિવસો પસાર કરે છે. કવિ લખે છે :

'તેજવંત ત્રિહુભુવન મઝારિ, પરમહંસ નરવર અવધારિ;
જેહ જપતાં નવિ લાગઇ પાપ, દિનિ દિનિ વાધઇ અધિક પ્રતાપ;
બુદ્ધિ મહોદધિ બહુ બલવંત, અકલ અજેઉ અનાદિ અનંત;
ક્ષણિ અમરગણિ ક્ષણિ પાયાલિ, ઇચ્છાં વિલસઇ તે ત્રિહુકાલિ. ૯

o o o

'રાણી તાસુ ચતુર ચેતના, કેતા ગુણ બોલઉં તેહના?
રાઉરાણી બે મનનઇ મેલિ, ફિરિ ફિરિ કરઇ કતૂહલ કેલિ. ૧૪

કોઈક વખતે માયા નામની રમણી પરમહંસ રાજાને મળે છે. પરમહંસ રાજા તેનું રૂપ જોઈ તેના તરફ આકર્ષાય છે. તે વાત ચેતના રાણી જાણી જાય છે અને પરમહંસ રાજાને માયાના મોહમાં પડવાની ના પાડે છે અને કહે છે કે જો માયાના મોહમાં પડશો તો રાજ્યનો ત્યાગ કરવો પડશે અને સંસારમાં ભ્રમણ કરવું પડશે. આ પ્રમાણે ચેતના શિખામણ આપે છે પરંતુ તે શિખામણ ભરેલા ઘડા પરથી પાણી જેમ વહી જાય તેમ પરમહંસ રાજાને અસર કરતી નથી તે દર્શાવતાં કવિ લખે છે :

'જે સીષામણ તીણઇં કહી, ભરિયા ઘડા ઉપરિ તે વહી.' ૨૫

પરમહંસ રાજા ચેતના રાણીનો પણ ત્યાગ કરી દે છે તેથી ત્રણે ભુવનનું રાજ્ય નાશ પામે છે અને રાજા કાયાનગરી વસાવી તેમાં સંતોષ માને છે.

પરમહંસ રાજા આ કાયાનગરીની ધુરા પોતાના મન નામના પ્રધાનને આપે છે. મલિન વૃત્તિવાળો મન-પ્રધાન રાજાને બંધનમાં નાંખી રાજ્યને ધૂળધાણી કરે છે. પાપરૂપી પાશથી પરમહંસ રાજાને બાંધી દે છે. ત્યારે દુઃખી થયેલો પરમહંસ રાજા ચેતનાની શિખામણને યાદ કરી પશ્ચાત્તાપ કરે છે પરંતુ પરમહંસ રાજાને કોઈ છોડાવનાર નથી.

મન-પ્રધાનને બે પત્નીઓ છે : પ્રવૃત્તિ અને નિવૃત્તિ. પ્રવૃત્તિને મોહ નામનો પુત્ર જન્મે છે અને નિવૃત્તિને વિવેક નામનો પુત્ર જન્મે છે. પ્રવૃત્તિ સ્વભાવથી જ ઉછાંછળી છે. પોતાની ઇચ્છા પ્રમાણે રાજકાર્ય કરાવે છે અને મનને પ્રેમથી પોતાને વશ કરી લે છે. તે મનને ત્રણ ભુવનમાં ભમાવે છે તેથી મનને ક્ષણવાર પણ સમાધિ કે વિશ્રામ મળતો નથી.

હવે કોઈ વખત એકાંત જોઈને મન-પ્રધાનને પ્રવૃત્તિ કહે છે કે 'નિવૃત્તિ નામની આપની પત્ની અમને મારવાના ઉપાયો કરી

રહી છે. આપણા મોહ નામના પુત્રનો પણ નાશ કરવા પ્રયત્ન કરે છે. તેથી મારા મનમાં દિવસરાત એ જ ચિંતા થાય છે કે આ મોહ કેવી રીતે મોટો થશે ?' આ પ્રમાણે મનને ચડાવી નિવૃત્તિ અને તેના પુત્ર વિવેકને દેશવટો અપાવે છે. પછી મન, પ્રવૃત્તિ અને માયા ત્રણે નિવૃત્તિના જવાથી આનંદિત થાય છે અને પરમહંસ રાજાને બાંધી પોતાની ઇચ્છાઓ પૂરી કરે છે. પ્રવૃત્તિ મોહકુમારને રાજ્ય અપાવે છે અને પોતાનો મનોરથ પૂર્ણ કરે છે.

મોહકુમાર રાજા બને છે. તેની આણ જગતમાં વર્તી રહી છે. ત્યાર પછી મોહકુમાર અવિદ્યા નામની નગરી સ્થાપે છે. આ અવિદ્યા નગરીનું વર્ણન કરતાં કવિ લખે છે .

'અવિદ્યા નગરી ગઢ અજ્ઞાન, તૃષ્ણા ખાઇ મોહું માન. ૫૬
કદાચારુ કોસીસાંઉલિ, ચ્યારિઇ દુર્ગતિ વહિતી પોલિ;
વિષયવ્યાપ વારુ આરામ, મંદિર અશુભાં મન પરિણામ. ૫૭
કામાસન જે કહિયાં પુરાણિ, ચઉરાસી ચહુટાં તે જાણી;
ભૂરિ ભવંતર સેરી હુઇ, કૂડબુદ્ધિ તે ઘરિ ઘરિ કુઇ. ૫૮
મમતા પાદ્રતણી રખવાલિ, કુમત સરોવર મિથ્યાપાલિ;
નિર્વિચારુ નિવસઇં તિહાં લોક, થોડઇં ઉચ્છવ થોડઇં શોક.' ૫૯

મોહરાજાનો પરિવાર :–

દુર્મતિ નામની મોહરાજાની રાણી છે. તેના મોટા પુત્રનું નામ કામ છે. રાગ, દ્વેષ એ બે એના નાના પુત્ર છે. નિદ્રા, અધૃતિ અને મારિ (હિંસા) એ મોહ રાજાની પુત્રીઓ છે. મિથ્યાદર્શન પ્રધાન છે. આઠ કર્મ તે તેના રાણા છે. સાત વ્યસન તે રાજ્યના સાત અંગ છે. ચાર્વાક નામનો બાલમિત્ર છે. અમર્ષ નામનું છત્ર છે. રતિ અને અરતિ ચામર ઢાળે છે. સર્વ પરિગ્રહ નામનો ભંડાર છે. આવા પ્રકારની મોહરાજાની ઋદ્ધિ છે.

નિવૃત્તિ અને વિવેક પોતાને રહેવા અનુકૂળ સ્થળ શોધે છે. ફરતાં ફરતાં તેઓ પ્રવચન નામની નગરીમાં આવે છે. રળિયામણા નગરને જોઈને વિવેક માતાને કહે છે કે આપણે અહીં વિસામો લઈએ. માતા–પુત્ર બન્ને શમ–દમ નામના વૃક્ષની છાયામાં બેસે છે. ત્યાંના કુલપતિ વિમલબોધને જોઈને નમસ્કાર કરે છે. નિવૃત્તિ હાથ જોડીને વિમલબોધને પૂછે છે કે 'હું મારા પુત્રને સુખી ક્યારે જોઈ શકીશ?'

કુલપતિ વિમલબોધે વિવેકકુમારને જોયો અને ખોળામાં બેસાડ્યો. કુમારનાં લક્ષણો જોઈ કુલપતિ આનંદિત થયો. પછી નિવૃત્તિને કહે છે કે 'આ કુમારની તોલે અન્ય કોઈ નર નથી. પરંતુ મારું એક વચન માનો.' કવિ લખે છે :

'એ બેટઉ હૂં સુખિ વિલસંતુ દેષિસુ કેતઈ કાલિ?
કુલપતિ કુમર આલોકિઉ એ, આપણઈ ધરિ ઉચ્છંગિ;
લક્ખુ કરી લક્ષણુ ઓલખિયાં એ, ઊલટ માઈ ન અંગિ.
હરષિ મહારિષિ ઇમ બોલઇ....
ઉહયવંતુ એ કુમર અવરુ નરુ એહ ન તોલઇ જઇ.' ૭૬

વિમલબોધ કહે છે કે 'દેવીઓ, અપ્સરાઓ પણ જેને નમે છે એવી મારે સુમતિ નામની પુત્રી છે. તેને જો વિવેક પરણે તો તે સુખી થઈ શકે.' નિવૃત્તિ તો રાજી થાય છે કે 'હું તો રહેવા સ્થળ શોધતી હતી, પણ આ તો મને વહુ પણ મળી ગઈ.' કવિ લખે છે :

'ઘેવરમાંહે એ ઘૃત ઢલિઉં', થાહર જોતાં સગપણ મિલિઉ.' ૭૯

વળી વિમલબોધ કહે છે કે 'આ પ્રવચનનગરીના અરિહંત રાજા છે. ચોસઠ ઇંદ્રો તેમની સેવા કરે છે. કરોડો દેવો તેમને નમસ્કાર કરે છે. મુક્તિ અને ભુક્તિના દાતાર છે. મણિમય ત્રણ ગઢ ઉપર તેમનો વાસ છે. વગાડ્યા વગર જ વાજિંત્રો વાગે છે. ગગનપ્રમાણ ધ્વજ ફરકી રહ્યો છે. ધર્મચક્ર પૃથ્વી પર ઝળહળે છે. કાંટાઓ

ઊંધા થઈ જાય છે. સુવર્ણકમલો પર ચરણો સ્થાપે છે. એવા અરિહંત રાજાની આજ્ઞાને જો વિવેક અનુસરે તો કાર્યસિદ્ધિ કરી શકશે.'

નિવૃત્તિ અને વિવેક અરિહંત રાજાની આજ્ઞાને પાળી તેમને પ્રસન્ન કરે છે. પોતાનો પુત્ર આવો મહાન છે એ વિચારી નિવૃત્તિ હર્ષિત થાય છે તે વિચારે છે કે જેના પાસે પુત્ર નથી તે પતિ અને પત્ની બન્ને દાસ-દાસી સમાન છે. પ્રિય વિના સ્ત્રી અંધારી રાત્રિ જેવી છે પરંતુ જેનો પુત્રરૂપી દીવો ઝળહળે છે તેનું જીવન દિવાળી સમાન પ્રકાશિત બને છે.

નિવૃત્તિ પોતાના પુત્રને હિતશિક્ષા આપતાં કહે છે, 'હે વત્સ! આ નગરીના નિરંજન રાજાને સ્થિર થઈને આરાધ જેથી મોહરૂપી મહાન સુભટનો નાશ કરી શકાય.' કુમાર પણ માતાને કહે છે, 'હે માતા! હું આપના દૂધ અને સાકર જેવા વચનો સાંભળી ઘણો આનંદિત થયો છું. તેનો ક્યારે પણ લોપ કરીશ નહીં.'

હવે વિવેક અરિનો ઉચ્છેદ કરવા તૈયાર થાય છે. અરિહંત રાજા વિવેકને પુણ્યરંગ પાટણ નામની નગરીનો રાજા બનાવે છે. તત્ત્વચિંતન પટ્ટહસ્તિ ઉપર આરૂઢ થઈ વિવેક નિવૃત્તિ અને સુમતિને સાથે લઈ આડંબરપૂર્વક નગરીમાં પ્રવેશ કરે છે. પુણ્યરંગ પાટણમાં વિવેકની આણ વર્તે છે. તેથી પાખંડીઓ પ્રાણનો ત્યાગ કરે છે. જ્ઞાન-તલાર રાજ્યનું રક્ષણ કરે છે.

આ બાજુ મોહરાજા વિચારે છે કે 'મારા પિતા મૂર્ખ છે કે જેમણે વિવેકને જીવતો રાખ્યો છે. ઉંદર અને સાપ સમાન અમારા બન્ને ભાઈઓનો સ્નેહ છે. તેથી મારે વિવેકને મારી નાખવો જોઈએ.' વિવેકને શોધવા પોતાના ચર પુરુષોને મોહરાજા મોકલે છે. દંભાદિ સેવકો પૃથ્વી પર વિવેકને શોધવા ભમે છે. વિવેક પુણ્યરંગ પાટણમાં છે તે જણાતાં તેઓ પુણ્યરંગ પાટણ-નગર તરફ જાય છે પરંતુ જ્ઞાન-તલાર તેમને રોકે છે, જેથી દંભ ત્યાં રોકાય છે અને

મોહના બીજા સેવકો પાછા જાય છે અને મોહને સમાચાર આપે છે. દંભને ન જોતાં મોહરાજા સેવકોને પૂછે છે કે દંભ ક્યાં છે? ત્યારે ત્યાં બનેલી હકીકત સેવકો મોહને કહે છે. દંભની રાહ જોતાં જ દંભ સભામાં પહોંચે છે ત્યારે મોહરાજા પ્રેમથી પીઠ ઉપર હાથ ફેરવીને સર્વ સમાચાર પૂછે છે.

દંભ વિવિધ ગુપ્ત વેષ પહેરીને પુણ્યરંગ–પાટણ નગરમાં ગયો હતો. તે ત્યાંનું વૃત્તાંત મોહને જણાવે છે. દંભ પુણ્યરંગ પાટણનું વર્ણન કરે છે. કવિ લખે છે :

'કિદ્ધઇં વેસંતરિ ફિરી, નિરખિઉ નયર અસેસ;
ચારુ અધિપતિ તઉ તિહાં, કુણિહિ ન કિસિઉ કલેસ.' ૧૫૩

o o o

ગ્રાહક સરિસઉ વુહરતાં, તિણિ પુરિ લાભ અસંખ;
આપે ઉડદહ બાકુલે, લબ્ભઇ કંચણુ લક્ખ. ૧૫૫
નારીનઉ કરલિઇં પુરૂષ, ઇણિ તુમ્હારઇ વાસિ;
કોઈ કાંઈ માગઇ નહીં, સ્વામી તિહાં સુખવાસિ.' ૧૫૭

પુણ્યરંગ નગરમા બ્રહ્મચર્યરૂપી સરોવર છે અને તેની નવ-વાડ રૂપી નવ પાલિ છે. સંયમરૂપી વન અતિ રળિયામણું છે. જયણા નામની પાદર દેવતા છે. સુકૃત નામનો મહાગઢ છે. ઘરે ઘરે શ્રુત-રસના કૂવા છે સમતારૂપી શેરી છે. ત્યાં અમારિની ઉદ્‌ઘોષણા થાય છે સ્વામીભક્તિ થાય છે સદ્‌ગુરુઓ આગમ વાંચે છે. જિનાલયોમા મહોત્સવ થાય છે. વળી વિવેકના પરિવારનું વર્ણન કરતાં દંભ કહે છે :

'રાણી સુમતિ ખરઉ અનુરાગુ, જેઠઉ બેટઉ તસુ વયરાગુ;
સંવર સમરસ લહૂય કુમાર, બાલમિત્રુ પુણુ સુવિચાર. ૧૬૯
મૈત્રી કરુણા મુદિત ઉપેખ, બેટી બહૂય રૂપની રેષ,
સુહુતા સુહવડિ સમકિતુ લેખિ, પરુષકાર તાં દલવઇ દેખિ.' ૧૭૦

સુમતિ નામની વિવેકની રાણી છે. મોટો પુત્ર વૈરાગ્ય છે. સંવર અને શમરસ બે નાના પુત્રો છે. સુવિચાર નામનો બાલમિત્ર છે. અત્યંત રૂપવાન મૈત્રી, કરુણા, મુદિતા નામની પુત્રીઓ છે. સમકિત નામનો મહેતાજી છે. ઉપશમ, વિનય, સરલ અને સંતોષ એ ચાર મહાધર છે. નગરીમાં શુભધ્યાનરૂપી ગુપ્તચર ફરે છે. વિવેક રાજાએ ગુરુના ઉપદેશરૂપી છત્ર ધારણ કર્યું છે. રાજ્યમાં શીલરૂપી હાથી ઝૂલે છે. સામાયિક નામનો સારથિ છે. કર્મવિવર નામનો પ્રતિહાર છે. આગમોના અર્થરૂપી ભંડાર છે. ક્રિયાકલાપરૂપી કોઠાર છે. સાત તત્ત્વરૂપી રાજ્યનાં સાત અંગ છે. આચાર્યના છત્રીસ ગુણરૂપી દંડાયુદ્ધ છે. સારા પુરુષોની સંગતિ નામની પર્ષદા છે. સત્યરૂપી સિંહાસન છે. બાર ભાવનાઓરૂપી નૃત્ય કરનારનાં પાત્રો છે. આ પ્રમાણે વિવેકરાજાની રાજ્યઋદ્ધિ છે.

વિવેકરાજા સભામાં બેઠેલા છે ત્યાં તેમણે દંભને જોયો. તેથી મંત્રીને બોલાવી તેની સાથે મોહરાજાને જીતવા માટે ચર્ચા કરે છે. મંત્રીએ કહ્યું, 'એ માટે કોઈ ઉપાય શોધવો જોઈએ. એ માટે ગુરુજોશીને તેડાવીએ.' ગુરુજોશી વિવેક રાજા પાસે આવે છે અને આ પ્રમાણે કહે છે :

'મુહતઇં તેડિઉ ગુરુ જોઇસી, વાત કહી તિણિ જોઈ ઇસી;
અમ્હ મતિ મૂકઉ હિયડઇ ધરી, તમ્હિ જાણઉં તાં પ્રવચનપુરી. ૧૭૯

રાજ કરઇ છઇ રાઉ અરિહંત, દુ(ઉ)પદેશ તેહનઉ સામંત,
શ્રદ્ધા નામિં તાસુ વ ઘરણિ, દીપઇ દેહિ સુગુણ આભરણિ. ૧૮૦

તિણિ જાઈ છઈ જે દીકિરી, નામુ પુણ સંયમસિરી;
તે જઈ રાઉ પરણે વાલહઈ, વયરી વંસતિ લીલાં દહઇ.' ૧૮૧

અરિહંત રાજાનો સદુપદેશ નામનો સામંત છે. તેની શ્રદ્ધા નામની પત્ની છે. તેને સંયમશ્રી નામની પુત્રી છે. 'તેની સાથે જો વિવેકકુમાર પરણે તો વૈરીના વંશનો નાશ થઈ શકે.' એમ કહીને

ગુરુજોશી ગયા પરંતુ વિવેક 'એ પત્નીના ભર્તાર થવાની પોતાની ઇચ્છા નથી' એમ મંત્રીને જણાવે છે. બે પત્નીના પતિને કેવું દુઃખ હોય છે તે બતાવતા કવિ લખે છે :

'હઉં કિમ પરણુઉં સંયમસિરી ? ઇક છઇ આગઇ અંતેઉરી;
નીદ્ર ન સૂઈ ભૂષ ન જિમઇ, કલિ ભાગઉ ઘર બાહરિ ભમઇ;
જીણઈ નારી દોઇ પરિગ્રહી, દોઇ ભવ વિણઠા તેહના સહી. ૧૮૩
બિ કીજઈ જઈ કિમઇ કલત્ર, મનસા હોઈ સહી વિચિત્ર;
ઈક આધી ઇક પાછી કરઈ, તિણિ પાથિં નર ગૂઢા ભરઈ. ૧૮૪
એક ઘરણિ તાં ઘરની મેઢિ, બીજી હુઇ તઉ વાધી વેઢિ;
બિહું નઉં મન છાચરતુ રુલઈ, પચ્છઇ પચ્છાતાવે બલઇ.' ૧૮૫

આ વિચાર વિવેકરાયની પ્રથમ સુમતિ રાણી સાંભળે છે ત્યારે તે કહે છે કે 'સર્વ સ્ત્રીઓ સમાન નથી હોતી. કુલીન અને અકુલીન સ્ત્રીઓમાં ભેદ હોય છે વળી મારી જે શોક્ય આવશે તેની સાથે હું પ્રેમથી રહીશ. જેમ આપની આજ્ઞા હશે તે પ્રમાણે અમે બન્ને કાર્યો કરીશું. માટે આપ આનંદથી સંયમશ્રીને પરણો.' આ પ્રમાણે સુમતિ વિવેકરાજાને ફરી પરણવાની પ્રેરણા આપે છે.

પત્નીની પ્રેરણાથી પ્રેરાયેલો વિવેકરાજા પરણવા તૈયાર થાય છે. તે માટે શુભાધ્યવસાય નામના સુભટને અરિહંત રાજા પાસે સંયમશ્રીનું માગું કરવા મોકલે છે.

આ બધા સમાચાર આપી દંભ મોહરાજાને સાવધાન કરે છે. દિવસે દિવસે વિવેકના રાજ્યનો વિસ્તાર વધતો જાય છે તે સાંભળી મોહરાજા ક્ષોભ અનુભવે છે અને વિવેકને જીતવા વિચાર કરે છે. મોહરાજાને ચિંતાતુર જોઈ તેનો મોટો પુત્ર કામ પોતાનું શૌર્ય દર્શાવી યુદ્ધ માટે આજ્ઞા માગે છે. તે કહે છે કે 'પિતાજી, હું નાનો છું એમ ન વિચારતા, કારણ કે સિંહનું બચ્ચું નાનું હોય છે એમ છતાં હાથીને હણે છે'

મોહરાજા પોતાના આવા વીર પુત્રને આશીર્વાદ આપી યુદ્ધ કરવાની અનુજ્ઞા આપે છે. કામકુમાર પોતાના વિશાળ પરિવાર સાથે પ્રયાણ કરે છે. આઠ મદરૂપી હાથીઓ, પાંચ ઇંદ્રિયરૂપી ઘોડાઓ, કુવિકલ્પરૂપી મહાન રથ, સાત વ્યસનરૂપી સૈન્ય તેની સાથે છે. તે સમયે વિકથારૂપી પ્રયાણની ભેરીનો અવાજ થાય છે.

કામ જ્યાં જ્યાં જાય છે ત્યાં દરેકમાં કામવાસના જાગ્રત કરી બધાને વશ કરે છે. બ્રહ્મલોકમાં બ્રહ્માને વશ કરે છે સાવિત્રીનો સ્વીકાર કરાવીને, કૈલાસપતિ શંકરને પાર્વતી સાથે જોડી દઈને, ગૌતમ વગેરે ઋષિઓને પણ એક એક સ્ત્રી અંગીકાર કરાવીને તે મોહરાજાની આણ સ્થાપે છે. કામકુમાર ત્યાંથી પુણ્યરંગ પાટણ તરફ પ્રયાણ કરે છે. પુણ્યરંગ પાટણમાં વિવેકને આ સમાચાર મળતાં તરત જ પોતાના મિત્ર વિચારને કહે છે કે 'હમણાં મારે મોહના પુત્ર કામકુમાર સાથે યુદ્ધ કરવું તે યોગ્ય નથી, પરંતુ સંયમશ્રી સાથે પરણ્યા પછી અવસરોચિત યુદ્ધ કરીશ.' આમ પોતાની ઇચ્છા વિચાર મિત્રને જણાવે છે ત્યાં જ અરિહંત રાજા પાસે મોકલેલ શુભાધ્યવસાય આવી પહોંચે છે અને વિવેકને કહે છે કે 'આપ પ્રવચનપુરીમાં પહોંચી જાઓ.' તે સાંભળી વિવેકરાય મિત્ર વિચારને લોકોની સંભાળ કરવાનું સોંપી તથા પોતાની પાછળ લઈ આવવાની શિખામણ આપી પ્રવચનનગરીમાં જાય છે. પાછળ નગરલોકોને સાથે લઈ વિચાર પણ પ્રવચનનગરીમાં જાય છે.

કામદેવના શત્રુઓ પુણ્યરંગ પાટણમાં ફરી વળે છે. પ્રમાદી લોકો જે ત્યાં રહ્યા હતા તે બધા કામવશ બની જાય છે. આમ, કામકુમાર ત્રિલોકમાં વિજય મેળવે છે પરંતુ વિવેક ઉપર વિજય નથી મેળવી શકતો. વિવેક નાસી ગયો છે તે વાત કામકુમારે જાણી. 'નાસી ગયેલાની કેડ શી કરવી ?' વળી પ્રવચનનગરીમાં જવાનો પિતાનો આદેશ નથી. જેથી હવે નિજ સ્થાનકે જાઉં એમ કહી બિરુદાવલી બોલાવતો કામકુમાર પાછો ફરે છે. અવિદ્યા નગરીએ

પહોંચે છે. ત્યાં મહોત્સવ થાય છે. કામકુમાર માતાપિતાને પ્રણામ કરે છે ત્યારે માતા હર્ષિત થઈ શુભાશિષ આપે છે. મોહરાજા કામકુમારને ખોળામાં બેસાડે છે અને ત્રિલોક જીતવાનું વૃત્તાંત પુછે છે. ત્યારે તે અવસરે કામકુમારનો મિત્ર કામકુમારે કરેલા વિજયનું વૃત્તાંત વર્ણવે છે. એ સમયે પાપશ્રુત નામનો ભટ્ટ મદનકુમારના છંદ ભણે છે. પુત્રનું આવું પરાક્રમ સાંભળી નરનાથ આનંદિત થાય છે. પરંતુ 'વિવેક જીવતો ગયો તે ત્યાં સંયમશ્રીને પરણી પોતાના વંશનું નિકંદન કરશે' એમ વિચારથી ક્રોધિત થાય છે. એ સમયે કોઈ એક પ્રતિહાર રાજસભામાં આવી કર જોડી મોહરાજાને નમસ્કાર કરે છે અને કહે છે કે કોઈ ગુણવાન પુરુષ આપને મળવા ચાહે છે. મોહરાજા આજ્ઞા કરે છે કે તેને જલ્દીથી રાજસભામાં લઈ આવો. રાજાની આજ્ઞા થતાં તે પુરુષ રાજસભામાં આવે છે તેનું વિકરાળ રૂપ જોઈને મોહરાજા ડરી જાય છે.

તેના રૂપનું વર્ણન કરતાં કવિ લખે છે :

'તસુ સિરિ બાબરિયાલિ ઝાંટિ, હુરલઉ જિસિઉ દિસિ કીધઉ ખાંટિ;
ભુંઇ કંપાવઇ મેલ્હી પાય, રાતે નયણિ બીહાવઇ રાય,
વિકટ વચન કર ચરણ અઘોર, નસાજાલ જાણે છઈં દોર. ૨૯૫
તેહનું રૂપ કાલ વિકરાલ, દેખી ચમકિઉ મનિ ભૂપાલ;'

પછી તે પુરુષ મોહરાજાને પ્રણામ કરે છે ત્યારે રાજા તેનું નામ પૂછે છે. તે કહે છે, 'હે સ્વામી ! મારું કલિકાલ નામ છે. અને આપ જો આજ્ઞા આપો તો આપની પાસે રહેવા ઇચ્છું છું. વળી આપના જે અરિહંત રાજા શત્રુ છે તે મારા પણ શત્રુ છે. તેથી તેનો હું નાશ કરવામાં આપને સહાય કરીશ. મુક્તિમાર્ગને ભાંગી નાંખીશ અને વીરવિવેકને પણ હરાવી દઈશ. પ્રવચનનગરીનો નાશ કરીશ, જ્ઞાનતલાર-રક્ષકને હણી નાંખીશ. ઉપશમ, સંવરાદિ શત્રુઓનો પણ નાશ કરીશ.' આ પ્રમાણે મોહરાજાને કલિકાલ કહે છે. કલિકાલનાં આવાં વચનો સાંભળીને મોહરાજા પોતાના રાજ્યમાં તેને

રાખે છે. કળિકાળને પોતાનાં વચનો પ્રમાણે વર્તન કરતો જોઈ મોહનું સૈન્ય મસ્ત બને છે. કળિકાળ પ્રવચનનગરીમાં કેર વર્તાવે છે. મુનિવરોમાં કુમેળ વધે છે. તેઓ જીવાજીવનો વિચાર કરતા નથી. નમસ્કાર મહામંત્રમાં તેમને વિશ્વાસ રહ્યો નથી. તેઓ ક્ષુદ્રમંત્રોનો અભ્યાસ કરે છે. ભાષાસમિતિ તો દૂર નાસી ગઈ છે અને તપ, ઉપશમ તો જાણે પૂરમાં તણાઈ ગયાં છે. કુલવાન સ્ત્રી ઘર છોડી બહાર રમે છે. આવશ્યકની વાતો ગમતી નથી. શૃંગાર ગમે છે. પરંતુ ગુરુનો ઉપદેશ ગમતો નથી. આમ ઘણા પુરુષોને કલિયુગે વશ કર્યા. વળી મુક્તિપુરીમાં જે જતા હતા તેને પણ કલિકાલે ગ્રહણ કર્યા, તેથી તેઓ મોહ પાસે જઈને રહ્યા. વળી કેટલાક પરમેશ્વર પાસે આવી કર જોડી પોકાર કરવા લાગ્યા, 'આપ અમારાં માતાપિતા છો. આ સંતાપથી અમને ટાળો, અને ભવરૂપી જંગલથી પાર ઉતારો.'

આ પ્રમાણેનાં વચનો સાંભળીને જિનેશ્વર પ્રભુ વિવેકને મોહરાજાના દળનું નિર્દલન કરવા વિલંબ ન કરવાનું જણાવે છે. અને સંયમશ્રી સાથે પરણવાનું જણાવે છે. આ સંયમશ્રી મહાન વીરકુળમાં પેદા થયેલી છે અને પોતે પણ શૂરવીર કન્યા છે. વીર પુરુષોને જ વરવાની ઇચ્છાવાળી છે. તેની સાથે પરણવાથી જ્ઞાનકળાઓ વૃદ્ધિ પામે છે. ઇંદ્રો-દેવો પણ મનની શુદ્ધિપૂર્વક સેવા કરે છે. આઠે પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. આમ સંયમશ્રીની શ્રેષ્ઠતા અને દુષ્પ્રાપ્યતા અરિહંત પ્રભુ વિવેકને સમજાવે છે અને વીરચરિત્ર પ્રગટાવવાથી સંયમશ્રીની પ્રાપ્તિ જણાવે છે. કુમાર પણ સ્વામીને કહે છે કે 'આપણી સભામાં તે નારીને લાવો. આપનું નામમંત્ર હૈયે ધરીને વીરતાને પ્રગટ કરીશ.'

ત્યારપછી વિવિધ વાજિંત્રો વાગે છે, નારીઓ ઓવારણાં લે છે. વીર વિવેક પરણશે તેથી સાજનો ઉતાવળા થયા છે. લોકો કહે છે કે આ વીર વિવેક કેવી રીતે વિકરાલ વાઘનું દમન કરશે ? કેવી રીતે અગ્નિની જ્વાળાને પીશે ? કેવી રીતે આધાર વગર ગિરિને

ઉપાડશે ? કેવી રીતે કરવતની ધાર ઉપર ચાલશે ? કેવી રીતે રાધાવેધ સાધશે ?

સભાની મધ્યમાં અરિહંત રાજા સંયમશ્રીને લાવે છે. ત્યારે રાગ અને દ્વેષ નામના બે સિંહ ઊઠે છે. તેના નખ કોદાળા સરખા છે અને પૂંછડીથી ભૂમિને કંપાવે છે. કેશવાળી ધૂણાવે છે તે જોઈ લોકો મહેલ પર ચઢી જાય છે. પરંતુ વિવેકકુમાર તો સમતા ગુણથી તેનું દમન કરી નાખે છે. અગ્નિની જ્વાળા પીવી સહેલી છે પરંતુ સર્વવિરતિની વાચા દોહેલી છે તે વિવેકકુમાર મુખમાં લે છે. પાંચ મહાવ્રત પાચ મેરુ સમાન છે. વિવેકકુમાર તપરૂપી કરવતની ધાર ઉપર ચાલે છે. બાવીસ પરિષહો ને સોળ ઉપસર્ગો સાહસથી સહન કરે છે હવે વિવેક રાધાવેધ સાધે છે અહીં કવિ રાધાવેધનું વર્ણન કરતાં લખે છે :

'જે સંસાર જેઉ થિર દંભ, એહ જિ મંડપ એહ જિ થંભ;
આઠ ચક્ર જે સૃષ્ટિ સંહારિ, તેઉ શુભાશુભ કર્મ વિચારિ. ૩૨૬
હેઠી દૃષ્ટિ જીવનઉં ધ્યાન, ઊરધ મુક્તિ ભણી સંધાન;
તત્ત્વકલા વિંધી મન બાણિ, ઈણ પરિ રાધાવેધ વખાણિ.' ૩૨૭

આ પ્રમાણે કુમાર રાધાવેધ સાધે છે એટલે સંયમશ્રીકન્યા વિવેકકુમારના કંઠમા વરમાળ પહેરાવે છે. વિવેકકુમારનાં સંયમશ્રી સાથે મહોત્સવપૂર્વક લગ્ન થાય છે કવિ વર્ણવે છે :

'પહિલું થિરુ વન થિર હૂઆંએ, જણુ દીજઈ બીડાં જૂજૂઆં એ;
લેઇ લગન વધાવિઉં એ, વિણુ તેડા સહૂઇ આવિઉં એ. ૩૨૯

o o o

બઈઠી તેવડ તેવડીએ, હિં પાપડ સાલેવડ વડીએ. ૩૩૦
ગેલિહિં ગોરડીએ, પકવાને ભરિઇં ઓરડીએ;
ફૂલંકે ફિરઈએ, વર વયણિ અમીરસ નિતુ ઝરઈએ.' ૩૩૧

o o o

'વર શૃંગારિઉ રથિ ચડઇએ, વાજિંત્ર કવિ અંબર ઘડહડઇં;
લાડણુ જોવા જગ મિલઈએ, સિરિ છત્ર ચામર પાસઈં ઢલઈંએ;
સંયમસિરી જગદૃહલી(લહી)એ, પ્રિય પેખી ગુણનિધિ ગહગહીએ
પુહતઉ મંડપિ સાસરઇએ, વર બઇઠઉ પ્રવચન માહરઇએ.' ૩૩૫

સંયમશ્રી સાથે પરણીને વીર વિવેક મોહરાજા સાથે યુદ્ધ કરવા પ્રયાણ કરે છે સુકૃત કથારૂપી ભેરી વાગે છે. તપ નામનાં હથિયારો સાથે મોટું સૈન્ય સજ્જ કરીને વિવેક મોહરાજા પર આક્રમણ કરે છે. શુભ ભાવરૂપી અસવાર ઊઠે છે. અઢાર હજાર શીલાંગના ભેદરૂપી રથ છે. વિચાર નામનો મિત્ર વિવેકને છોડતો નથી. સુશ્રુત નામનો સુભટ્ જય જયારવ કરે છે ચાર મહાધર ચરણો દબાવે છે. ક્ષમા, નમ્રતા, પ્રસન્નતા, ધૃતિ નામની સ્ત્રીઓને બોલાવીને વિવેકે કહ્યું કે 'તમે અહીં જ રહો. અમે યુદ્ધ કરીને આવીએ છીએ.' તેઓએ કહ્યું કે 'અમે તમારા વિના ન રહીશું'. અમે પણ તમારી સાથે આવીશું'. પગબંધન થાય તેવો નારી અમે નથી. અમે તો લડાઈ કરતાં પણ નહીં હારીએ' એમ બોલતી તે સર્વને પણ સાથે લીધી. ગુરુના ઉપદેશરૂપી વાજિંત્રો ઊંચે પ્રકારે વાગવા લાગ્યાં. અન્ય લોકોને આશ્વાસન આપતો વિવેક શેત્રુંજય પહોંચે છે ગુપ્તચરના મુખથી હકીકત જાણી મોહરાય પણ અપશુકન થવા છતાં અને મંત્રી વગેરેએ નિષેધ કરવા છતાં મોટા સૈન્યને સાથે લઈ સામે આવે છે. મોહ-સેનાનું વર્ણન કરતાં કવિ લખે છે .

'દલ ચાલે સાયર ઝલહલઈં, મેઇણિ ડોલઇ ગિરિ ટલટલઈં;
તિન્નિ ભૂયણ તસુ ભઈ ખલભલઈ, રાય રાણા સવિ આવી મિલઈં;
કટકતિ ખેહઈ ઝાંપઇ સુર, ક્ષણિ ક્ષણિ વાધઇ જિમ નઈ પૂર.' ૩૫૧

આ બાજુ વિવેક પણ પોતાના સૈન્યને પ્રોત્સાહન આપી પોતાનાં પરાક્રમ અને હથિયારની સંભાળ લે છે. પછી યુદ્ધ માટે સર્વ સૈન્ય સજ્જ થાય છે. તે જાણી મોહરાય પણ પોતાના સૈન્યને પ્રોત્સાહન

આપે છે. સંધિ કરાવવા સંધિપાલકો ફરે છે, પરંતુ સંધિ થતી નથી. ક્ષપક શ્રેણિ ક્ષેત્રમાં મોહ અને વિવેકનું યુદ્ધ મંડાય છે તે વર્ણવતાં કવિ લખે છે :

'કંસાલાં જિમ દલ આફલ્યાં, ગયવર ગયવરિ સરિસા મિલિયા;
રથિ રથુ પાયક પાયકિ જડઇં ઘોડઉ ઘોડઇં સરિસઉ ભિડઇં;
ઊડિઉં લોહ ન પઇસઇં કોસિ, ઝુઝઇ રાઉત પૂરઇં રોસિ.' ૩૯૯

આમ, બન્ને કુમારો સંગ્રામ કરે છે. તેમાં વૈરાગ્ય કામને જીતે છે તેવી રીતે પુરુષાર્થ પ્રમાદને, ઉપશમ ક્રોધને, વિનય અહંકારને, સરલતા દંભને, સુખ અને સંતોષ લોભને, સામાયિક રાગદ્વેષને, તપ કર્મરૂપી મહાસુભટને, કરુણા હિંસાને, વસ્તુવિચાર નાસ્તિકને જીતે છે ક્ષણે ક્ષણે મોહનું સૈન્ય ઘટવા લાગે છે. સૈન્ય સુભટો વિના સૂનું થઈ જાય છે. મોહના સુભટો દસે દિશામાં નાસવા લાગે છે. તે જોઈ મોહ પોતે ઊઠી રણમાં પરાક્રમ માંડે છે. મોહરાજાથી પોતાના સૈન્યને ઓછું થતું જોઈ વિવેકરાજા તેની સામે આવે છે મોહરાજા તેને પોતાનું પરાક્રમ વર્ણવી નાસી જવા કહે છે. કવિ લખે છે :

'અહો વિવેક! નાસિ નાસિ, મ રહસિ ભાઇ તણઇ વીસાસિ;
રણક્ષેત્રિ ચડયા ક્ષત્રિય ન ગણઇં બાપ નઇ ભાઈ,

° ° °

તઉં તોઇ ડાલિં કુંઅલઉ, તાહરઉ પરિવાર સીયલઓ;
મઝ દિગ્‌વિજય કરતાં તિન્નિ ભુવન કીટી થાઈં તિન્નિ
પાડા, આપણા કહઉં કેહઉં કેતલા તુઝ આગલિ પવાડા ?'

વળી મોહ કહે છે કે 'આદિનાથ પ્રભુનો પૌત્ર મરીચિ, મદ કરવાથી નીચ ગોત્ર પામ્યો. વીરપ્રભુના જમાઈ જમાલિ મારા પંજામાં મૂકાયો. શ્રેણિક રાજાને એની સુમતિનો ઘાત કરીને મેં નરકરૂપી કૂવામાં નાંખ્યો છે.' આ સાંભળી વિવેક કહે છે કે 'હે મોહભાઈ!

સાંભળ. તેં તારી પંડિતાઈ સારી દેખાડી પરંતુ પોતાનાં વખાણ કાંઈ કરાય? છ ખંડ જેણે જીત્યા તે ભરતે મારા દ્વારા સંપૂર્ણ લીલા મેળવી. તેં ઘણાને બંધને બાંધ્યા, પરંતુ તેઓ તો મારી પાસે આવી મુક્તિપુરીએ પહોંચ્યા છે. તારો ભક્ત જે દૃઢપ્રહારી હતો તે પણ મને ઓળખી ભવથી પાર પામ્યો. ચિલાતિપુત્રને ચિત્તમાં તું ગમતો હતો, પણ મને ઓળખીને ચારિત્ર લીધું. તેં રહનેમિ પાસે ઘણી ઈચ્છા રાખી હતી, પણ તે આજે જાગીને મારી પાછળ લાગ્યો છે. આવા તો કેટલાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો કહી શકું કે જેઓએ મને સ્વીકારી નિવૃત્તિ પંથને મેળવ્યો છે.'

આમ મોહના મિથ્યાભિમાનને તુચ્છ ગણી યુદ્ધ કરવા વિવેક આમંત્રણ આપે છે. યુદ્ધમાં વિવેક બ્રહ્માયુદ્ધથી મોહને હણે છે તે વખતે આકાશમાં દેવદુંદુંભિ વાગે છે. પંચવર્ણ ચીર લહલહકે છે. દેવો જય જય નંદા બોલે છે અને પુષ્પવૃષ્ટિ કરે છે. આ પ્રસંગ વર્ણવતાં કવિ લખે છે :

'બ્રહ્માયુધિ વલતઉ આહંણિઉં, મોહ નરિંદ વિવેકિં હણિઉ,
વાજીય દુંદુહિ ગયણિ ગંભીર, પંચ વર્ણ લહલહકઈ ચીર,
જય જય નંદા સુર ઉચ્ચરઈ, કુસુમવૃષ્ટિ મિસિ ઓલગ કરઈ. ૩૯૨

એ સમયે નિવૃત્તિને તેડીને અબલાઓ રણભૂમિમાં રાસ રમે છે. એ અવસરે સુશ્રુત ભટ્ટ વિવેક રાજાના છંદ ભણે છે :

'હે વીરરત્ન, હે ધર્મધુરંધર, ત્રિભુવનના આધાર, મેરુપર્વત સમાન ધીર! ભમર જેમ કમળની સેવા કરે તેમ દેવો અને મનુષ્યો તારા ચરણકમળની સેવા કરે છે. તારા નામ માત્રથી જ જન્મ, જરા અને મરણરૂપી મહાભય દૂર થાય છે. તારી કૃપાથી જ વાંછિત મળે છે. હે મનમંત્રીના પુત્ર! હે સ્વામી! શ્રી વિવેક અમારી સેવાને સફલ કરજો'

મોહ જ્યારે પરલોકમાં જાય છે ત્યારે પ્રવૃત્તિ પૂરા શોકમાં પડે છે. પોતાના વંશનો વિનાશ થયો તેનું દુઃખ તેના હૈયામાં સમાતું નથી. જેમ તડકામાં માકડ ટળવળે છે તેમ કુળનો ક્ષય જોઈ જીવ ટળવળે છે. મન દુઃખી થઈ નિઃસાસો મૂકે છે કે 'આજે અમારી આશા તૂટી ગઈ, કુલનો મંડન એવો મોહ જવાથી ભોજન ભાવતું નથી અને નયનોમાં નિદ્રા પણ આવતી નથી.' આમ મન પ્રધાન વિલાપ કરે છે. કવિ લખે છે :

'મોહા ઓ! તું કહિ કિહાં ગયુઅ, પ્રવૃતિ લેઈ સંઘાતિ,
મોહા ઓ! કુણિ કારણિ અમ્હિ ટાલિયાએ ?
બાપ છતઇ બેટઉ મરઇ, વિરુઇએ જગિ વાત
વડપણ તારુઉં તૂં પષઇ, હૂં કિમ હોઇસુ તાત ? ૪૦૪

ગયઉ કેસરિ મૃગ સંચરઇ, ગયઉ રવિ તિમિર કુરંતિ;
અરિભડ ભંજણ તૂં ગયઉ, પર દલ હિવ પસરંતિ.' ૪૦૫

વિવેક મન પ્રધાનને સમજાવી શાંત કરે છે. પિતાને કહે છે કે 'પિતાજી! કુલનો સંહાર જોઇને આ પ્રમાણે કેમ ઝુરો છો? મોહરૂપી મૂળિયું પોતાના જ પાપરૂપી કાદવથી સડી ગયું છે. જે કુલમાં ઘોર પાપ થાય છે તે કુલમાં ઉદય દેખાતો નથી. મોહને તમારો બેટો માન્યો અને અમને ચોર સમાન ગણ્યા. છોકરાઓને સમાન ન ગણે તે માવતર કઠોર કહેવાય છે. જેણે તમને બાંધ્યા, જેણે તમને હેરાન કર્યા તેના ઉપર આપને સંતોષ હતો અને અમને પારકા ગણ્યા. હવે દોષ કોને દેવો ? કલહપ્રિય પુત્રના મૃત્યુથી તમે ખેદ ન કરો. હવે નિવૃત્તિ તમારી પત્ની છે અને મને તમારો પુત્ર જાણો. અને આ પૌત્રો પણ તમારા જ છે. તેથી તમારી કાંઈ હાનિ નહીં થાય.' એ સાભળી મન પિતા વિવેકને રાજ્ય ઉપર સ્થાપે છે તો પણ ચિર પરિચયને લીધે ફરી ફરી મોહને જ

ચાદ કરે છે પરંતુ વિવેક મનને યોગ્ય શિખામણુ આપે છે. કવિ લખે છે :

'પાઇ લાગિય પાઇ લાગિય વલી સુવિવેક;
સીષામણુ દ્વિ ઈસી તુમ્હિ તાત ! એ કિસિઉં મંડિઉં ?
પરમેસર અણુસરઉ મોહ તણુઉ અંદોહ છંડિઉ;
સમતા સઘળી આ(આદ)રઉ, મમતા મુક્કિઉ દૂરિ;
ચ્યારિ હણી પાંચઇ જિણી, ખેલઉ સમરસ પૂરિ. ૪૧૫

એક અક્ષર એક અક્ષર, અછઇ ૐકાર;
બાવન્નહ મૂલગઉ વસઈ તીણિ પરમિહિ પંચઈ;
તિણિ અક્ખરિ થિર થઇ રહઉ, પામઉ પરમાનંદ.' ૪૧૬

[મોહનો અંદોહ છોડી પરમેશ્વરને અનુસરો, સર્વ ઠેકાણે સમતા આદરો, મમતાને દૂર મૂકો, ચાર કષાયોને હણી પાંચ ઇન્દ્રિયોને જીતી, સમરસના પૂરમાં ખેલો, એક ૐકાર અક્ષરમાં સ્થિર થઈ રહો અને પરમાનંદ પામો.]

વિવેકની શિખામણુ પ્રમાણે મન સંચરે છે, વળી વળી મોહ ચાદ આવી જાય છે. એથી વિવેકને કહી ધ્યાનાનલમાં મન સહચર આઠ કર્મની સાથે પ્રજ્વલિત થાય છે. એ અવસરે ચેતના રાણી રાજા (પરમહંસ) પાસે આવીને કહે છે કે 'હે સ્વામી ! માયાએ જે તમને વિટંબણા કરી તે બધું જ તમે અનુભવ્યું એ કહીએ તો ઘણું છે પરંતુ વીતકનું શું સંભારણું ? તમે જે કાયાપુરી માંડી છે તે અશુચિ કિચ્ચડથી ભરેલી છે. એકસો આઠ ચોરોના વાસવાળી તે નગરીમાં તમારો વાસ ઘટતો નથી. હે સ્વામી ! તમે જ વિચાર કરો અને ઊઠીને આત્મશક્તિને પ્રકાશો. જો આજ તમે (સચેત) જાગ્રત થશો તો જલદીથી રાજ્યને મેળવશો. હવે માયાનો મોકો ટળી ગયો છે. મનમંત્રી અગ્નિમાં પ્રજ્વલિત થઇ ગયો છે. મોહ પોતાના કુટુંબ

સાથે રણુમાં જ રહ્યો છે. માટે હે સ્વામી! ઝળહળો, વિલંબ કરો નહીં.'

રાણીના સૂચનથી પરમહંસ સચેત (જાગ્રત) થાય છે અને તેથી પરમજ્યોતિ પ્રકાશ પામે છે, પાપરૂપી પાશ પોતાની મેળે જ તૂટી જાય છે. પરમહંસ રાજા સતી એવી ચેતના રાણીના વચન પ્રમાણે કાયાનો ત્યાગ કરી મુક્ત થાય છે.

ફાગણુ ઋતુ ગયા પછી આંબો ગહગહે છે, ગ્રીષ્મઋતુ ગયા પછી નદીમાં પૂર આવે છે. કૃષ્ણુ પક્ષ પછી ચંદ્રની વૃદ્ધિ થાય છે. સાગરમાં ઓટ પછી ભરતી આવે છે. દડો પડીને પાછો ઊંચે આવે છે, કપૂર તે કપુરના ઠામમાં જ પડે છે તેમ પુણ્ય પસાયે ભાવઠને ભાગી પરમહંસ રાજા પુનઃ રાજ્યને પ્રાપ્ત કરે છે. કવિ પરમહંસની મહત્તા સમજાવતાં લખે છે :

પરમહંસ સહૂ કોઈ જપઈ, પરમહંસ દિણુયર જિમ તપઈ;
પરમહંસ લગઇ ભાજઇ ભ્રંતિ, પરમહંસિ તઉ લાગી ખંતિ;
એહ જિ મંગલ ઉચ્છવ એઉ, એહ જિ માઇ બાપ એ દેઉ;
ઈણિ તીરથિ ન્હાતા હુઇ સુદ્ધિ, એ સારસ્વત પૂરઇ બુદ્ધિ. ૪૩૦

કલ્પદ્રુમ કામધેનુ એ હોઇ, ચિંતામણિ એ અવર ન કોઇ,
એહ જિ સિદ્ધિ પુરી નઉ પંથ, એહ જિ જીવન સિવહઉં ગ્રંથ. ૪૩૧

મૂલ મંત્ર મણિ એ મનિ માનિ, તપ જપ નઉં ફલ એહનઇ ધ્યાનિ
ઇણિ સવિ સંપદ આવઈ પૂરિ, ઇમ બોલઇ જયશેખરસૂરિ. ૪૩૨

[પરમહંસ (પરમાત્મા)ને સહુ કોઈ જપે છે, પરમહંસ સૂર્ય જેમ તપે છે. પરમહંસને આરાધવાથી ભ્રાન્તિ ભાંગે છે, તેથી પરમહંસને ખંતે આરાધો. એ જ મંગળ, એ જ ઓચ્છવ, એ જ માતા-

પિતા અને એ જ દેવ જાણો, એ તીર્થમાં ન્હાતાં શુદ્ધિ થાય છે, એ સિવાય બીજો કોઇ ચિંતામણિ નથી, મૂળ મંત્ર અને મણિ એ જ છે, એમ મનમાં માનો. એહના ધ્યાને તપ જપનું ફળ છે. એનાથી સર્વ સંપૂર્ણ સંપદા આવે છે. એ પ્રમાણે શ્રી જયશેખરસૂરિ કહે છે.]

० ० ०

પ્રકરણ ૯

# પ્રથમ અને દ્વિતીય 'નેમિનાથ ફાગુકાવ્ય'

કવિ જયશેખરસૂરિએ ગુજરાતી ભાષામાં વિનતી, સ્તવન, પ્રબંધ વગેરે પ્રકારની રચનાઓ જેમ કરી છે તેમ ફાગુના પ્રકારની રચના પણ કરી છે.

જયશેખરસૂરિએ રચેલાં બે ફાગુકાવ્યો આપણને સાંપડે છે અને તે બન્ને બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાન વિશેનાં છે.

કવિએ પોતાની બે ફાગુકૃતિઓ માટે બે જુદા જુદા વિષયો લેવાને બદલે નેમિનાથ ભગવાનનો એક જ વિષય કેમ લીધો હશે ?– તે પ્રશ્નનો કોઈ સ્પષ્ટ પ્રતીતિકર ખુલાસો કવિ પાસેથી એમની કૃતિ દ્વારા આપણને મળતો નથી. વળી બીજી બાજુ એક જ વિષય ઉપર બે ફાગુકાવ્યની રચના કરવી એ કસોટીરૂપ છે અને સામાન્ય કવિનુ એ કામ નથી. જયશેખરસૂરિએ નેમિનાથ ભગવાન વિશે આપણને બે ફાગુકાવ્યો આપ્યાં છે અને તે બન્ને પરસ્પર ભિન્ન, સ્વતંત્ર અને સમર્થ કૃતિઓ છે. એમાં ક્યાંયે પંક્તિઓનું પુનરુચ્ચારણ આપણને જોવા મળતું નથી.

નેમિનાથ વિશેની આ બન્ને ફાગુકૃતિઓમાંથી કવિએ કઈ ફાગુકૃતિની પ્રથમ રચના કરી અને કઈ ફાગુકૃતિની રચના પછી કરી અને તે બે વચ્ચે સમયનો કેટલો ગાળો પસાર થયો તેની પણ સ્પષ્ટ પ્રમાણભૂત માહિતી આપણી પાસે નથી. એ વિષયમાં માત્ર કંઈ અનુમાન કરવું હોય તો તેમ કરી શકાય કે ચાણસ્માની હસ્તપ્રતમાં બન્ને ફાગુકાવ્યો સળંગ આપેલાં છે અને તેમાં પ્રથમ ફાગુકાવ્ય પછી તરત દ્વિતીય ફાગુકાવ્ય લખેલું છે. જો કે હસ્તપ્રતમાં 'પ્રથમ' કે 'દ્વિતીય' એવો શબ્દનિર્દેશ નથી. એટલે જયશેખરસૂરિનાં આ બે ફાગુકાવ્યોમાંથી એકને 'પ્રથમ ફાગુકાવ્ય' તરીકે ઓળખાવવામાં

આવે છે અને બીજાને 'દ્વિતીય ફાગુકાવ્ય' તરીકે ઓળખાવવામાં આવે છે. પરંતુ તે તો વ્યવહારની દૃષ્ટિએ જ છે, કારણ કે એક ફાગુકાવ્યના પ્રકાશન પછી કેટલેક સમયે બીજું એક ફાગુકાવ્ય મળી આવ્યું એટલે તે પ્રકાશિત કરતી વખતે તેને દ્વિતીય ફાગુકાવ્ય તરીકે ઓળખાવવામા આવ્યું. એટલે પ્રથમ નેમિનાથ ફાગુકાવ્ય તે જયશેખરસૂરિએ પહેલી રચેલી ફાગુકૃતિ છે એમ નિર્વિવાદપણે કહી શકાય નહીં. આ વિષયમાં ભવિષ્યમાં વધુ સંશોધનો થતાં અને વધુ માહિતી સાંપડતાં આ બન્ને ફાગુકાવ્યોના પૌર્વાપર્યનો નિર્ણય થઈ શકે.

જયશેખરસૂરિનું ૫૭ કડીનું પ્રથમ નેમિનાથ ફાગુકાવ્ય 'ગાયકવાડ ઓરિએન્ટલ સીરીઝ'માં ઈ. સ. ૧૯૫૬માં પ્રગટ થયું હતું અને બીજું ફાગુકાવ્ય 'પ્રાચીન ફાગુસંગ્રહ'માં (સંપાદક ડૉ. ભોગીલાલ સાંડેસરા અને ડૉ. સોમાભાઈ પારેખ) ઈ. સ. ૧૯૬૦માં પ્રગટ થયું હતું. એટલે પ્રથમ 'નેમિનાથ ફાગુ' અને 'દ્વિતીય નેમિનાથ ફાગુ' એ બન્ને સંજ્ઞાઓ, બીજાં અન્યથા પ્રમાણો ન મળે ત્યાં સુધી, એ જ સ્વરૂપે વાપરવી રહી.

કવિ જયશેખરસૂરિનો કવનકાળ વિ. સં. ૧૪૩૬થી વિ. સં. ૧૪૬૨ સુધીનો નિશ્ચિત છે, કારણ કે એ રચનાસાલની કૃતિઓ આપણને સાંપડે છે. પરંતુ વિ. સં. ૧૪૩૬ની પૂર્વે અને વિ. સં. ૧૪૬૨ની પછી કેટલાંક વર્ષો સુધી કવિએ અવશ્ય કંઈક રચનાઓ કરી હશે. એટલે એકંદરે ૩૫–૪૦ વર્ષનો એમનો જે કવનકાળ આપણને જોવા મળે છે તેમાં કોઈક સમયે આ બન્ને ફાગુકૃતિની રચના કવિ જયશેખરસૂરિએ કરી હશે. આ ફાગુકાવ્યોની નિશ્ચિત રચનાસાલ જેમ આપણને સાંપડતી નથી તેમ એ બન્નેનાં રચનાસ્થળ વિશે પણ કશી નિશ્ચિત માહિતી સાંપડતી નથી, એટલે આ બન્ને ફાગુકાવ્યોને પંદરમા શતકનાં ફાગુકાવ્ય તરીકે આપણે ઓળખાવીએ છીએ.

## પ્રથમ નેમિનાથ ફાગુ

આ ફાગુકાવ્યો વાંચતાં, એના આંતરયમકની રચના અને ભાષાની પ્રૌઢિ જોતાં પ્રથમ દૃષ્ટિએ જ એવી છાપ પડે છે કે કવિ જયશેખરસૂરિની આ કૃતિ ઉપર સુપ્રસિદ્ધ ફાગુકાવ્ય 'વસંતવિલાસ'-નો ઘણો પ્રભાવ પડ્યો હશે. (અથવા 'વસંતવિલાસ' અને આ ફાગુકાવ્યો બન્નેનો નિશ્ચિત રચનાકાળ નક્કી થાય તો કયા ફાગુ-કાવ્યની અસર કોના ઉપર પડી છે તે જણાય) 'વસંતવિલાસ'નો પ્રભાવ પડ્યો હોય તો પણ જયશેખરસૂરિકૃત આ નેમિનાથ ફાગુ-કાવ્ય એક સ્વતંત્ર, સમર્થ અને આસ્વાદ્ય એવું ઉત્તમ ફાગુકાવ્ય છે એમ આપણને સ્પષ્ટપણે પ્રતીત થાય છે.

૫૭ કડીના આ ફાગુકાવ્યમાં કવિએ અંતિમ કડીમાં પોતાના નામનો ઉલ્લેખ ગૂંથી લીધો છે. જુઓ :

નિજ યશ દિસિ દિસિ વ્યાપએ થાપએ ચઉવિહ સંઘ;
સૂરઉ તેહ જ સામિય ધામિય કામિય રંગ,
કવિ તુ વિનોદિહિ સિરિ જય સિરિ જયસેહરસૂરિ;
જે ખેલઇ તે અહં પદ સંપદ પામઇ પૂરિ. ૫૭

પ્રથમ કડીમાં કવિ સુગુરુની આશિષ સાથે વિષયની માંડણી કરે છે અને દ્વારિકા નગરીનું વર્ણન શરૂ કરે છે. શ્રીકૃષ્ણ અને નેમિનાથનાં બળ અને પરાક્રમનું વર્ણન કરવા સાથે કવિ નેમિનાથનો પરિચય કરાવે છે. જુઓ :

તસુ બંધવ ભવભંજન અંજન પુંજ સમાન
નામિયઇ નાથ સચેતનિ કેતનિ સંખ પ્રધાન
સમુદ્રવિજય શિવાનંદન ચંદનવચન વિલાસુ
નેમિ જિણેસર નિતુ નિતુ ઉન્મત મહિમ નિવાસુ. ૪
સંખ સુખિઇં જિણિ પૂરિય ભૂરિય હરિ મનિ જંપુ;
ટોલ ટલક્કઇ રૈવત દૈવત મનિ આકંપુ;

સારંગ ચાપ ચઢાવિય ઢાવિય બાહુ નઈ પ્રાણિ;
હરિ હેલા હીડોલિય તોલિઓ તસુ બલુ પ્રાણિ. ૫

ફાગુકાવ્યોમાં વસંતઋતુનું વર્ણન એ એનુ મહત્ત્વનુ લક્ષણ છે. એટલે કવિ વસંતઋતુના આગમનનું વર્ણન કરે છે. વસંતના આગમન સમયે પ્રિયમિલન માટે તલસાટ અને વિરહની વેદના સાથે સાથે આલેખાયાં છે. કવિએ કેવી સરસ, મધુર, પ્રાસાદિક, યમકસાંકળી સહિત અનુપ્રાસયુક્ત મનોહર પંક્તિઓ પ્રયોજી છે તે જુઓ :

રમઈ રમાપતિ રાણિય, આણિય આપણુઈ પાસિ;
તીણિ છલઈ નવિ છીપઈએ દીપઈએ તાનપ્રકાસિ;
તઉ અવતરિઉ રિતુપતિ તપતિસુ મન્મથપૂરિ;
જિમ નારીય નિરીક્ષિણુ દક્ષિણુ મેલ્હઇ સૂરિ. ૮

કીજઈ અવસરિ અવસરિ નવરસિ રાગુ વસંત;
તરુણીદલ દોલારસ સારસ ભમઈ હસંત;
લિપઇ તાવનિકંદનિ ચંદનિ ચંદનિ દેહુ
નિજ નિજ નાથ સંભારિય નારીય નવલઉ નેહુ. ૯

વસંતઋતુમાં કુરબક, અશોક, દમનક, જાસક, કેતકી, ચંપક, પાટલ વગેરે પુષ્પો, ચંદ્રની ચાંદની, મલયાનિલ, કોયલનો ટહુકો, ભમરાનો ગુંજારવ વગેરે ઉદ્દીપનસામગ્રી વિરહિણીના હૃદયને કેવી અશાંત બનાવી દે છે તેનું માર્મિક શબ્દચિત્ર કવિએ ખડું કર્યું છે. જુઓ :

ચંદ રે તું ગમ મૂકિ મમૂં કિમ કિરણુ ઉંબાહુ;
કોઇલ બોલિ મ માનસિઉં માંનસિઉ તાહરઉ પાહુ;
મનકરિ મધુકરિ રુણઝુણિ નીઝણુ રહણુ સુહાઇ
મલયાનિલ ક્ષણુ માહરી થાહરી ક્ષણુ છંકુવાઇ. ૧૦

એકલી કરબકની કલી નીકલી ગિઉ અભિમાંનુ;
માંનિ અશોક અનોહક શોકહ તણુઉં નિધાનુ;

દવ જિમ દીઠઈં કરુણુએ કરણુઇ એ હિયું નિકાંમુ;
મરુઉ વરુઉ દમનિકિ મન કિહિં નહીં ય વિંશ્રાંમુ. ११

० ० ०

ચંચલ ચંપક કોરક ચોર કહઉં જિ ન ચીંતિ;
તઉં પરિહરિયઈં ષટપદિ સપદિ સજાતીપ્રીતિ;
પાડલ પરિમલ પૂજતી ધૂજતી પવન સંચારિ;
નવ રંગિઈં વનિ વિકસતી અસતી જિમ ન વિચારિ. १४

વસંતાગમનના વર્ણન પછી કવિ વનમાં કૃષ્ણ, નેમિનાથ અને ગોપીઓ પધારે છે તેનું તથા યુવતીઓની વિવિધ ક્રીડાઓનું અને હોળી રમવાનું નિરૂપણ કરતાં લખે છે. જુઓ :

એક કરઈ રથ વાડિય વાડિય માહિ વિવેકિ,
કુસુમ વિવાદઇં ચૂંટઈ ખૂંટઇ પલ્લવિ એકિ,
ફૂલ પુણુ તરતર ત્રોડએ મોડઈએ તરુવર ડાલિ;
ઉજ્જવલ નિર્મલ સરસીઅ સરસીય લેયઈં બાલ... १८

० ० ०

ગતિ રસ હંસ હરાવિય આવિય મનઈં મેલિ;
પઈઠી જલિ હરિ રમણીય વિમણી કરિવા કેલિ;
હરિ સીંગા ભરી પાણીય રાંપીય છાંટઇ પ્રેમિ;
તે હિય વરણિ સનેઉર દેઉર નાત્રઇં નેમિ. २०

આ પ્રસંગે સત્યભામા અને રુક્મિણી વગેરે નેમિનાથને ઘેરી વળે છે અને લગ્ન કરવા માટે મહેણું મારતાં કહે છે કે તમારા ભાઈ કૃષ્ણને પરણવા માટે ૩૨ હજાર તરુણી મળી તો તમને શું એક તરુણી નહીં સાંપડે ? કવિ લખે છે :

તાહરઇ બંધવઇ પરિણિય તરુણીય સહસ બત્રીસ;
તુજઝ એકઇ નવિ સાંપડી કાપડી જિમ નિસિદીસ. २६

છેવટે નેમિનાથ રાજિમતી સાથે પરણવા સંમત થાય છે. લગ્ન લેવાય છે. લગ્નની તૈયારીઓ થાય છે. નેમિનાથની જાન નીકળે

છે. એ પ્રસંગે કવિએ સરસ શબ્દચિત્ર દોર્યું છે. જુઓ :

સોહાગ ઉપરિ મંજરિ કુંજરિ ચડઇ જિણિંદ;
જય જયકાર સુસેવક દેવ કરઇં આણંદ;
સિખરિ મેઘાડંબર તુબર ગાઇં ગીતિ;
નાચઇ રંભ ધૃતાચીય શચીય આપઇ ચીંતિ. ૩૭

દિસિ દિસિ સીકિરિ ડામર ચામર ઢલઇં સભાવિં;
વાજઈ તૂર અનાહત નાદ તણુઇ અનુભાવિ;
આણુઇ એક અનેકપ એક પલાંણુઇં વાહુ;
એક ચડી ચાલ્યા રથિ સારથિ મંડર વાહુ. ૩૮

આ પ્રસંગે કવિ નેમિનાથ અને રાજિમતી – નાયક અને નાયિકાનુ, તેનાં આભરણો, વસ્ત્રો અને શણગાર સહિત સુરેખ પાત્રાલેખન કરે છે. ઉ. ત. જુઓ :

નવભવનેહિ ઉમાહિય નાહિય કુમાર સકાલિ;
સિરવરિ સોવન વાલિય જાલિય તિલક નિલાડિ;
ફિરિ દિનકર શશિમંડલ કુંડલકાન નઇં ભૂલિ;
પત્રલતા કસ્તુરિય પૂરિય વિપૂલ કપોલિ. ૩૯

કંઠિનિ ગોદર અવસર નવસર ઉખરિ હાર;
કંચણુ કંકણુ ચૂડિય રુડિય બારુ શૃંગાર;
કહિ ભાણિ મહેલ નૂંપર રુપ રહાવઇં પાય;
પહરણિ સેત્ર પટઉલીય ફૂલીય પાન ન માઇ.. ૪૦

લગ્નની વિવિધ તૈયારીઓ થયેલી છે એ પ્રસંગે ભોજન માટે મોદક ખાજાં વગેરે જે જાતજાતની વાનગીઓ બનાવવામાં આવી છે તેની યાદી પણ કવિ આપે છે. પરંતુ નેમિનાથ જાન લઈને આવે છે ત્યારે વાડામાં પૂરેલા પશુઓ પોતાના લગ્ન નિમિત્તે સૌના ભોજન માટે છે એવી ખબર પડતાં એમનું મન અસ્વસ્થ થઈ જાય છે. એમનું હૃદય પશુઓ પ્રત્યેની અનુકંપાથી દ્રવે છે. તેઓ વિરક્તિ

અનુભવે છે, અને પરણવાનું માંડી વાળી સંયમ ધારણ કરવાનો પોતાનો સંકલ્પ જાહેર કરે છે. એ સંકલ્પ વિશે સાંભળતાં જ રાજિમતી બેશુદ્ધ થઈ જમીન પર ઢળી પડે છે અને ભાનમાં આવતાં વિલાપ કરવા લાગે છે અને નેમિનાથને ઉપાલંભ આપે છે. કવિ આ પ્રસંગે રાજિમતીની હૃદયવ્યથાને અત્યંત ભાવપૂર્વક સરસ શબ્દદેહ આપે છે.

હઉં તુજ્ઝ પૂજઉં વરદલિ પરદલિ મિલઉં ન રોષિ;
હઉં તુજ્ઝ વયનિ ન ચૂકિય મૂકિય કહિ કુણઇં રોષિ;
જઈ હૂં દેવ અલૂણિય ઊણિય ગુણિહિં અસાર;
તઉં પસિલઉ કાંઈ માનિય જ્ઞાનિય કહિ નિ વિચાર. ૪૯

દવદંતિ વિરહાનલિં હા નલિ નડિય અપાર;
પ્રિયમેલઉ કે તે વાસરે આસ રે વડિય સંસારિ;
હૂ નવિ દેખી આદરી યાદવરાઈં
થાકીય દૃષ્ટિ પસારિય હારિય કાજલવાઈ. ૫૦

o o o

કોઇય ત્રૂટઉં સાંધઇં બાંધઈં ફૂટી પાલિ;
વાલઇ નેમિ જૂ વલિયઉ બલિયઉ તે ઇણિ કાલિ;'
ઇમ કરિ કંકણ ફોડએ ત્રોડએ નવસર હાર;
અંગિ નિરંતર સરવતી કરવતી જિમ જલધાર. ૫૨

ત્યારપછી રાજિમતીના મનનું સમાધાન થાય છે. નેમિનાથના બોધથી તે પણ સંયમ ધારણ કરીને એમની પાછળ ચાલી નીકળે છે, ગિરનાર પર્વત પર જાય છે, તપ કરે છે. નેમિનાથને કેવળજ્ઞાન થાય છે. તેઓ તીર્થંકર બને છે. તેમના ઉપદેશથી રાજિમતી પણ પ્રતિબોધ પામે છે અને તે પણ કેવલજ્ઞાન પામી મુક્તિના પંથે સંચરે છે. જુઓ :

મનરસિ દિવસિ પંચાવનિ પાવનિ બલિ આલોકુ;
જિનપતિ હુઉ સ કેવલિ/ તે વલી આવઇ લોક;

વાજઇ દુંદુભિ અંબરિ તુંબરિ સુર અવતાર,
શ્રીપતિ અતિ આણંદિઉ વંદિઉ નેમિકુમાર. ૫૫
હરિખીય ઉગ્રસેન બેટીય ભેટીયઉ વર અવરોધ;
જગગુરુ અમીય સમાણિય વાણીય જન પ્રતિબોધ,
ઉપશમ તરુવર રોપઈં લોપઈં મનસંદેહ;
મુક્તિ તણુઉ પંથ દાખિય રાખિય ત્રિભુવન રેહ. ૫૬

આમ, આ ફાગુકાવ્યનું સમાપન કવિ ઉપશમના નિરૂપણ દ્વારા શાંતરસથી કરે છે.

કવિ જયશેખરસૂરિની આ ફાગુકૃતિ એક સમર્થ કાવ્યકૃતિ છે. શ્રીકૃષ્ણ, નેમિનાથ અને રાજિમતીના પાત્રાલેખન દ્વારા તથા વસંતાગમન, વનવિહાર, જલક્રીડા વગેરેના વર્ણન દ્વારા, યુવતીઓની ક્રીડાઓના વર્ણનમાં શૃંગારરસના નિરૂપણ દ્વારા, રાજિમતીના આક્રંદમાં કરુણરસના નિરૂપણ દ્વારા અને નેમિનાથના ઉપદેશમાં શાંતરસ દ્વારા કવિ જયશેખરસૂરિએ શબ્દાનુપ્રાસયુક્ત એક મનોહર, આસ્વાદ્ય કલાકૃતિની રચના કરી છે. સુપ્રસિદ્ધ ફાગુકૃતિ 'વસંતવિલાસ'ની યાદ અપાવે એવી આ કૃતિ છે.

## દ્વિતીય નેમિનાથ ફાગુ

કવિ જયશેખરસૂરિનું નેમિનાથ વિશેનું બીજું એક ફાગુકાવ્ય પણ મળે છે. આ ફાગુકાવ્ય 'પ્રાચીન ફાગુસંગ્રહ'માં છપાયેલું છે.*

પ્રથમ ફાગુકાવ્યની જેમ આ દ્વિતીય ફાગુકાવ્યનાં રચનાકાળ કે રચનાસ્થળનો ક્યાંય નિર્દેશ મળતો નથી, પરંતુ ગુજરાત-સૌરાષ્ટ્રના વિહારકાળ દરમ્યાન, પ્રાયઃ ગિરનારની તીર્થયાત્રા પ્રસંગે

* જુઓ : 'પ્રાચીન ફાગુસંગ્રહ' સંપાદક ડૉ. સાંડેસરા અને ડૉ પારેખ, પૃ. ૨૭૩. સંપાદકો નોંધે છે : 'ચાણુસ્માના જ્ઞાનભંડારમાંથી જયશેખરસૂરિકૃત વિવિધ ગુજરાતી રચનાઓની ૨૧ પત્રની એક હસ્તલિખિત પોથી પૂ પં શ્રી રમણીકવિજયજીના સૌજન્યથી મળી છે એનાં પત્ર ૧૬-૧૮ ઉપર જયશેખરસૂરિનો આ બીજો 'નેમિનાથ ફાગુ' લખાયેલો છે'

કવિએ એની રચના કરી હોય એવો સંભવ છે. આ ફાગુકાવ્યમાં કવિએ અંતે પોતાના ગુરુનો અને પોતાના નામનો ઉલ્લેખ કર્યો છે. જુઓ :

સિરિ મહિંદમપ્પહસૂરસીસિ, 'જયસેહરિ' કીજઇ;
ફાગુ એઉ ભવિયણિ, વસંતઋતુ રસિહિં રમીજઇ. ૪૯ *

આ ફાગુકાવ્યને અંતે પુષ્પિકાની પંક્તિમાં લખ્યું છે : 'ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી નેમિનાથસ્ય ફાગુબંધેન સ્તુતિઃ ॥છા' એના પરથી જણાય છે કે સ્તુતિને નિમિત્તે કવિએ આ કૃતિની રચના કરી છે અને તે માટે કાવ્યબંધ ફાગુનો પસંદ કર્યો છે. એક રીતે જોઈએ તો કવિએ આરંભમાં 'વસંતવિલાસ' ફાગુકાવ્યની જેમ સળંગ દુહાની કડીઓ જેવી થોડી રચના કરી છે અને ત્યારપછી 'જિનપદ્મસૂરિકૃત 'સ્થૂલિભદ્ર ફાગુ'ની જેમ કેટલીક કડીઓની રચના ભાસના પ્રકારે કરી છે. એ રીતે આ દ્વિતીય નેમિનાથ ફાગુકાવ્યમાં આરંભની એકથી ચોવીસ જેટલી કડી આંતરયમકવાળા દુહાઓમાં કવિએ લખેલી છે અને ત્યારપછી એક દુહો અને ત્રણ કે ચાર રોળા છંદની કડીઓ મળીને એક ભાસ એવા ભાસમાં છે અને છ ભાસે તે પૂર્ણ થાય છે. આમ આ ફાગુકાવ્ય કુલ ૪૯ કડીમાં લખાયેલું છે. ×

આ ફાગુકાવ્યનો આરંભ કવિએ અરિહંત પરમાત્માને નમસ્કાર સાથે કર્યો છે. બીજી કડીમાં વિષયનિર્દેશ કરતાં નેમિકુમાર વિશે

* આ અને હવે પછીની કડીઓના ક્રમાંક શ્રી સાંડેસરા અને ડૉ. પારેખ-સંપાદિત 'પ્રાચીન ફાગુસંગ્રહ'માં પ્રગટ થયેલ પ્રસ્તુત ફાગુને આધારે છે.

× હસ્તપ્રતમા કડી ૩૪થી ૩૭ની વચ્ચેની કેટલીક પંક્તિઓ પડી ગયેલી છે ( જુઓ : 'પ્રાચીન ફાગુસંગ્રહ', પૃ ૨૩૬ ) આ ફાગુકાવ્યની એક માત્ર આ જ હસ્તપ્રત મળતી હોવાથી હજી સુધી આ કડીઓનો પાઠ અધૂરો રહ્યો છે ભવિષ્યમાં અન્ય કોઈ અખંડિત હસ્તપ્રત મળે તો આ પડી ગયેલો પાઠ પૂરો થઈ શકે.

ફાગુની રચનાનો પોતાનો આશય તેઓ સ્પષ્ટ જણાવે છે. જુઓ :

પણમિય સિવગતિગામીય, સામીય સવિ અરિહંત;
સુર નરનાહ નમંસિય, હંસિય સયલ દુહંત. ૧

ગાઈસુ મણુ અણુરાગિહિં, ફાગિહિં નેમિકુમાર;
જિણિ જગિ સયલ વિદીતઉ, જીતઉ ભુજબલિ મારુ. ૨

પ્રથમ નેમિનાથ ફાગુની જેમ આ દ્વિતીય નેમિનાથ ફાગુનો વર્ણ્ય વિષય એનો એ જ રહ્યો છે, તેમ છતાં આંતરયમકની વિશિષ્ટ રચના, ઉપમાદિ અલંકારો, વસંતવિહારનું વર્ણન વગેરેની બાબતમાં કવિની વિશિષ્ટ નિરૂપણશક્તિની પ્રતીતિ થાય છે. કવિએ બે ફાગુ-કાવ્યો લખ્યાં હોવા છતાં એ એકબીજાનાં અનુકરણાત્મક બન્યાં નથી, એ આનંદની વાત છે અને કવિને યશ અપાવે છે.

કવિ આરંભની કડીઓમાં નેમિનાથનો પરિચય કરાવે છે. અને ત્યારપછી વસંતઋતુની પધરામણી થતાં યાદવ યુવક-યુવતીઓની વસંતક્રીડાનું વર્ણન કરે છે. જુઓ :

વિહસિય રતિપતિ ઋતુપતિ, તઉ અવતરિઉ વસંત;
ભુવણુ પરાજય સંમુહુ, વમ્મહુ ચલિઉ હસંતુ. ૯
રાગ વસંતહ અવસરુ, નવસરુ જાણિય ગાઈ;
ફૂલિ દલિ કુસુમિહિં સોહઈ, મોહઇ મનુ વનરાઈ. ૧૦

મલયસમીર, સહકારની મંજરી, કોયલનો પંચમસૂર, ભમરા, ચંદ્રકિરણો, ચંપક, દાડમ વગેરેના નિર્દેશ સાથે કવિ વસંતના પરિવેશનું એક પછી એક કડીઓમાં શબ્દચિત્ર આલેખે છે. આવા આલેખનમાં કવિ 'વસંતવિલાસ'ની યાદ અપાવે એવી સરસ મધુર, સહજ, પ્રાસાદિક, આંતરયમકયુક્ત શબ્દની સંકલના કરે છે. કવિની આંતરયમકની રચના તથા વર્ણાનુપ્રાસ કેવાં સુરેખ અને આસ્વાદ્ય બને છે તેનાં ઉદાહરણ તરીકે નીચેની કડીઓ જુઓ :

કેલિજલિ કમલિણિ લહકઇ, બહકઇ મલયસમીરુ;
વાણિ મૂ મધુરિમ દાખઇ, ભાષઇ કોમલ કીરુ. ૧૧
કોઇલ કેલિ નિહાલિય, બાલિય મેલ્હઇ માનુ;
ભમઈસુ ભમરઉ રુણિઝણિ સુણિઝુણિ ઝુણિહિ સગાનુ. ૧૨

o o o

ગોરિય સંગિહિં હરિસિય, વિહસિય હસિય અશોક;
પેખિય જિમ પરિપંથિય, પંથિય પંથિ સશોક. ૧૫

o o o

દમણઉ મરુયઉ તરુણિય, કરુણિય ગંધનિવેસ;
જા વિહસઈ વર સાલઈ, માલઈ વંચિય એસ. ૨૦

o o o

નિય નિય કંતિહિં સરસિય, સરસિય ખેલઈ નારિ;
ગાઈં મધુર નિનાદિહિં, વાદિહિં છાંડઇ વારિ. ૨૨

આમ આરંભની ચોવીસ કડીમાં વસંતઋતુ અને વસંતક્રીડાનું નિરૂપણ કર્યાં પછી ભાસની કડીઓમાં કવિ નેમિનાથ અને રાજિમતીનો પ્રસંગ નિરૂપે છે. એમાં પણ રાજિમતીના દેહસૌંદર્યનું લાલિત્યપૂર્ણ શબ્દચિત્ર કવિએ નીચેની કડીઓમાં સરસ દોર્યું છે તે જુઓ :

બહલિય છાડઇ ઠામિ ઠામિ, વર વંદનમાલા,
ઘરિ ઘરિ ખેલઇ રાસ ભાસ, લલવલતી બાલા. ૨૭
કેસવિ માગિય ઉગ્રસેન ધુય, રાજલ નામિહિં;
સહજિઇ સારુ સરીરુ જાસુ, સંપૂરિઉ કામિહિં;
સિરુ વરિ વિઉલ વિસાલ, વેણિ સુલલિય સુકુમાલ;
લાહિય લુહુડિય અદ્ધચંદ, સમ લડહ નિડાલ. ૨૭
સોહઇ કાંનિ કપોલ કંતિ, લોયણિ અણિયાલે;
સરલઉ નાસાવંસુ હોઠ, વિહિ વિહિય પ્રવાલે;
વલ્લઇ વીણા વેણુ વંસુ, સસુ કંઠિ નિનાદો;
પીણ પઓહરજુયલુ, કરઇ કરિકુંભ વિવાદો ૨૮

[ભાસ] રાજલદેવિય ભુયજુયલો, નલિણનાણુ સુકુમાલુ;
અરુણ સુરેહઇ પાણિતલો, નાઇ અશોક પ્રવાલુ. ૨૯
તિવલિય સુલલિઉ ઉપરદેસુ, પુણુ નાહિ સલૂણિય;
દેખિય વિઉલુ નિયંબબિંબુ, શિરુકવણિ મ ધૂણિઉ.
કરિવર શુંડાદંડ સરિસ, ઊરુય સચ્છાયા;
કમલ સુકોમલ સરસ તરલ, અંગુલિ જસુ પાયા. ૩૦

નેમિનાથ પરણવા જાય છે તે પ્રસંગે એમના વરઘોડાનું 'ચિત્ર પણ કવિએ ઉચિત દોર્યું' છે. એ પ્રસંગે કવિએ લખ્યું છે:

[ભાસ] ઊતારઈ વર બહિનડિય સાવ સલૂણિય લૂણું;
ગેલિહિં ગાયઇ ગોરડિય, મંગલ દોસવિહૂણુ. ૩૩

આમ, લગ્નપ્રસંગે બહેન વરરાજાની લૂણ ઉતારે એ જાતનું 'નિરૂપણ નેમિનાથના સમયનું' હોવા કરતાં કવિના સમયની તત્કાલીન લગ્નવિધિમાંથી લેવાયું હોય એવું વિશેષ જણાય છે.

નેમિનાથ પોતાના લગ્નના નિમિત્તે માંસાહારી ભોજન માટે વાડામાં પૂરવામાં આવેલાં પશુઓને જોઈને લગ્ન કર્યા વગર જ પાછા ફરી જાય છે. શૃંગારરસિક કાવ્યનું, શાંતરસમાં પર્યવસાન કરવા માટે આ ઘટના ઉપકારક બને છે, જે કવિને પણ અભીષ્ટ છે. આ પ્રસંગે કવિ ધર્મોપદેશના તત્ત્વને માટે તક ઝડપી લે છે. જીવદયા અને અહિંસા મોક્ષમાર્ગ પર આરૂઢ થવા માટે કેવાં ઉપકારક છે તે થોડીક પંક્તિઓમાં સચોટ રીતે કવિ દર્શાવે છે. જુઓ :

હા ! હા ! નિય જિય કાજિ જીવ, જિય સાહસ વિણાસઈ;
સુરતરુ સરસુ વિસુદ્ધ ધમ્મ, વિસયંધ ન પાસઈ;
યુવતી યૌવન દેહુ ગેહુ, પરિવાર અસારો;
કીજઈ તિમ તીહં કાજિ, અવર જીવહં સંહારો. ૪૩

ધિગ્ ધિગ્ વિષયવિકાર વાસિ, કિમ જણુ ધૂતારિઉ;
ભૂરિ ભવંતરિ ફેરિ ફિરઇ, ઇમ હિયઇ વિચારિઉ;
ગજ રથ રંગ તુરંગ રમણિ, રસ વિસય વિરતઉ;
મયગલુ પિલ્લિય ચલિઉ, નેમિ શિવરમણીરતઉ. ૪૪

નેમિનાથના પાછા ચાલ્યા જવાથી વિહ્વળ બનેલી રાજિમતી બેશુદ્ધ બની જાય છે. ભાનમાં આવે છે ત્યારે નેમિનાથને ઉપાલંભ આપે છે. પરંતુ પછીથી નેમિનાથની પાછળ તે ચાલી નીકળે છે અને સંયમવ્રત સ્વીકારે છે. આમ નેમિનાથ અને રાજિમતી બન્ને ભરયૌવનમાં સંયમના માર્ગે વિચરે છે અને કેવળજ્ઞાન પામી અનુક્રમે શિવગતિ પામે છે.

આમ, કવિ જયશેખરસૂરિએ નેમિનાથ વિશે બે ફાગુકાવ્યોની રચના કરી છે. આ બન્ને ફાગુકાવ્યની એમણે એવી સરસ રીતે રચના કરી છે કે જેથી એ બન્ને ફાગુકાવ્યો સ્વતંત્ર, મૌલિક અને આસ્વાદ્ય બન્યાં છે. એ હરેકની પોતપોતાની વિશિષ્ટતા છે. ભૂમિકા તરીકે વસંતાગમન અને વસંતવિહાર સમાન છે, પરંતુ એકમાં ખાદ્ય વાનગીઓનું વર્ણન વિસ્તૃત છે, તો અન્યમાં રાજિમતીના દેહલાવણ્યનું વર્ણન સુરેખ છે. બન્ને ફાગુકાવ્યોનું પર્યવસાન ઉપશમ દ્વારા શાંતરસમાં થાય છે, તેમ છતાં કવિની વાણી પ્રગટ બોધાત્મક સ્વરૂપ ધારણ કરતી નથી. બન્ને કાવ્યોમાં કવિનું શબ્દ-પ્રભુત્વ અને અલંકારસામર્થ્ય ઉત્તમ કોટિનું છે. આપણાં મધ્યકાલીન ફાગુકાવ્યોમાં પ્રથમ પંક્તિમાં બિરાજી શકે એવાં કવિ જયશેખરસૂરિકૃત આ બન્ને ફાગુકાવ્યો છે.

## પ્રકરણ ૧૦

# વિનતીસંગ્રહ

## (અપ્રકાશિત કૃતિઓ)

કવિ જયશેખરસૂરિએ તત્કાલીન ગુજરાતી ભાષામાં જે કેટલીક લઘુ રચનાઓ કરી છે તેમાંની ઘણીખરી અદ્યાપિ અપ્રકાશિત રહી છે. આવી રચનાઓમાં 'વિનતી'ના પ્રકારની કાવ્યકૃતિઓ ઠીક ઠીક સંખ્યામાં સાંપડે છે.

હાલ, આવી વિનતીઓના સંગ્રહની બે હસ્તપ્રતો સાંપડે છે. એક – એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટની હસ્તપ્રત, બીજી – ચાણસ્માના ભંડારની હસ્તપ્રત.

આ બન્ને હસ્તપ્રતોમાં વિનતીના ક્રમાંકમાં ફરક છે. તેમજ ચાણસ્માના ભંડારની હસ્તપ્રતિમાં કેટલીક વધુ વિનતી જોવા મળે છે. તદુપરાંત ચાણસ્માના ભંડારની હસ્તપ્રતિમાં કવિ શ્રી જય-શેખરસૂરિએ નેમિનાથ વિશે રચેલાં બે ફાગુકાવ્યો પણ સાંપડે છે. વળી બન્ને હસ્તપ્રતોમાં કોઈ કોઈ કૃતિઓમાં કર્તા તરીકે કવિ જયશેખરસૂરિનું નામ કૃતિને અંતે અપાયું નથી અને કેટલીક કૃતિઓ કવિ જયશેખરસૂરિએ પોતે નહીં, પરંતુ એમના વિશે એમના શિષ્યોએ લખેલી છે. અહીં બન્ને હસ્તપ્રતોને આધારે, એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટના ક્રમાંક અનુસાર, વિનતીઓ આપવામાં આવી છે અને જયશેખરસૂરિ વિશે અન્ય કવિઓની રચનાઓ પરિશિષ્ટમાં આપવામાં આવી છે.

કવિ જયશેખરસૂરિની આ રચનાઓ માટે હસ્તપ્રતિમાં 'વિનતી' શબ્દ વારંવાર વપરાયેલો છે. ફક્ત પરમાત્માને વિનતી કરે એ પ્રકારની વિનતીનો, પ્રાર્થનાનો ભાવ આ કૃતિઓમાં રહેલો છે. એથી આ કૃતિઓને સ્તુતિ કે સ્તવનના પ્રકારની કૃતિ તરીકે પણ ઓળ-ખાવી શકાય. મધ્યકાલીન જૈન કવિઓની, ગુજરાતી ભાષામાં લખાયેલી

સ્તવનના પ્રકારની રચનાઓ કરતાં આ રચનાઓ સ્વરૂપની દૃષ્ટિએ જુદી જણાતી નથી.

કવિ જયશેખરસૂરિએ પોતાની આ વિનતીઓમાં આદિનાથ, સંભવનાથ, શાંતિનાથ, મલ્લિનાથ, મુનિસુવ્રતસ્વામી, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીની સ્તુતિ કરેલી છે. તેમાં પણ પાર્શ્વનાથ અને આદિનાથ ભગવાનની વિનતી સહુથી વધુ પ્રમાણમાં જોવા મળે છે, કારણ કે કવિએ આમાંની ઘણીખરી વિનતીઓ તીર્થયાત્રા નિમિત્તે લખેલી છે. પાર્શ્વનાથ ભગવાન અને આદિનાથ ભગવાનનાં તીર્થો પ્રમાણમાં વધુ હોવાથી તેવી વિનતીઓ કવિના હાથે લખાય તે વધુ સ્વાભાવિક છે. કવિએ શત્રુંજય, અર્બુદાચલ, જિરાપલ્લિ, તારંગા, સ્તંભનતીર્થ (ખંભાત), ગિરનાર, પંચાસરા (પાટણ), શંખેશ્વર વગેરે તીર્થોની યાત્રા અવશ્ય કરી હશે અને એ પ્રસંગે આમાંની ઘણીખરી વિનતીઓ લખાઈ હશે એમ અંદરના સંદર્ભો જોતાં જણાય છે.

કવિએ આ વિનતીઓની રચના ભુજંગી, ત્રોટક, દ્રુતવિલંબિત વગેરે માત્રામેળ છંદમાં અથવા વિવિધ દેશી કે રાગરાગિણીમાં કરેલી છે. ઘણીખરી વિનતીઓ સાત કે નવ કડીની છે, પરંતુ કેટલીક વિનતી ચાર કે પાંચ કડીની છે, તો કેટલીક વિનતીઓ સોળ, ચોવીસ, પાંત્રીસ કડીની પણ છે. આ વિનતીઓમાં કવિ તીર્થમાં બિરાજમાન પ્રભુનો મહિમા ગાય છે. કોઈકમાં તીર્થંકર ભગવાનનાં માતાપિતા, લાંછન, દીક્ષા, કેવળજ્ઞાન, આયુષ્ય વગેરેનો નિર્દેશ કરે છે; કોઈકમાં એમના જીવનના મહત્ત્વના પ્રસંગોનો ઉલ્લેખ કરે છે; કોઈકમાં પ્રભુનાં અંગાંગોનું સામર્થ્ય દર્શાવે છે. કોઈકમાં પ્રભુના દર્શનથી કે તીર્થની યાત્રાથી પોતે અનુભવેલી કૃતાર્થતા અને પ્રસન્નતા વ્યક્ત કરે છે; કોઈકમાં પોતાનાં દુઃખ દૂર કરવા પ્રભુને આજીજી કરે છે; કોઈકમાં પોતાના નિરર્થક વેડફાઈ ગયેલા પૂર્વેના ભવ માટે પશ્ચાત્તાપ કરે છે; તો કોઈકમાં આત્મનિવેદન કરી મોક્ષગતિની પ્રાપ્તિ માટેની પોતાની તાલાવેલી દર્શાવે છે.

કવિની આ વિનતીઓ વાંચતાં એની સચોટતાની છાપ આપણા ચિત્તમાં તરત અંકિત થાય છે. કવિ પાસે શબ્દ ઉપરનુ પ્રભુત્વ છે. પ્રાસ-રચના તો કવિ રમતાં રમતાં સરસ અને સાહજિક રીતે કરે છે. કેટલીક રચનામાં તો યમકસાંકળી પણ ગૂંથી લેવામાં આવી છે. આવી અનુપ્રાસયુક્ત શબ્દસંકલના, અર્થચમત્કૃતિ પણ આણે છે. ક્યારેક કવિ ઉપમાદિ અલંકારો ઉપરાંત વિરોધ, વિરોધાભાસ, શ્લેષ વગેરે અલંકારો પણ સાહજિકતાથી પ્રયોજે છે. કવિની પાસે અભિનવ કલ્પના છે અને એને લીધે અસ્ખલિતપણે વહેતી એમની વાણીમાં તાજગીનો અનુભવ થાય છે. કોઈ કોઈ સ્થળે જૂના શબ્દો ઘસાઈ ગયા હોવાના લીધે કે કાળગ્રસ્ત થયા હોવાને લીધે અર્થબોધ તરત થતો નથી. ક્યાંક દુર્બોધતા જણાય છે. તેમ છતાં આ બધી રચનાઓ રસિક અને આસ્વાદ્ય બની છે. એકના એક વિષય ઉપર એક કરતાં વધુ રચનાઓ કરવામાં કવિની કસોટી થાય છે. કવિ શ્રી જયશેખરસૂરિની આ વિનતીઓમાં, કેટલાક વિષય ઉપર એક કરતાં વધુ વિનતી લખાઈ હોવા છતાં એમાં પુનરુક્તિનો દોષ જોવા નથી મળતો એ જ કવિની વિશિષ્ટ શક્તિની પ્રતીતિ કરાવવા માટે પર્યાપ્ત છે.

કવિ શ્રી જયશેખરસૂરિની આ વિનતીઓ પ્રકાશિત થશે ત્યારે આપણા મધ્યકાલીન ગુજરાતી સ્તવન સાહિત્યમાં તે જરૂર મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરશે. *

વિનતીનો અનુક્રમ :


૧ શ્રી નેમિનાથ વિનતી

૨ શ્રી થાંભણા વિનતી

૩ શ્રી આદિનાથ વિનતી

૪ શ્રી પાર્શ્વનાથ વિનતી


* અહીં આ વિનતીઓ ચાણુરમાની હસ્તપ્રતિને આધારે મૂળ પાઠ અનુસાર આપવામા આવી છે અને તે સાથે તેનુ અર્થવિવરણ પણ આપવામા આવ્યું છે.

*૬ શ્રી જિરાવલ્લીય પાર્શ્વનાથ વિનતી
૭ શ્રી ઉદાવસહી મંડન પાર્શ્વનાથ વિનતી
૮ શ્રી તારણગિરિરાજ મંડન શ્રી અજિતનાથ વિનતી
૯ શ્રી જિરાવલ્લા પાર્શ્વનાથ વિનતી
૧૦ શ્રી ચોરુઆડ મંડન શ્રી પાર્શ્વનાથ વિનતી
૧૧ શ્રી નવપલ્લવ પાશ્ર્વનાથ વિનતી
૧૨ શ્રી સ્તંભતીર્થ વિનતી
૧૩ શ્રી શાંતિનાથ વિનતી
૧૪ શ્રી વીસવિહરમાન વિનતી
૧૫ શ્રી આદિનાથ વિનતી
૧૬ શ્રી પંચ તીર્થંકર સ્તુતિ
૧૭ શ્રી મલ્લિનાથ વિનતી
૧૮ શ્રી મુનિસુવ્રતસ્વામી વિનતી
૧૯ શ્રી વર્ધમાન વિનતી
૨૦ શ્રી સંખેશ્ર્વર પાશ્ર્વનાથ વિનતી
૨૧ શ્રી આદિનાથ વિનતી
૨૨ વાયડ શ્રી મુનિ સુવ્રત વિનતી
૨૩ શ્રી પંચાસરા પાશ્ર્વનાથ વિનતી
૨૪ શ્રી શાંતિનાથ વિનતી
૨૫ શ્રી ઋષભદેવ વિનતી
૨૬ શ્રી શાંતિનાથદેવ વિનતી
૨૭ શ્રી મથુરાનગર શ્રી પાશ્ર્વનાથ વિનતી
૨૮ શ્રી શાંતિનાથ વિનતી
૨૯ શ્રી અરિઠ્ઠ નેમિનાથ વિનતી
૩૦ શ્રી આદિનાથ વિનતી

* અહીં વિનતીનો ક્રમ હસ્તપ્રત પ્રમાણે આપેલો છે તેમાં ૫ નંબરની વિનતી જયશેખરસૂરિકૃત નહીં પણ મહિમશ્રીકૃત હોવાથી અહીં આપી નથી

૩૧ શ્રી આદિનાથ વિનતી
૩૨ શ્રી સંભવનાથ વિનતી
૩૩ શ્રી જિરાઉલ્લા વિનતી
૩૪ શ્રી નેમિનાથ વિનતી
૩૫ શ્રી આદિનાથ વિનતી
૩૬ શ્રી ચુવીસ જિણુવર ચઉપઇ
૩૭ શ્રી નેમિનાથ ક્રીડા ચઉપઈ
૩૮ શ્રી ઋષભદેવ ચઉપઇ
૩૯ ત્રોટક બંધેન શ્રી નેમિ સ્તુતિ
૪૦ શ્રી જિરાવલ્લા વિનતી
૪૧ શ્રી શત્રુંજયમંડન આદિનાથ વિનતી
૪૨ શ્રી આદિદેવ વિનતી
૪૩ શ્રી પાશ્ર્વનાથ વિનતી
૪૪ શ્રી શત્રુંજયમંડન આદિદેવ વિનતી
૪૫ શ્રી સાહિલામંડન આદિનાથ વિનતી
૪૬ શ્રી નેમિનાથ ધઉલ.

## શ્રી જયશેખરસૂરિકૃત વિનતી-સંગ્રહ

### (૧) શ્રી નેમિનાથ વિનતી

ભલી ભાવના ભેટિવા નેમિ પાયા,
હીઉં ઉલટઉ માનવીએ ન માયા,
જમૂં જાગતી જાદવ જોઇ વાની,
વસઇ વાસના તાસુ દીસઇ ન વાની. ૧

અચ્છઇ એઉકી માહઠઉ એક્કુ આગઇ;
મન માહરઉ સોરઠ માગિહિ લાગઇ;
ગિરનાર નઉં શૃંગ તે રંગિ પામી;
કિંવારઇં હુસિઇ વંદિવઉ નેમિ સામી. ૨

ઇસિઉં લોકુ આબાલ ગોપાલુ બોલઇ,
અનેરઉ નથી દેવતા નેમિ તોલઇ,
ત્યજી રાજિસિઉં રાઇમઇ જીણિ રાણી,
કૃપા વેહિના જીવની ચિત્તિ આણી. ૩

કિમઇ સામીય સામલા ભેટ લાધી,
તિમઇ હરિખની વેલડી વેગિ વાધી;
કરઉં જેતીય દેવ નેણુઇ જેતી,
વિણૂ લોભ લીલાં લહૂં લાધિ તેતી. ૪

અણિ માનિવઉ એઉ સંસારુ કૂડઉ,
સદા સેવિવઉ રાજલકંતુ રુડઉ;
ઇસી આસની આસએ તાસુ પૂજઇ, (પૂગઇ)
જુકો ભાવસુદ્ધિ જગનાથુ પૂજઇ. ૫

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી નેમિનાથ વિનતી

૦ ૦ ૦

વિવરણ

ઉત્તમ ભાવના વડે નેમિનાથ ભગવંતના ચરણોનાં દર્શન કરવા માટેનો ભવ્યજનોનો આનંદ હૃદયમાં સમાતો નથી. કવિ કહે છે કે જાદવકુમાર નેમિનાથનાં દર્શન કરવાની હૃદયમાં જાગૃત ભાવના વસે છે ત્યાં સુધી અન્ય કોઈ પણ વસ્તુ દેખાતી નથી. મારા મનમાં એક જ વાત વસી છે. મારું મન સોરઠ દેશમાં એવું લાગ્યું છે કે 'ક્યારે હું ગિરનાર પર્વત પર પહોંચી શ્રી નેમિનાથ પ્રભુનાં દર્શન કરું !'

શ્રી નેમિનાથ પ્રભુ સમાન અન્ય કોઈ દેવતા નથી એમ આબાલ-ગોપાલ લોકો કહે છે. એમણે પશુઓના જીવો પ્રત્યે ચિત્તમાં કૃપા લાવીને રાજ્ય અને રાજિમતી બન્નેને ત્યજી દીધાં હતાં

હે શામળા સ્વામી ! તમારી ભેટ મળવાથી મારી હરખની વેલડી જલદીથી વધવા લાગી છે. હે દેવ ! સાંસારિક વસ્તુના લોભને દૂર કરીને આપના પર જેટલો સ્નેહ કરાય તેટલું સુખ પ્રાપ્ત કરીએ છીએ.

કવિ દર્શાવે છે કે આ સંસાર કૂડો છે એવી પોતાના મનમાં ભાવના ધારણ કરીને રાજુલના કંતને – ભગવાન નેમિનાથને રૂડી રીતે સેવવા જોઈએ. એવા પ્રકારની આશા રાખીને જગન્નાથ એવા નેમિનાથને ભાવશુદ્ધિ-પૂર્વક જેઓ પૂજે છે તેમની આશા પૂરી થાય છે.

કવિ શ્રી જયશેખરસૂરિએ પાંચ કડીની આ લઘુ કૃતિમાં જ્યાં નેમિનાથ ભગવાન નિર્વાણ પામ્યા હતા એ કલ્યાણક તીર્થભૂમિ ગિરનાર પર્વત ઉપર જઈ નેમિનાથ ભગવાનનાં દર્શન કરવાની પોતાની ઉત્કટ તાલાવેલી વ્યક્ત કરી છે અને સાથે સાથે નેમિનાથ ભગવાનની ભક્તિનો મહિમા દર્શાવ્યો છે. કવિની ભાષા પ્રાસાદિક અને લયબદ્ધ છે અને 'ભલી ભાવના ભેટિવા', 'જમઉ' જાગતી જાદવા જોઇ', 'વેલડી વેગિ વાધી', 'લોભ લીલાં લહૂં લાગ્ગિ' ઇત્યાદિ પદાવલિ વર્ણાનુપ્રાસથી મંડિત થયેલી છે.

## (૨) શ્રી થાંભણા વિનતી

થંભણપુરી સિરિ પાસ જિણિંદો,
આસસેણુ કુલકમલ દિણિંદો; ઉમ્મૂલિય ભવ કંદો...
મોહરાયસિરિ પાડિય દંડો,
તિહૂયણિ જાસૂ પ્રતાપ અખંડો, ભવિયણ મન આણંદો;
ભવભય ભીડ ભલી પરિચૂરિય,
મનવંછિત સવિ સંપદ પૂરીય, પ્રભુ કરીય મોરીય સાર.
વરુણજિ કહીઇં પચ્છિમ સામી,
તિણિ આરાહિઉ તઉ સિરુ નામી, વચ્છર લક્ષ અગ્યાર. (૧)

અસી સહસ સંવચ્છર ભૂતલિ,
સેવિઉ સામી હિયડઇં નિમ્મલિ, વાસુકિ વિસહર સામિ,
પચ્છેઇ પૂજિઉ તઉ પરમેસરુ,
સાતમાસ નવ દિવસ નિરંતરુ, દશરથ નંદનિં રામિ,
કેતૂ કાલ પ્રથમ હરિ ધ્યાઇઉ,
દ્વારિકા નગરી પાછઇં આઇઉ, પૂજિઉ દેવ મુરારિ,
દ્વારિકા દાહ જલંજલિ રહીઉ,
સાગરદત્ત સેઠિ તઉ ગ્રહીઉ, કાંતિ નયરિ મઝારિ. (૨)

નાગજ્જુણિ જોગી તઉ લીધઉ,
સેડી તલિ તેહનઉ રસ સીધઉ, તઉ વિણુ અવરુ ન વીરુ;
ઉવટ વહઇ નદીવર સાલઇં,
તઉં ઉપરિ ઘણુવેલૂ વાલઇં, ગાઇ ઝરઇં સિરિ ખીરુ;
અભયદેવ સૂરિહિં તઉં જાણિઉં,
ભુહિં ભિંતર થિઉ ઉપરિ આણિઉં, તઇ તસુ દિન્નઉ દેહ;
થંભણપુરિ પ્રાસાદિ બઇઠઉ,
નયણાંનંદણુ જગિ સહિ દિઠુઉ, નીલવન્ન જિમ મેહ. (૩)

ગુજ્જર ધર જવ જવણિ ધસક્કિય,
ખંભ નયર તઈં તઇય અલંકીય, પુહવિહિં પ્રકટ પ્રમાણ;

આદિ તુમ્હારિ જગિ કુણુ જાણુઇ,
મતિ વિણુ માણુસ કિસઉં વખાણુઇ, હઉં પણિ સહજિ અજાણુ.
કામધેનુ તીહં પત્ત ઘરંગણિ,
કરયલિ વડિઉ કરિ ચિંતામણિ, ફલિયઉ અમરહંસાલુ;
દેવ દયાલૂ ભાવઠિ ભંજણુ,
જીહું તુઠઉ થંભણુપુર મંડણુ, પાસનાહુ ચઉસાલુ. (૪)

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી થાંભણા વિનતી.

૦ ૦ ૦

## વિવરણ

થંભણુપુરી[સ્તંભનપુર – હાલ ખંભાત]ના મંડનરૂપ તીર્થંકર ભગવાન શ્રી પાર્શ્વ જિનેશ્વર વિશેની આ રચના છે.

અશ્વસેન રાજાના કુલરૂપી કમળ માટે સૂર્યસમાન, ભવરૂપી બીજને ઉખેડનારા, મોહરાજાની લક્ષ્મી ઉપર દંડપ્રહાર કરનારા એવા હે સ્વામી ! ત્રિભુવનમાં આપનો પ્રતાપ અખંડ વર્તે છે. ભાવિજનોના મનને આનંદ આપનારા, ભવભયરૂપી ભીડને સારી રીતે ચૂરનારા, મનવાંછિત સર્વ સંપદને પૂરનારા, હે પ્રભુ ! મારું કલ્યાણ કરો !

શ્રી પાર્શ્વપ્રભુને વંદન કરી કવિ સ્તંભનપુરની નીલવર્ણી પ્રતિમાનો ગૌરવવંતો ઇતિહાસ વર્ણવે છે. જૈન માન્યતા અનુસાર આ પ્રતિમા ઉત્સર્પિણી દરમિયાન ગઈ ચોવીશીમાં ભરાઈ હતી. પશ્ચિમ દિશાના સ્વામી વરુણદેવે થંભનપુરીનાં આ પ્રતિમાની અગિયાર લાખ વર્ષ સુધી આરાધના કરીને આપના ચરણોમાં મસ્તક નમાવ્યું છે.

હૈયાના નિર્મલ ભાવથી નાગલોકના સ્વામી વાસુકીએ પૃથ્વી ઉપર આવીને, હે સ્વામી ! આપની ૮૦ હજાર વર્ષ સુધી સેવા કરી છે. પછી તે પ્રતિમાની નિરંતર સાત માસ નવ દિવસ સુધી દશરથનંદન રામે પૂજા કરી હતી.

ત્યારપછી કેટલોક કાળ વિષ્ણુએ આ પ્રતિમાનું ધ્યાન ધર્યું હતું. ત્યારબાદ આ પ્રતિમા દ્વારિકાનગરીમાં પાછી આવી. ત્યાં કૃષ્ણદેવે એની પૂજા કરી. જ્યારે દ્વારિકાનગરી અગ્નિથી બળી રહી હતી ત્યારે સાગરદત્ત શ્રેષ્ઠિ પ્રતિમાને ગ્રહણ કરીને કાંતિપુરીમાં લાવ્યા હતા. ત્યારપછી નાગાર્જુન જોગીએ તે પ્રતિમાને લીધી. પ્રતિમાના પ્રભાવથી સેઢી નદીના કિનારે તેમને સુવર્ણરસ સિદ્ધ થયો હતો. હે પ્રભુ! આપના વિના બીજા કોઈનો એવો પ્રભાવ નથી.

વરસાદના કારણે સેઢી નદીમાં જ્યારે પૂર આવ્યું ત્યારે આપની પ્રતિમા ઉપર ઘણી વેલુ (રેતી) વળી ગઈ હતી. પરંતુ એક ગાય સ્વયં તેના પર દૂધ ઝારીને 'સ્નાત્ર' કરતી હતી.

શ્રી અભયદેવસૂરિએ પોતાના જ્ઞાનથી આ વાત જાણી અને ભૂમિમાં રહેલી આપની આ પ્રતિમાને તેઓ બહાર લાવ્યા હતા. તેથી શ્રી પાર્શ્વપ્રભુ! આપની કૃપાથી એમનું કોઢયુક્ત શરીર નીરોગી થયું હતું.

એમણે સ્થંભનપુરમાં જિનમંદિરની અંદર આપની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. મેઘ સમાન નીલવર્ણ અને નયનોને આનંદ આપનારા એવા આપના જગતના સર્વલોકોએ દર્શન કર્યાં હતાં. ગુજરાતની ધરાને મ્લેચ્છ લોકોએ જ્યારે આક્રાંત કરી હતી ત્યારે તે સમયમાં આપશ્રી પાર્શ્વપ્રભુએ ખંભાતનગરને અલંકૃત કર્યું હતું અને આપની પ્રતિષ્ઠાથી સમગ્ર પૃથ્વી પ્રકાશિત થઈ હતી.

આપની પ્રતિમાની ઉત્પત્તિ વિશે સમગ્રપણે આ જગતમાં કોણ જાણે છે? મારા જેવો બુદ્ધિહીન માણસ કેવી રીતે એનાં વખાણ કરી શકે? હું સ્વભાવતઃ અજ્ઞાન છું.

પ્રતિમાનો મહિમા વર્ણવતાં કવિ કહે છે કે આ પ્રતિમાની જે સાચા ભાવથી પૂજા કરે છે તેના ઘરઆંગણે કામધેનુ ગાય ચરે છે; તેના હાથમાં ચિંતામણિરત્ન સ્વયં મળે છે અને જાણે કલ્પવૃક્ષ ફળે છે.

હે દયાળુ દેવ ! સ્થંભનપુરના મંડન એવા હે શ્રી પાર્શ્વપ્રભુ ! આપ જેના પર પ્રસન્ન થાઓ છો તેના ભવભયને ભાંગો છો. આપની શોભા સર્વત્ર છે.

ચાર મોટી કડીની આ કૃતિમાં કવિ શ્રી જયશેખરસૂરિએ ખંભાતના શ્રી સ્તંભન પાર્શ્વનાથ ભગવાનની ગઈ ચોવીસીમાં ભરાવાયેલી નીલવર્ણી પ્રતિમાને મહિમા ઉલ્લાસથી ગાયો છે. પ્રાસાનુપ્રાસ અને રૂપકાદિથી અલંકૃત એવી આ સુગેય અને લયબદ્ધ કૃતિમાં કવિનું ભાષાપ્રભુત્વ ધ્યાન ખેંચે એવું પ્રશસ્ય છે.

જૈનોના વર્તમાન ચોવીસીના ત્રેવીસમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથ ભગવાન 'પુરુષાદાણીય' તરીકે ઓળખાય છે અને પ્રગટ પ્રભાવી તરીકે પૂજાય છે. પાર્શ્વનાથ ભગવાનનાં તીર્થો પણ ઘણાં છે, જેમાં શંખેશ્વર પાર્શ્વનાથ, લોઢણ પાર્શ્વનાથ, જીરાવલા પાર્શ્વનાથ, લોદ્રવા પાર્શ્વનાથ, ચારૂપ મંડન શામળિયા પાર્શ્વનાથ, પંચાસરા પાર્શ્વનાથ, ભીડભંજન પાર્શ્વનાથ ઇત્યાદિ પ્રાચીન તીર્થો સુપ્રસિદ્ધ છે અને પ્રાચીન સમયથી તીર્થને અનુલક્ષીને પદો, સ્તવનો, વિનતી, સ્તોત્ર ઇત્યાદિની રચના થયેલી છે. વર્તમાન સમયમાં પાર્શ્વનાથનાં ૧૦૮થી વધુ તીર્થો છે, જે પાર્શ્વનાથ ભગવાનના મહિમાની પ્રતીતિ કરાવે છે. કવિ જયશેખરસૂરિએ પોતે શંખેશ્વર, જીરાવલા, પંચાસરા, મથુરા, ચોરવાડ, ચિંતામણિ પાર્શ્વનાથ વિશે એકાધિક સ્તવનોની રચના કરી છે. એમણે સ્તંભન પાર્શ્વનાથ વિશે કરેલી બે રચનાઓ હાલ ઉપલબ્ધ છે. કવિએ સ્વયં દર્શન કરી, ભાવવિભોર બનીને કરેલી એ બે રચનાઓમાં આ રચના વિશેષ માહિતીસભર અને કાવ્યગુણની દૃષ્ટિએ વિશેષ મહત્ત્વની છે.

## (૩) શ્રી આદિનાથ વિનતી

કુલિ ભલઇ અવતારુ સુખે લહી,
નવ લખઇ ઇણિ દીવિ નિતૂ રહી;
રિસહુ અદ્ભુદ દેવ નિહાલિયઇ,
સુખિહિં પાતક પંક પખાલિયઇ. ૧

અલગ ઉલગ નાથ નથી કહી,
તઉ રતિઉ મન ભિંતરિ તઈં ગ્રહી;
ઘડીય એક ન મૂંકિસુ તઈં જૂઉ,
સુકૃત વાહિણિ મઈં કરિ ના ચૂઉ. ૨

અમર દીસઈં કોપીય કેતલા,
વિષઈ જે વિનસ્યા કિમ તે ભલા;
મદન મચ્છર માહિ ન જે રમઇ,
હિયડલઇ સુજિ દેવ ઘણુઉં ગમઇ. ૩

લહીય જે તુઝ ધમ્મં નિકાસલઉ,
કરઇ કોઇ કિસઉ મનિ આમલઉ;
અમૃત દૂરિ કરી વિસ તે પિયઇ,
ત્યજીય હારુ ભુજંગ હિયઇ ધરઇ. ૪

કુગુરુને વચને ફિર ભૂલવ્યા,
ભવ મહારનિ જીવ સવે ભમ્યા,
કિમ લહઈં પગથી સિવ વાસની,
જઇ ન તૂ પગઉલગ આસની. ૫

સહજિ બાલકરા મતિ આગલઉ,
વિહુ કષાઇ સુયોવનિ વાઉલઉ;
વડપણુઈં પણ દુ:ખહીઉં ધખઇ,
કિમ કુમાણુસુ તઈં પ્રભુ ઉલખઈ. ૬

સિર મનોહર તઉં પગ ઢોયતાં,
સફલ લોચન તૂં મુખ જોયતાં;
રિસહ દેવ મયા કરિ જે તિસી,
જિમ રહઉં તુઝ પાસિ સદા વહી. ૭

ઇતિ શ્રી આદિનાથ વિનતી.

૦ ૦ ૦

## વિવરણ

કવિ શ્રી જયશેખરસૂરિ આદિનાથ પ્રભુની વિનતીનો પ્રારંભ કરતાં કહે છે કે શ્રી ઋષભદેવ પ્રભુ અદ્ભુત અને અવનવા શોભે છે. એમનાં દર્શનથી અનાયાસે જ પાતકરૂપી પંક ધોવાય છે.

હે પ્રભુ! મને બીજી કશી ખબર નથી તો પણ મનની અંદર આપને ગ્રહણ કરીને જ રહું છું. હવે એક ઘડી પણ આપને મૂકીશ નહીં. સુકૃતરૂપી વેલડીને હાથમાં મેળવીને હવે હું ખોઈશ નહીં.

મમતા છોડીને કેટલાક દેવતાઓ ક્રોધિત દેખાય છે. તેઓ શું સારા દેખાય છે? મદન મત્સરમાં જેઓ રમતા નથી, પરંતુ જેઓ હૈયામાં જ રમે છે તેવા દેવતાઓ જ મને ગમે છે.

નિર્મલ એવા આપના ધર્મને પ્રાપ્ત કર્યા પછી જે કોઈ મનુષ્ય મનમાં વિપરીત ભાવ લાવે છે તે અમૃતને છોડીને વિષનું પાન કરે છે, અથવા હારને ત્યજીને સર્પને ગળામાં ધારણ કરે છે.

ખરેખર! કુગુરુનાં વચનથી જેઓ ભૂલેલા છે તેઓ સર્વ ભવરૂપી મહા જંગલમાં ભમ્યા છે. જ્યાં સુધી આપની ચરણસેવાને ગ્રહણ ન કરે ત્યાંસુધી શિવવાસ પ્રાપ્ત કેમ થાય?

જેમના જીવનમાં પહેલાં સ્વભાવથી બાળકબુદ્ધિ હતી, ત્યારપછી સુંદર યૌવનમાં ચાર કષાયોની વ્યાકુળતા હતી અને હવે વૃદ્ધાવસ્થા પણ દુઃખને જ પ્રાપ્ત કરાવે છે, આવા દુર્બુદ્ધિ મનુષ્યો હે પ્રભુ! આપને કેવી રીતે ઓળખી શકે?

આપના ચરણોમાં મસ્તક નમાવવાથી મસ્તક પણ શોભાને ધારણ કરે છે. આપનું મુખ જોવાથી નયનો સફલ થાય છે. હે ઋષભદેવ પ્રભુ! આપ એવી કૃપા વરસાવો કે જેથી સદા હું આપની પાસે જ વસું.

શ્રી ઋષભદેવ ભગવાન એટલે કે શ્રી આદિનાથ પ્રભુને સંબોધીને લખાયેલી આ વિનતીમાં કવિ દર્શાવે છે કે કામ, ક્રોધ, મદ, મત્સરને કારણે દેવતાઓ પણ પ્રભુ-ભક્તિ કરવાને અપાત્ર બને છે. વળી જેઓ જન્મથી ધર્મ મળવા છતાં બાળપણમાં, યૌવનમાં કે

વૃદ્ધાવસ્થામાં મનમાં વિપરીત ભાવો, અધાર્મિક વિચારો સેવે છે, તથા કુગુરુનાં વચનોમાં ફસાય છે તેઓ અમૃત ત્યજીને વિષપાન કરે છે. પોતાની એવી દશા ન થાય અને પોતાને શ્રી ઋષભદેવ ભગવાનનાં ચરણકમળની સેવા નિરંતર સાંપડી રહે એવી પ્રાર્થના કવિ કાવ્યના અંતે કરે છે.

## (૪) શ્રી પાર્શ્વનાથ વિનતી

બલઇ જિ બલવંતુ દેઉ, પ્રણમી જઈ સિરિપાસ જિણુ;
કલિજુગિ અકલુ અજેઉ, સોરઠ દેસિ સુહામણુઉ. ૧

અમ્હમણિ પૂગી આસુ, આસસેણુ નરવઈ તણુઉ;
જઈ પરમેસરુ પાસુ, ભેટિઉ ભાવહિ ભંજણુઉ. ૨

તૂં મહિમા મહિમાહિ નિતુ કેતકિ જિમ મહમહઈં;
તઉ સમરણિ સવિ વાહિ, વિસ વયરી ઘંઘાલ ટલઈં. ૩

કોઇ પૂજઇ ધનલાખિ, કોઇ ચડાવઇ પાંખુડિયએ,
ભાવુ ભરઈ જઈ સાખિ, ફૂલિ વિહરઉ તઈં નવિ કિઉએ. ૪

ભોગવિ શિવપુર રાજુ, તૂં કેવલકામિણિ કલિયા;
પ્રણમૂં સેવક કાજુ સુખ, ભરિ રાખે વીસરઈએ. ૫

ભમડી ભવની કોડિ, તુડિવસિ તૂ શાસનુ ચડિઉં;
એ તો ઈન ભાજઇ ખોડિ આલૂ મણિ આલસ તણિયા. ૬

બંધી માયા પાસિ મોહ ચરડુ જઇ મઇંલિયએ;
મણિ આપણુઈ વિમાસિ ઇણિ વાતં કુણુ લાજિસિએ. ૭

મુજ મણુ ભમર વિલાસુ ચંચલ ચિહુ દિસિ સંચરઇએ;
તુહ પય-કમલિ નિવાસુ પામીજે પુણુ થિરુ થિયએ. ૮

સુરતરુ ઘર અંગણિ કરિ ચિંતામણી કામધેનુ તીહ,
ઘરિ ચરઇએ, વંદિઉ દેવિંદિહિં મણુ આણુંદિહિં જે,
પૂજઈ સિરિ પાસુ જિણુ ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી પાર્શ્વનાથ વિનતી.

૦ ૦ ૦

વિવરણ

શ્રી પાર્શ્વનાથ ભગવાનની આ વિનતીમાં કવિ સોરઠ દેશના પાર્શ્વપ્રભુના તીર્થસ્થળનો મહિમા ગાય છે. કવિ કહે છે કે કલિયુગમાં જે અલખ નિરંજન છે, સૌરાષ્ટ્ર દેશમાં જે સોહામણા છે, બળમાં જે બલવંત છે એવા શ્રી પાર્શ્વનાથને અમે પ્રણમીએ છીએ.

હે અશ્વસેન રાજાના પુત્ર! અમારા મનની આશાઓ પૂર્ણ કરો, કારણ કે પરમેશ્વર પાર્શ્વપ્રભુને ભેટવાથી ભવની ભાવઠ ભાંગે છે.

જેમ કેતકીનાં પુષ્પ નિત્ય મઘમઘે છે તેમ આપનો મહિમા પૃથ્વી પર મઘમઘે છે. આપના સ્મરણ માત્રથી પણ સર્વ વ્યાધિ, વિષ, વૈરી, આપત્તિ વગેરે ટળે છે.

કોઈ ભાગ્યશાળી આપની પૂજા લાખો રૂપિયાથી કરે છે, જ્યારે કોઈ માત્ર પાંખડી ચઢાવીને કરે છે. પૂજા જો ભાવથી પૂર્ણ હોય તો તેનું ફળ કેમ ન મળે? ભાવથી પ્રભુને ભજનારા મુક્તિસુખને મેળવે છે. કવિ શ્રી જયશેખરસૂરિની આ પંક્તિઓ સાથે બે સૈકાઓ પહેલાં થયેલા શ્રી વીરવિજયજીના સ્તવનની પંક્તિઓ સરખાવી જુઓ. વીરવિજયજી લખે છે:

"દાદા આદેશ્વરજી દૂરથી આવ્યો દાદા દરિશન દો....
કોઈ મૂકે હીરામોતી, કોઈ મૂકે સોનું;
કોઈ મૂકેચપટી ચોખા, દાદાને દરબાર... હા હા દાદાને દરબાર.
રાજા લાવે હીરામોતી, શેઠ મૂકે સોનું;
હું મૂકું ચપટી ચોખા, દાદાને દરબાર...હા હા દાદાને દરબાર.

હે પાર્શ્વપ્રભુ! આપ શિવપુરનું રાજ્ય ભોગવો છો. કેવલરૂપી શ્રીથી શોભો છો. હે પ્રભુ! આ સેવક સુખને માટે આપને પ્રણામ કરે છે તે ન વિસરશો...

મારામાં પ્રમાદાદિ ઘણા દોષો હતા. તેથી હું કરોડો ભવોમાં ભમ્યો છું. આજે હું આપના શાસનને પામ્યો છું તેથી મારી આળસ-

રૂપી ત્રુટિ આ ભવમાં ભાંગી ગઈ છે.

માયાને પાશમાં લેવામાં અને મોહરૂપી ચોરને પકડીને કેદમાં પૂરવાની વાતમાં આપણે લજ્જાવાળા થવાની શી જરૂર છે?

કવિ આત્મનિવેદન કરતાં કહે છે કે વિલાસી અને ચંચલ એવો મારો મનરૂપી ભમરો ચારે દિશામાં સંચરતો હતો. આપના ચરણકમલમાં નિવાસ પામી ફરી મારું મન સ્થિર થયું છે.

દેવેન્દ્રો વડે વંદનીય એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુને જે મનમાં આનંદ લાવીને પૂજે છે તેના આંગણામાં કલ્પવૃક્ષ, હાથમાં ચિંતામણિ-રત્ન અને ઘરમાં કામધેનુ ચરે છે. કવિ શ્રી જયશેખરસૂરિની આ કડીઓ સાથે મહોપાધ્યાય યશોવિજયજીકૃત શ્રી અભિનંદન સ્વામીનાં સ્તવનની નીચેની કડીઓ સરખાવવા જેવી છે :

"જાણું હો પ્રભુ! જાણું જન્મ કયત્થ,
જો હું હો પ્રભુ! જો હું તુમ સાથે મિલ્યોજી,
સુરમણિ હો પ્રભુ! સુરમણિ પામ્યો હત્થ,
આંગણે હો પ્રભુ! આંગણે મુજ સુરતરુ ફળ્યોજી. દીઠી હો.

કવિ શ્રી જયશેખરસૂરિએ જીવને ભમાડનારાં તત્ત્વો માયા, મોહ, મનની ચંચલતા ઇત્યાદિ જો ચાલ્યાં જાય અને પ્રભુના ચરણોની સેવા જો પ્રાપ્ત થઈ જાય તો જીવ કેટલી ઝડપથી મુક્તિગામી બની શકે છે તેનો મહિમા આ પદમાં દર્શાવ્યો છે.

## (૬) શ્રી જીરાવલ્લીય પાર્શ્વનાથ વિનતી

જગન્નાથુ જીરાઉલઉ હૂં જુહારઉં,
પ્રભો પાસુ પૂજા સવે કાજ સારઉં,
જુ ચારુપિ પંચાસરઇ આસ પૂરઇ,
સવે રોગ સંખીસરે સામી ચૂરઇ. ૧

થિરુ થાંભણઇ અંતરીખે અવંતી,
મહાસિદ્ધિ સેરીસએ સંભવંતી;

પ્રભાદીવિ અજાહરે કઉણુ ગંજઇ,
નવખંડ નવ પલ્લવુ સઉદ્ર કંઠઈ. ૨

કલિકુંડિ કોરંટ એ દેવુ દીપઇ,
ધમેરે અનેરે અજીએ ન જીપઈ;
અહિછત્રી વાણારસી તૂં ઠલોઈ,
મણિરંગુ નાગદ્રહે નાથુ જોઇ. ૩

ફૂલઉધી પાલિતાણુએ પંથ વાહઇ;
વડઉ પાસુ ખંભાઇ તે શ્રી દિખાડઈ;
સમી સામિણી ગામિ તૂં ઉપલોટઇ,
હિયઉં ઉંબરવાડિયા પાઇધ લોટઈ. ૪

કલા કેતલે ગમિ તૂ દેવ બોલઉં,
વિણુ જાણિવા બોલતઉ ચિત્તિ ડોલઉ;
કુદેવાતન વાતડી દૂરી વારઇ,
તપઇ તાહરઉં તીર્થું એતી નિવારઇ. ૫

જિકે દેવ જીરાઉલા નામિ લાગઇ,
જઇં બીજા તણુઇ તે ન માગઇ;
સવે દોહિલ્યા તીહ તઉ દૂરિ નાસઈં,
વસઇં સંપદ સંપસિઉં પાય પાસઇં. ૬

ઘણાઉ ભાઉ જીરાઉલિઇં જાઈવાનઉં,
જિહા થાહરી ઉતાહરઉ દેવ વાનઉ;
કરી એગલા વેગલા પાપ પાસ;
ઈસી માહરી પૂરિ તૂં આસપાસ. ૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી પાર્શ્વનાથ વિનતી.

○ ○ ○

વિવરણ

આ સ્તવનમાં કવિ જયશેખરસૂરિ પાર્શ્વનાથ ભગવાનનો વિવિધ મોટાં તીર્થોના નિર્દેશ સાથે જીરાવલા પાર્શ્વનાથ તીર્થનો વિશિષ્ટ મહિમા દર્શાવે છે.

કવિ કહે છે કે જગતનાથ શ્રી જીરાવલાપ્રભુને હું જુહારું છું. પ્રભુ પાર્શ્વને પૂજીને સર્વ કાર્ય સિદ્ધ કરું છું.

ચારૂપ મંડન અને પંચાસરા મંડન શ્રી પાર્શ્વપ્રભુ અને શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુ પણ આશા પૂરે છે અને સર્વ રોગને દૂર કરે છે. સ્થંભન પાર્શ્વનાથ, અંતરીક્ષ પાર્શ્વનાથ, અવંતી પાર્શ્વનાથ તથા સેરીસા પાર્શ્વનાથ મહાસિદ્ધિદાયક તરીકે સુપ્રસિદ્ધ છે. પ્રભાસ-મંડન, દીવમંડન, અજાહરા, કંબોઈમંડન અને મનમોહન પાર્શ્વ-નાથનાં તીર્થો જગતમાં જાણીતાં છે. નવખંડા પાર્શ્વનાથ અને નવ-પલ્લવા પાર્શ્વનાથ સમુદ્રકિનારે છે. કલિકુંડ પાર્શ્વનાથ અને કોરંટમંડન પાર્શ્વનાથ પણ દીપે છે. અહિછત્રા પાર્શ્વનાથ, વાણારસી પાર્શ્વનાથ, ડભોઇમાં લોઢણ પાર્શ્વનાથ મણિરંગ તથા નાગદ્રહમાં પાર્શ્વનાથ પ્રભુનાં મેં દર્શન કર્યાં છે. ફલોધિ અને પાલીતાણા-(અથવા પાલી-રાજસ્થાન)ના પાર્શ્વપ્રભુ પણ શોભે છે.

ખંભાતમંડન શ્રી પાર્શ્વનાથ પ્રભુજીના પ્રતિમાજીનો મહિમા ઘણો મોટો છે. સમી અને સામિણી ગામમાં શ્રી પાર્શ્વપ્રભુ શોભાય-માન છે. ઉંબરવાડિયા પાર્શ્વનાથ હૃદયને આનંદ આપે છે.

હે પ્રભુ! હું આપની કેટલી કલાઓનું વર્ણન કરું? જાણ્યા વિના બોલવાથી તો ચિત્ત કંપિત થાય છે. જેઓનું જીરાવલા પાર્શ્વનાથનાં નામમાં એક વખત મન લાગી જાય છે તેઓ તેમાં જ મગ્ન બની જાય છે. જીરાવલા પ્રાર્શ્વપ્રભુની ભક્તિથી સર્વ દુઃખો દૂર થાય છે અને સર્વ સંપત્તિઓ પ્રસન્ન થઈને પોતાની મેળે ચરણોમાં આવીને વસે છે.

હે પાર્શ્વનાથ પ્રભુ! જીરાવલા જઈને આપના દર્શન કરવાના

મને ઘણા પ્રશસ્ય ભાવો ઉત્પન્ન થાય છે. આવા પ્રકારની મારી આશા હે પાર્શ્વપ્રભુ! શીઘ્રતાએ પૂર્ણ કરો.

### (૭) શ્રી ઉદ્દાવસહી મંડન પાર્શ્વનાથ વિનતી

જઇ જુહારીય મૂરતિ પાસની, તઉ ટલી ખુણુસઇ ભવ પાસની;
ફલિય વેલિ હીઇ હિવ આસની, સિવપુરી પણુ પામીય આસની. ૧
સુઘણુ સામલ વણ્ણુ સુહામણુા, તુઝ પસાઇં નહીં વસુહાંમણુા,
વચનુ એક સુનાયકુ વીનવઉં, કિસિઉં જાણુઇ બાલુક વીનવઉં. ૨
અપરકોડિ અચ્છઇં જનિ દેવતા, તુઝ સમઉ પણિ કોઇ ન દેવતા;
સુમઇં સામીય પામીય કે(વ)લી, કરિ મયા મુઝ ઊપરિ કેવલી. ૩
રચિસુ કુંડલુ કાનિ સુવર્ણમઇ, ઝલહલઇ પ્રભુ સામલ વર્ણમઇ;
મુકુટુ મસ્તકિ હારુ હીઇ લસઇ, કરીય આંગીય મૂં મનુ ઉલ્લસઇ. ૪
સુરભિ સૂક(ખ)ડી દેહુ વિલેપિસિઉં, મનુ ઇહાં વુહટઉ હિવ લેપિસિઉં;
બકુલ-ચંપક-કેતકિ પૂજિસિઉં, સઘર મોહ તણુઇં રણિ પૂજિસિઉં. ૫
ભુવનનાથુ પગે સિરુ નામિસિઉં, અનુદિનૂ રહિસિઉં પ્રભુ નામિસિઉં,
ભવતણી મતિ રાજ સભાંજિસિઉં, ગહગહિઉં મનુરાજ સભાંજિસિઉં. ૬
તુઝ કૃપાવનિ ચિત્તુ રહાવસિઉં, સિવરમા વરિસિઉ થિરહાવિસિઉ;
અમૃતમઇ મુખપંકજ જોઇસિઉં, નભ વનઉ ફલુ લોકિઅ જોઇસિઉં. ૭
પામઇં સદા સંપદ ચિત્તરંગિઇ, ચાલઇ ચડચા ચંચલિ તે તુરંગિઇ;
જે પાસ ઉદ્દાવસહી નિવાસ, તૂ પાય પૂજઇં ગુણુ સંનિવાસ. ૮
એકાંત સદ્ધર વિકારુ સમગ્ગુ ભાજઇ,
જે આદરઈ અચલ ચિત્તિ તુઝ પ્રભાજઇ,
એ સામલા સકલ પાસતણી પ્રસિદ્ધિ,
દિઇ ભાવિયાં મન સમીહિત દી પ્રસિદ્ધિ. ૯

ઇતિ ભટ્ટારક શ્રી જયશેખરસૂરિકૃતા ઉદ્દાવસહીમંડન
શ્રી પાર્શ્વનાથ વિનતી.

૦ ૦ ૦

## વિવરણ

આ સ્તવનમાં કવિ ઉદાવસહીમંડન એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુને વિનતી કરતાં કહે છે કે શ્રી પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિનાં દર્શન કરવાથી ભવરૂપી બંધનો ટળી જાય છે. હમણાં મારા હૃદયમાં આશાની વેલડી ફૂળી છે અને પાર્શ્વપ્રભુની કૃપાથી શિવપુરી–મોક્ષપુરી પણ હું શીઘ્રતાથી પામીશ.

વાદળ જેવા શ્યામ વર્ણવાળા સોહામણા એવા હે પાર્શ્વનાથ સ્વામી ! આપની કૃપાથી મારું મન જગતની જંજાળમાં હવે રહેતું નથી. હે સુનાયક ! હું આપની પાસે એક વચન માટે વિનતી કરું છું. જો તેમાં કંઈ અજુગતું લાગે તો કોઈ બાળકની તે વિનતી છે એમ જાણજો.

આ જગતમાં બીજા કરોડો દેવતાઓ છે, પરંતુ હે નાથ, આપના જેવા કોઈ દેવ નથી. હે કેવલજ્ઞાનયુક્ત સ્વામી ! હું કેવલજ્ઞાનને પ્રાપ્ત કરી શકું એવી મારા ઉપર કૃપા કરો. એટલું વચન આપની પાસે યાચું છું.

આપના શ્યામલવર્ણ દેહમાં આપના કર્ણમાં રહેલા સુવર્ણમય કુંડલો ઝળહળે છે; આપના મસ્તક ઉપર મુગટ શોભે છે; હૃદય ઉપર હાર શોભે છે. આવી રીતે આપની આંગીની રચના કરતાં મારું મન ઉલ્લસિત બને છે.

સુગંધિત સુખડથી આપના દેહનું વિલેપન કરવાથી મનની વાસનાઓ નાશ પામે છે અને હૃદય નિર્મળ બને છે. બકુલ, ચંપક, કેતકી વગેરે સુગંધિત પુષ્પોથી આપની પૂજા કરી મોહને અમે દૂર કરીશું. હું ત્રિભુવનનાથના ચરણે નિતનિત મસ્તક નમાવીશ અને પ્રતિદિન પ્રભુનાં નામનું રટણ કરીશ. હું ભવ(સંસાર)સંબંધી મતિને ભાંગી નાખીશ અને આત્મામાં જ રમણતા કરીશ.

હે સ્વામી ! આપ નિત્ય કૃપા વરસાવજો કે જેથી હું શિવ-

રમણીને વરી શકું અને સિદ્ધશિલા ઉપર સ્થિરવાસ કરી શકું. આપના અમૃતમય સુખને જોઈને મનુષ્યભવના ફળને અર્થાત્ મોક્ષગતિને હું પ્રાપ્ત કરીશ.

હે ઉદાવસહીમાં રહેનારા પાર્શ્વપ્રભુ! ગુણોના નિવાસરૂપ એવા આપના ચરણોને પૂજીને આપની ચિત્તરૂપી રંગશાળામાં સંપત્તિ પ્રાપ્ત કરીશ. જગતમાં જે એકાગ્રચિત્તથી આપની પ્રભાને આદરે છે તેના અત્યંત બળવાન વિકારો પણ જાય છે. આ શામળા પાશ્વર્નાથની સકળ પ્રસિદ્ધિ ઇચ્છિત સિદ્ધિને આપે છે.

ઉદાવસહી પાર્શ્વનાથ ભગવાન વિશેના આ સ્તવનમાં કવિ ભગવાન પાસે એક જ વચનની માગણી કરે છે અને તે કેવળજ્ઞાન માટેની ચાર પ્રકારની ગતિમાં મનુષ્યજન્મ શ્રેષ્ઠ છે અને મનુષ્ય-જન્મનું અંતિમ અને સર્વોત્તમ ફળ તે કેવળજ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવવાનું છે. કવિ પાર્શ્વપ્રભુની મનોહારી મૂર્તિની પૂજન-અર્ચન દ્વારા થતી ભક્તિનો ઉલ્લેખ કરી એના પ્રતાપે પોતાની મતિમાં રહેલી સાંસારિક વાસનાઓનો નાશ થાય અને શુદ્ધ આત્મરમણતા રહે એવી આશા અને ભાવના સેવે છે.

પ્રાસાનુપ્રાસયુક્ત, લયબદ્ધ અને પ્રભુભક્તિનો મહિમા વર્ણવતી આત્મનિવેદનરૂપ આ કૃતિમાં કવિએ પ્રત્યેક ચરણમાં યમકની રચના ઘણુંખરું એનો એ શબ્દ કે એના એ અક્ષરો પ્રયોજી કરી છે. પાસની–પાસની, ચિત્તરંગિઇ–તે તુરંગિઈ, નિવાસ–સંનિવાસ, ભાજઇ–પ્રભાજઈ, લસઇ–ઉલ્લસઇ વગેરે પ્રાસસંકલનામાં ક્યાંક ક્યાંક શ્લેષા-લંકારની રચના પણ કવિએ સરસ કરી છે.

### (૮) શ્રી તારણગિરિરાજમંડન શ્રી અજિતનાથ વિનતી

મનિ મનોરથ એહુ સદા વસઇ,
ઇસુ ભાવુ હિયઇ નિતુ તુમ્હસઈ;
કિમઈ તારણિ ડૂંગરિ જાઇઈ,
અજિતદેવ પગે સિરુ લાયઈ. ૧

સકલ વાંછિત સંપદ કામિયઇ,
મનુજા જન્મ તણુઉં ફલુ પામિયઇ;
ભલઇ ભાવિ જિનેશ્વરુ ગાઇયઇ,
સુવિહિં સિદ્ધ પુરિપથિ જાઇયઇ. ૨

વિષય વિભ્રમ તઉ મનુ વાલીયઇ,
અજિતુ દેવુ સદૈવ નિહાલિયઇ;
નવઇરંગિ નિતૂ પ્રભુ ભેટિયઇ,
ઘન નિબદ્ધ કુકર્મ વિછૂટિયઈ. ૩

વર કપૂરિ જિનેશ્વરુ પૂજિયઇ,
સબલ મોહ તણુઇ બલિ પૂજિયઇ;
અજિતુ ઉલગસઇં હથિ સારીયઇ,
ભવ તણુઉ ભય દૂરિ નિવારિયઈ. ૪

વિષય વેગિહિં જે અપમાનિયઇ,
કુમતિદેવ ભણી મનિ માનીયઈ,
અજિતુ એઉ અગંજિનુ અર્ચિયઈ,
સુકૃત સંતતિ લીલઈ સંચિયઈ. ૫

ઘણુ કાલુ સુધામઈં નીગમિઉ,
નરકિ દેવ અનેકિ પરિંભમિઉ;
ઈમ અણુંત ભવાંતર હૂં ફિરિઉ,
હિયઈ જઇ તુઝ ધમ્મ ન આદરિઉ. ૬

પ્રચુર પુણ્ય તણુઇ ફલિ આકુમઇં,
સુપહુ પામિઉ જાસુ સુરમઇં;
હિવ વિચ્છોડિ વિચ્છોડિ કૃપા ઘણી,
કહિઉ વેષ જિ—નેક કિસિયા ભણી. ૭

હિવફખાય તણુઉ સુઝ ભુઉ ટલિઉ;
મદનદેવ તણુઉ મદ આલિઉ;

મલિન મચ્છર વેગિ નિરાકરિઉ,
ગહણુએ ભવસાયરુ મઇં તરિઉ. ૮

વિપદ વેગિ પલાઇય આકુલી,
હિવ જિનેન્દ્ર વલી સહસાવલી;
મન રમિઉં જયસાસનિ તાહરઇ,
સકલ સિદ્ધિ હુઈ વસિ માહરઇ. ૯

વિભવ કારણિ સૂર્ય ધરા ફિરઇં,
કિસઇં કાજિ સમુદ્ર નિજ તરઇં;
અજિત એક મને જઇ ધાઇયઇ,
ધનદ તુલ્ય ધનિં તઉ થાઇયઇ. ૧૦

ભવ ભવ ભય ભાગઉ ભાવિ ભૂય પાય લાગઉ,
સુરસુખ ન સમીહઉં રાજ્ય તઉ દેવ બીહઉં,
રમણિ રસિ નરાચઉં એતલુ એકુ યાચઉ,
ભવિ ભવિ મૂય સમી હોઇ જિઉ સેવ કામી. ૧૧

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી તારણગિરિ વિનતી.

° ° °

## વિવરણ

ગુજરાતમાં તારંગા તીર્થ સુપ્રસિદ્ધ છે. કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યની પ્રેરણાથી કુમારપાળ મહારાજાએ પર્વત ઉપર અજિતનાથ ભગવાનનું ભવ્ય અને ઉત્તુંગ મંદિર બંધાવ્યું હતું. કવિ જયશેખરસૂરિએ એ તીર્થ વિશે આ રચના કરી છે. કવિ કહે છે કે હંમેશાં મારા મનમાં એવા જ મનોરથ રહેતા હતા અને આવા ભાવો હૈયામાં નિત્ય વિકસિત થતા હતા કે ક્યારે હું તારંગા ગિરિરાજ ઉપર જઈને શ્રી અજિતનાથ પ્રભુનાં ચરણોમાં મસ્તક નમાવું. જિનેશ્વર ભગવાનની ભાવપૂર્વક ભક્તિ કરવાથી મનુષ્યજન્મ મળે છે, સર્વ પ્રકારની અનુકૂળતા સાંપડે છે અને સરળતાથી સિદ્ધપુરીના

પથ ઉપર આવી જવાય છે.

પ્રભુભક્તિ દ્વારા વિષય–વિભ્રમ તરફથી મન દૂર થાય છે. શ્રી અજિતનાથ પ્રભુને નિત્ય નિહાળાય છે. નવા નવા આનંદથી નિત્ય પ્રભુને ભેટીએ છીએ અને તેથી પૂર્વે બાંધેલાં ગાઢ એવાં અશુભ કર્મોનો ક્ષય કરાય છે.

શ્રેષ્ઠ એવા કર્પૂર વડે શ્રી જિનેશ્વર ભગવાનની પ્રતિમા પૂજાય છે. શ્રી જિનેશ્વરને પૂજવાથી બળવાન એવા મોહને દૂર કરાય છે. શ્રી અજિનાથ પ્રભુ આપણો હાથ ગ્રહણ કરીને આપણા ભવ સંબંધી ભયને દૂર કરે છે. જેઓ શ્રી અજિતનાથ પ્રભુનાં અંગને પૂજે છે તેમની વિષય-વાસના વેગથી ગળી જાય છે. તેનું કુગુરુ તરફ મન આકર્ષાતું નથી અને સુકૃત સંબંધી સંપત્તિ સહેલાઈથી એકત્ર કરાય છે.

હે પ્રભુ ! આપના ધર્મનો હૃદયમાં મેં પહેલાં આદર કર્યો નહોતો તેથી મારો ઘણો કાલ વ્યર્થ પસાર થયો. નરકગતિ અને દેવગતિમાં અનેક વાર પરિભ્રમણ કરાયું અને એ રીતે હું અનંતા ભવોમાં ફર્યો.

હે પ્રભુ ! મારા પ્રચુર પુણ્યને કારણે દેવગતિ મળી, પરંતુ મોક્ષપ્રાપ્તિ માટે તો તે પણ ઉપયોગી નહિ; માટે હે સ્વામી ! આ બંધનોમાંથી મને છોડાવો કે જેથી મારી ભવપરંપરા ટળે.

હે શ્રી અજિતનાથ સ્વામી ! આપના દર્શનથી પ્રચુર પુણ્ય એકત્ર થવાથી મારો ભવ હવે સફળ થયો છે. કામદેવનો મદ પણ ઊતરી ગયો છે. મલિન માત્સર્યને મેં જલદીથી દૂર કર્યો છે. તેથી ગહન એવા ભવસાગરને જાણે મેં પાર કર્યો છે.

હે જિનેન્દ્ર ! આપના પ્રભાવથી વિપત્તિઓ આકુળ થઈને જલદીથી પલાયન થઈ ગઈ છે. વળી આપના જયવંતા જિનશાસનમાં મારું મન રમી રહ્યું છે. તેથી સર્વ સિદ્ધિઓ મને વશ થઈ ગઈ છે.

વૈભવને ઇચ્છતા લોકો આકાશ અને પૃથ્વીમાં ફરે છે અને કોઈક કાર્યને માટે સમુદ્રમાં પણ તરે છે. પરંતુ જો એક વખત મનમાં અજિતનાથ પ્રભુનું ધ્યાન કરીએ તો કુબેરના જેવા ધનવાન થઈ શકીએ.

હે પ્રભુ! ભવના ભયથી હું ભાગું છું. ભાવથી આપના ચરણોની સેવા ઇચ્છું છું. દેવતાનાં સુખોને હું હવે ઇચ્છતો નથી. હે પ્રભુ! રાજ્યથી ભય પામું છું અને રમણીઓના રસમાં રાચતો પણ નથી. ફક્ત એટલું જ યાચું છું કે ભવોભવ આપ મારા સ્વામી થાઓ અને હું આપનો સેવક બનું અને આપની સેવા કરીને હું ભવપાર ઊતરું.

કવિ જયશેખરસૂરિએ તારંગા તીર્થના મૂળનાયક શ્રી અજિતનાથ ભગવાનને સંબોધીને લખેલા અગિયાર કડીના આ પ્રાસાનુપ્રાસયુક્ત કાવ્યમાં તીર્થનો મહિમા દર્શાવવા સાથે પોતાની ભવપરંપરા દૂર કરી મોક્ષગતિ તરફ દોરવા માટે પ્રાર્થના કરી છે.

### (૯) શ્રી જીરાવલ્લા પાર્શ્વનાથ વિનતી

કરઉં સેવના દેવના પાય પામી,
ટલઇ વારલામી નમઉં સીસુ નામી;
કહઉં સત્યહું જન્મ લાધઉ માહરઉ,
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉં. ૧

સદા દોહિલ્યા દુઃખ દારિદ્ર દારઇ,
મહા સમુદ્ર સંસાર ભઉ વેગિ તારઇ,
કિસિઉ નીગમઉ આલમાટિઇં જમારઉ,
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. ૨

ત્યજી કામના કામના બાણુજીતાઃ
વિદીતા ઘણઉં માન મોહાદિજીતા;
ચિદાનંદિસિઉં નંદ રુપિઇં વિચારઉ;
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. ૩

કલિઇંગ્યા સવે દેવ દેવત્થ છાંડી,
રહિઉં રંગિઐ તીર્થનુ રાઉ માંડી;
ખપઉસિઉં જંપઉ એક નવકાર સારઉ;
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. ૪

કિસિઉં કૂડ કોટિલ્ય હીયઇ વિમાસઉ,
સમાસઉ સહૂ પાપનું નામ નાસઉ,
સણુ રે સણુ રે સણુ બોલ સાચઉ ગમારઉ,
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. પ

દયા જીવની જિનનઇ ધર્મ્મિ પાલઉ
ગુરિઇં જે કહિઉ આગઇ તે નિહાલઉ,
ત્યજી શૌનઇ લોક પઇલુ સમારઉ,
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. ૬

કરઉ વંદના વાદનું નામ ફેડઉ,
મજેડઉ ઘણુ ધમ્મ મુકડ મ કેડઉ;
પરદ્રોહ નિંદા પિરાઇ નિવારઉ,
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. ૭

નિરાકાર નીરાગ નિમ્મોહ થાઇ,
પર બ્રહ્મિસિઉં જોર હિયુ ચિત્તાલાઇ;
ગરુઉ ગણાધીશ સેવુ સકારઉ;
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. ૮

દયા દાન દિઇ દીન દેખી દયાલુ,
ભજઇ ભક્તિ મઇ ભાવિ લોલઉ મયાલુ;
ઘણું સિઉ ભણુઉ પિંડ પાપિઇં મ ભારઉ;
જગન્નાથ જીરાઉલુ જઇ જુહારઉ. ૯

ક્ષમા આદરઉ એક મનિ કોપઉ;
હીઉં ધીખી ધીખી ધ્યાનિ રોપઉ;

મયા મોહ મૂકી અહંકાર વારઉ;
જગન્નાથ જીરાઉલુ જઈ જુહારઉ. ૧૦

ઇસિઉં છંદિ આણુંદિસિઉં દીહ રાતિઇં,
પઢઉ એક ભાવિઇં ભુજંગ પ્રયાતિઇં,
મયા મોહ સંસારના પાસ છુટઉ;
કહઈ સત્ય જાણી ઇસિઉં જ્યોતિ બૂટઉ. ૧૧

ઇતિ શ્રી જિરાઉલા પાર્શ્વનાથ વિનતી.

° ° °

વિવરણ

જીરાવલા પાશ્ર્વનાથ વિશે કવિ જયશેખરસૂરિએ જુદાં જુદાં પદોની જે રચના કરી છે તેમાંનું આ પણ એક મહત્ત્વનું પદ છે. કવિ કહે છે કે દેવાધિદેવ પ્રભુનાં ચરણો પામીને હું સેવા કરું છું, મસ્તક નમાવીને નમસ્કાર કરું છું. હે ભવ્યજનો ! હું સત્ય કહું છું કે જગતના નાથ જીરાવલા પ્રભુને નમસ્કાર કરવાથી ભવ કૃતાર્થ થાય છે.

દુર્લભ એવા, દુઃખ અને દારિદ્રને હંમેશાં દૂર કરનારા, સંસારરૂપી સમુદ્રથી પાર ઉતારનારા એવા શ્રી જીરાવલા જગતનાથને જઈને નમસ્કાર કરો. નકામી વાતોમાં મનુષ્યજન્મ શા માટે ગુમાવવો ?

વિષયવાસનાને છોડીને કામદેવનાં બાણોને જીત્યાં છે. લોકમાં વિખ્યાત એવા માનમોહાદિને પણ જીત્યા છે. હવે ચિદાનંદ-સ્વરૂપ મોક્ષગતિનો વિચાર કરો.

સર્વ દેવતાઓ પોતાનું દેવત્વ છોડીને જીરાવલા તીર્થમાં આનંદથી પ્રેમ ધારીને રહે છે. ફક્ત એક નવકારમંત્રનો જાપ જપીને કર્મને ખપાવો. કૂડ-કપટનો તમે શા માટે વિચાર કરો છો ? પાપના નામનો જ નાશ કરો. અલ્પ પણ સત્ય બોલો.

સર્વ જીવો પ્રત્યે દયા ચિંતવો. જિનધર્મનું પાલન કરો.

સુગુરુએ જે કહ્યું તે જ નિહાળો. જીવવધ કરનારા ચાંડાલ લોકનો સંગ ત્યજીને પ્રથમ વ્રતનો–પ્રાણાતિપાત વિરમણનો સ્વીકાર કરો.

શ્રી જીરાવલા જગન્નાથને જુહાર કરીને વંદના કરો. વાદ-વિવાદનો ત્યાગ કરો. ઘણી તકલીફ પડે તો પણ ધર્મને અનુસરવાનું ન ચૂકો. પરદ્રોહ અને પારકાની નિંદાનું નિવારણ કરો.

નિરંજન નિરાકાર બનવા માટે રાગરહિત થાઓ. નિર્મોહી બનો. હૃદયમાં મોક્ષનો ઉત્સાહ લાવીને ગુરુ અને ગણાધીશોની–પૂજ્યોની સેવા કરો, અને સત્કાર કરો.

શ્રી જગતનાથ જીરાવલા પ્રભુને જુહાર કરીને દીન જનોને જોઈ દયાળુ બનો. અનુકંપા દાન આપી સરલ અને માયાળુ બનો. પ્રભુ-ભક્તિ અને શ્રુતજ્ઞાનને પ્રાપ્ત કરો. પિંડેષણાના પાપથી ભારવાળા ન બનો.

હે ભવ્યજનો ! ક્રોધ આવવા છતાં પણ મનમાં એક ક્ષમાને આદરો. વળી હૃદયને ધીમે ધીમે પ્રભુધ્યાનમાં સ્થાપન કરો. માયા, મોહને મૂકીને અહંકારનું નિવારણ કરો.

'ભુજંગ પ્રયાતિ' છંદના લય અને તાનની જેમ દિવસ અને રાત આનંદમાં રહો. મોહમાયારૂપી સંસારના પાશથી છૂટો. સત્ય જાણીને કહું છું કે આવા પ્રકારની જ્યોત જીવનમાં પ્રગટાવો.

'ભુજંગ પ્રયાતિ' છંદમાં લખાયેલા આ કાવ્યની ધ્રુવપંક્તિ છે 'જગન્નાથ જીરાઉલુ જઈ જુહારઉ'. આ પ્રકારના ઉદ્બોધન સાથે કવિએ પોતાને અને અન્ય જીવોને માટે સાચી ભક્તિના પ્રાથમિક ઉપાય તરીકે કરવાં જેવાં કર્તવ્યો દાન, દયા, ક્ષમા, નવકારમંત્રનો જાપ, ધ્યાન ઇત્યાદિ દર્શાવ્યાં છે અને માયા, મોહ, અહંકાર, પરનિંદા, પરદ્રોહ વગેરેનો ત્યાગ કરવાનું જણાવ્યું છે.

(૧૦) શ્રી ચોરૂઆડમંડન શ્રી પાર્શ્વનાથ વિનતી

સોરઠ દેસ મઝારિ ચોરૂઆડ નયર વષાણીઇએ;
તિહાં પ્રભુ પાસુ જુહારિ હરિષિ હિઇં હીયડઉં ઉલટઇએ. ૧

રૂપિ મણિ મંડિતસ્યામિ પેષંતાં રુલીયામણઉ,
દુરિય પણાસઇ નામિ સહજિહિં સુલલિત પાસજિણુ. ૨

દીઠઉ પાસ જિણિંદા પૂનિમચંદ સોહામણઉ,
ભવિયણ મનિ આણંદ સાયરુ લહરે જાઈ જિમ. ૩

આસસેણ મલ્હારુ વામાનંદણ જાણિયઇ,
ત્રિભુવન તારણહારુ તૂંઅ જિ સ્વામી પાસજિણ. ૪

સેવ કરઇ ધરણિંદ, પય પૂજઇ પદમાવતીય;
તિહુયણિ ભવિયણવૃંદ ચિંતિય પૂરઇ પાસજિણ. ૫

ચિંતામણિ અવતારુ, સાચઉ સુરતરુ જાણીયઇ;
કામધેનુ જગિસાર જગનાયક તું પાસજિણ. ૬

ચોરૂઆડિ મંડન સ્વામિ વીનતડી અવધારીયઇ,
નિતુ અમ્હ હીયડા ઠામિ વસિ જે વંછિત રિધિકર. ૭.

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા ચોરૂઆડ મંડન શ્રી પાર્શ્વનાથ વિનતી.

° ° °

વિવરણ

કવિશ્રી જયશેખરસૂરિએ સૌરાષ્ટ્રના ચોરવાડ નગરના શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં દર્શન કરીને પોતાનો ભાવોલ્લાસ આ વિનતીમાં ગાયો છે. કવિ કહે છે કે સોરઠદેશમાં ચોરુઆડ (ચોરવાડ) નગર પ્રખ્યાત છે. ત્યાં શ્રી પાર્શ્વનાથ પ્રભુને વંદન કરવાથી હૈયડામાં હરખ સમાતો નથી.

રૂપિ અને મણિથી યુક્ત એવા રળિયામણા સ્વામી દેખાય છે. તેમના નામસ્મરણથી પણ પાપ નાશ પામે છે. પૂર્ણિમાના ચંદ્ર

જેવા સોહામણા શ્રી પાર્શ્વજિણંદ દેખાય છે. ભવ્યજનોનાં મનમાં સાગરની લહેરીઓની જેમ આનંદની લહેરીઓ ઊઠે છે.

અશ્વસેન રાજા અને વામારાણીના પુત્ર હે પાર્શ્વનાથ પ્રભુ! આપ ત્રિભુવનના તારણહાર છો. દેવ ધરણેન્દ્ર આપની સેવા કરે છે. દેવી પદ્માવતી આપના પગ પૂજે છે.

હે પાર્શ્વપ્રભુ! આપ ત્રિભુવનમાં ભવ્યજનોનાં મનોવાંછિત પૂર્ણ કરો છો એટલે જાણે સાચે જ ચિંતામણિરત્ન જેવા અથવા કલ્પવૃક્ષ અથવા કામધેનુ જેવા જણાઓ છો!!

હે જગતના નાયક શ્રી પાર્શ્વજિન! ચોરુઆડમંડન સ્વામી! અમારી એક વિનતી અવધારો. હમેશાં અમારાં હૈયાંમાં વાસ કરીને અમને વાંછિત રિદ્ધિ-સમૃદ્ધિ આપજો.

કવિની અન્ય પ્રકારની વિનતીઓની જેમ આ વિનતીમાં પણ કવિએ તીર્થનાં દર્શનનો ઉલ્લાસ શુભ ભાવનાઓ સહિત વ્યક્ત કર્યો છે.

## (૧૧) શ્રી નવપલ્લવ શ્રી પાર્શ્વનાથ વિનતી

સુરઠ મંડલ મંડણ એકલઉં, નગર મંગલ પત્તન એભલઉં;
જિહાં છઇ નવપલ્લવ દેવતા, નિધિ નવઇ લહીઇં પગ સેવતાં. ૧
જખ ટલી તુઝ કુંડલિ અંગુલી, તવ ફલી કલિકાલ તણી રુલી;
તિમઇ તુઉ મહિમા સ નવી હુઈ, ગયઉ તે કલિકાલ સુહુ થઈ. ૨
પશુ તુલાં અહિલઉ ભવ નીગમી, દિવસ એક તુઝ કન્હઇ વીસમી;
અવગમી હિવ તત્વકલા હીયઇ, વિષય વિભ્રમિ તુ નવિ વાહીઈ. ૩
રજ તણી પરિ રાહુ નિરાકરી, તૃણ સમી રમણી હિયડઇ ધરી;
સુગતિ નીતઇં વાહી વાટડી, મદન તુ ન સકઇ તુઝ સું ભિડી. ૪
નિત નિતૂ નવ પલ્લવ જે નમઇં, વલી વલી ભવરાનિ ન તે ભમઇ;
કિમઇ શાસનિ તે ઘડી ઠરમઇં, સિવવધૂ કન્હઇ તે વહિલા ગમઇં. ૫

તુઝ ઘણુઉ મહિમા જગિ જાણીઇં, નિજ સભાં નરનાથિ વખાણીઇં;
તઇં નમી મનુ માનઇં એતલઉં, અવતરિયા ભવમાહિ અમ્હે ભલઉં. ૬

સંસાર ભાવઠિ વિહંડણુ વિશ્વનાથ,
વિખ્યાત નામ નવપલ્લવ પાર્શ્વનાથ;
દઇ દીસરાતિ નિજ સું તુઝ પાય સેવ,
મઇં માગિવઉ તુઝ વસી પણિ દાન દેવ. ૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા નવપલ્લવ શ્રી પાર્શ્વનાથ વિનતી.

° ° °

## વિવરણ

શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં ચમત્કારિક તીર્થોનો મહિમા સવિશેષ છે. કવિ શ્રી જયશેખરસૂરિએ આ વિનતીમાં નવપલ્લવ પાર્શ્વનાથનો મહિમા ગાયો છે.

સોરઠદેશના અલંકારરૂપ, મંગલપત્તન નામનું સુંદર નગર છે. ત્યાં નવપલ્લવ પાર્શ્વનાથ પ્રભુ બિરાજમાન છે. એમનાં ચરણકમળની સેવા કરનાર ભવ્યજીવો નવનિધાન મેળવે છે.

હે સ્વામી! જ્યારે આપે કાનથી કુંડલ અને હાથેથી વીંટી ઉતાર્યાં અર્થાત્ જ્યારે આપ સ્વયં દીક્ષિત થયા ત્યારે તે કુંડલ અને વીંટી પ્રાપ્ત કરવા કળિકાળ રાજી રાજી થઈ ગયો, પરંતુ આપનો સાચો મહિમા એને જ્યારે સમજાયો ત્યારે કલિકાલ શરમાઈને મુખ ફેરવી, વ્યર્થ બનીને ચાલી ગયો.

હે પ્રભુ! અત્યાર સુધી પશુની જેમ મારો ભવ નિરર્થક પસાર થઈ ગયો, પરંતુ એક દિવસ આપના આશ્રયે વિશ્રામ કર્યો છે કે જેથી હવે હૈયામાં તત્ત્વની કલા અને અભિરુચિ પ્રગટી છે, તેથી હવે વિષયવિભ્રમ બાધા પમાડતો નથી.

આપે રાજ્યસંબંધી શોભાનો ત્યાગ કર્યો છે અને હૃદયમાં રમણીને તૃણ સમાન માની છે. હે પ્રભુ! આપે મુક્તિનો માર્ગ

ધારણ કર્યો છે કે જેથી કામદેવ પણ હવે આપની સાથે લડી શકતો નથી.

જે શ્રી નવપલ્લવ પાર્શ્વપ્રભુને નિત્ય નમે છે તે ભવરૂપી અરણ્યમાં ફરી ભમતો નથી. જે કોઈ ઘડીભર આપના શાસનમાં રમે છે તે શિવવધૂની પાસે એટલે કે મોક્ષગતિની પાસે વહેલો પહોંચી જાય છે.

પોતાની સભામાં જેમ રાજા વખણાય છે તેમ જગતમાં આપનો ઘણો મહિમા છે. આપને નમસ્કાર કરીને મારું મન તો એટલું જ જાણે છે કે આ ભવમાં અમે અવતર્યા અને આપનાં દર્શન કર્યાં એ સારું થયું.

હે વિશ્વનાથ! સંસારરૂપી ભાવઠનો વિચ્છેદન કરનારા શ્રી નવપલ્લવ પાર્શ્વનાથ પ્રભુ! આપનું નામ પ્રખ્યાત છે. અહોનિશ આપનાં ચરણોની સેવા મને મળજો. હે પ્રભુ! આપનામાં મારું મન વસે એવું ધ્યાન હું માગું છું.

આ વિનતીમાં કવિ શ્રી નવપલ્લવ પાર્શ્વનાથનાં દર્શનથી પોતે અનુભવેલી ધન્યતા અને મળેલા મનુષ્યભવની કૃતાર્થતા વ્યક્ત કરી પ્રભુની કૃપાથી પોતાને વહેલી વહેલી મુક્તિ મળે એવી શુભ અભિલાષા વ્યક્ત કરે છે.

કવિ આ કાવ્યમાં પ્રમાણિકપણે સ્વીકાર કરે છે કે 'હે પ્રભુ! મનુષ્યજન્મ મળવા છતાં અત્યાર સુધીનો મારો સમય એક પશુની જેમ પસાર થઈ ગયો, પરંતુ એક દિવસના આપના દર્શનમાત્રથી મારા હૃદયમાં તત્ત્વની કલા વિકસવા લાગી છે અને સાંસારિક વિષયો હવે બાધા કરતા નથી. માટે જ કવિ ઉલ્લાસથી ગાય છે:

"પશુતુલાં અહિલઉ ભવનીગમી, દિવસ એક તુઝ કન્હઈ વીસમી;
અવગમી હિવ તત્વકલા હીયઇં, વિષય વિભ્રમિ તુ નવિ વાહીઇ."

કવિએ આ કાવ્યમાં કલિકાલ માટે કરેલી કલ્પના પણ મનોહર

છે. પાર્શ્વપ્રભુ જ્યારે દીક્ષિત થાય છે ત્યારે તેમણે ઉતારેલાં કુંડલ અને વીંટી મળવાની આશાએ કલિકાલ રાજી થાય છે, પરંતુ પ્રભુનો જ્યારે મહિમા જુએ છે ત્યારે તે લીધા વિના મુખ ફેરવી ચાલ્યો જાય છે. કવિ લખે છે:

"જબ ટલી તુઝ કુંડલિ અંગુલી, તવ ફલી કલિકાલ તણી રુલી;
તિમઇ તુઉ મહિમા સ નવી હુઇ, ગયઉ તે કલિકાલ સુહુ થઇ."

## (૧૨) શ્રી સ્તંભતીર્થ વિનતી

જુ પરમેશ્વરુ પૂજિઉ વાસવે, ગુણુ જિહાં ઉદયાવસિ વાસવે,
સુગતિ વાટ જુ ધર્મકથા ભણુઇ, કઇય દેખિસુ પાસુ સુથાંભણુઇ. ૧

ઝલહલિઉ કમઠાસુર આમલઇ, જુ કિરકામ તણાં સર આમલઇ;
ઇંડુ સુદેવુ સદૈવ સિલાહીયઇ, નવુહટઇ જિમ પાપ સિલાયઇ. ૨

તઇં મહઇં જઇ જાઇ તણી કલી, દુરિત સંતતિ જાઇ તિનીકલી;
રમઇં રંગિ જિ આગમિ તાહરઇ, મનુ ન તીહ તણું મમતા હરઇ. ૩

અવગણી સુખ જે ભવવાસનાં, અવગમઇ તુઝ શાસનુ વાસનાં,
સકલ જીવ ભણીતિ કૃપા ધરઇં, શિવપુરી પુહચઇ પથિ પાથરઇં ૪

પ્રકટ સંકટ કોડિ નિરાકરી, સુચિર રોગિય વેગિ નિરાકરી;
સિવ લગઇ સવિ સંપદ દાષવી, તઇં કુનાયકુ કીર્ત્તિ સદાખવી. ૫

નરકિ જીવ અનેકિ રમાડીઇ, જિણિ ન સાર કરઇં કિરિ માડિયઇ,
મલિન મોહઇંસિઉ પરિવારિસિઉં, પ્રભુ પસાઇ ભલીપરિવારિસિઇં. ૬

પૂહવિ માડિસિ મતિ માનતા, સ્મર ચુડઇ ગુણુએ મતિ માનતા,
અછવ વાત પરીસહ સાહરી, લઇન લોભલુ કીસહ સાહરી. ૭

અરિરિ આપહણી મઙુ મૂંકિસિઉ, તિમ્હ વરાંક તણુઉ ભઉ મૂંકિસિઉ;
હિવ સુમઇં નિતુ નાયકુ પૂજિયઇ, જસુ કદાપિ તુમ્હે નવિ પૂજિઇ. ૮

કુમતિ ગઇ સવિ સામિય આકલી, જનિ જરા નીચ પામિય આકલી;
વિપદવેલિ વસી વિસમી હિયઇ, તઉ તમ્હારીય સેવ સામી હિયઇ. ૯

અનુભવી ભમતે જિન વિનવી, મદન વેદન તે જિન વિનવી;
તુઝ દયા જન ચિત્તિ નિતૂ વસી, કરિ મયા હિવ વાહર તૂ વસી.૧૦

વિભવિ વેભવિ જીવ ભવે ભમઇં,
યુવતિ રંગ તુરંગ ન મૂ ગમઇં;
તુઝ કૃપા વનિ પાવનિ હું રહું,
રહ રહઇં મનિ એતલડું સ્પૃહું ..૧૧

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી સ્તંભતીર્થ વીનતી..

o o o

વિવરણ

ખંભાતના સ્થંભન પાર્શ્વનાથનો મહિમા પ્રાચીન સમયથી અપાર ગણાયો છે. કવિ જયશેખરસૂરિએ પણ એક કરતાં વધુ પદો એ વિશે લખ્યાં છે. આ વિનતીમાં કવિ કહે છે કે 'જે પરમેશ્વરને ઇન્દ્રે પૂજ્યા છે, જેમાં સર્વ ગુણો વસેલા છે અને જેમણે મોક્ષ-માર્ગની ધર્મકથા કહી છે એવા શ્રી સ્થંભનપુર પાર્શ્વપ્રભુનાં અમે ક્યારે દર્શન કરીશું ?'

દેદીપ્યમાન એવો કમઠાસુર આપને આવીને મળે છે અને આપે કામદેવનાં બાણને તોડી નાખ્યાં છે. ઇક્ષુ સમાન મધુર શ્રી પાર્શ્વનાથની હમેશાં પ્રશંસા થાય છે. હૃદયમાંથી જ્યારે પાપશિલા હટે છે ત્યારે નવું માધુર્ય ઉત્પન્ન થાય છે.

હે પ્રભુ ! જાઈનાં પુષ્પની સુવાસ જેમ મઘમઘે છે તેવી રીતે કલિયુગમાં પાપનો સમૂહ વિસ્તાર પામે છે. પરંતુ જે જીવો આપની આજ્ઞામાં આનંદથી રમે છે તે ભવ્યજીવોની આપ મોહમાયારૂપી મમતાના પાપને હરો છો.

હે સ્વામી ! જે જીવો ભવવાસ સંબંધી સુખની અવહેલના કરીને આપના શાસનમાં વસે છે એટલે કે આપના શાસનના રસને જાણે છે તે સર્વ જીવો આપની કૃપાને ધારણ કરીને શિવપુરમાં સરળ-

તાથી પહોંચવા સમર્થ બને છે.

હે નાથ ! આપની કૃપા કરોડો દેખીતાં સંકટોને દૂર કરે છે, વળી ચિરકાલના રોગીને જલદીથી નીરોગી કરે છે. હે પ્રભુ ! મોક્ષ-સંબંધી સર્વ સંપત્તિને આપે દેખાડી છે અને કુનાયકની કીર્તિને હંમેશાં નષ્ટ કરી છે

હે પ્રભુ ! આપના કલ્યાણક સમયે નારકીના અનેક જીવો આનંદ પામે છે તે સમયે આપના કૃપાપ્રસાદથી મલિન મોહ પણ કામક્રોધાદિ પરિવાર સાથે સૂઈ જાય છે અર્થાત્ શાંત થઈ જાય છે.

આ જગતમાં કામ, પરીષહ, લોભ ઈત્યાદિ આત્માને નીચે પાડનારાં છે, પરંતુ ગુણવાન વ્યક્તિએ તેને વશ ન થવું જોઈએ.

અહો ! ! હું જેમ જેમ મારા મદને છોડી દઈશ તેમ તેમ એ મદનો ભય નહિ રહે. હવેથી હું સુમતિપૂર્વક પ્રભુની નિત્યપૂજા કરીશ.

હે સ્વામી ! આ ક્ષણે મારી બધી કુમતિ ચાલી ગઈ. હૃદયમાં વિપત્તિરૂપી વેલડી નિત્ય વસે છે, તો પણ આપની જ સેવા હૃદયને શાંત કરે છે.

જે નવી નવી કામવેદનાઓનો અનુભવ કરીને ભવભ્રમણ કરે છે તે માણસ જિનને વિનવે છે, જિનની ઉપાસના કરે છે. આપની દયા બધાના ચિત્તમાં નિત્ય વસે છે. હે સ્વામી ! હવે મને વચન આપો કે આપ મારા હૃદયમાં પણ વાસ કરશો.

અભવિ જીવ ભવના વૈભવમાં ભમે છે, પરંતુ મને યુવતીઓના રંગતરંગ ગમતા નથી આપની કૃપાથી હું પવિત્ર બનીને રહેવા ઇચ્છું છું. હે સ્વામી ! વારંવાર હું મનમાં એ જ સ્પૃહા રાખું છું.

આ કાવ્યમાં કવિએ સ્તંભન પાર્શ્વનાથ પ્રભુનો મહિમા વર્ણવ્યો છે. શ્લેષાલંકાર સહિત, યમકસાંકળીયુક્ત, વર્ણાનુપ્રાસાદિ શબ્દાલંકારની પણ મનોહર સંકલના કરી છે.

## (૧૩) શ્રી શાંતિનાથ વીનતી

સોલસમઉ જિણુરાઉ સંતીકરુ, સિરિ સંતિ જણુ હિયઇ ધરે;
વિણુ ભાઉ પણુમઉ, ભવિય હરિસભરે. ૧

કરુણોદય જે સંતિ જિણુ તુહં જોયઇં મુહ-કમલો;
તે સિવસુખ લહંતિ ભવસાયરુ દુત્તરુ તરિઉ. ૨

ભમિઉ સયલુ સંસારુ દુઃખ લક્ખ ચઉગઇ સહિય;
સેવિયદેવ અસાર હરિહર, બંભતિ દંભ હુય. ૩

મોહિય મણુ મિચ્છત્તિ આણુ વિરાહિય તુહ તણીય;
તિણિ પલિપત્તિ વિપત્તિ છેયણુ ભેયણુ પમુહ બહુ. ૪

ગિરિ સિરિ પૂરિ વહંતુ, નાવ તુલાં તૂં પામિયઉં,
તઉ હુઉ હરિસુ મહંતુ કિરિ ચિંતામણિ કરિ ચહિઉ ૫

જિમ મરુ મંડલિ નીરુ તીર મહન્નવિ દોહિલઉ;
ધમ્મધુરંધર ધીર તિમ તુહ દંસણુ પુન્નવસે. ૬

આસ કરી તુહબારિ આવિઉ, સામિઉ સંતિ જિણુ;
ભવસાયરુ મઇં તારિ તે ભાવારિ નિવારી પહુ. ૭

વણુસિવ સિવપુર રાઉ, વિશ્વસેણુ નિવકુલય તિલય;
સુરનર વંદિય પાય, ધન્નતિ જે તઇં ઓલગઇ. ૮

નવિ વંછઉ તુહ પાસિ, રાજરમણિ વર ભોગ ભર;
નિય પય મૂલિ નિવાસિ, જિમ ભવિ ભવિ સેવા કરું. ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી શાંતિનાથ વિનતી.

### વિવરણ

વર્તમાન ચોવીસીના સોળમા તીર્થંકર તે શાંતિનાથ ભગવાન વિશે સ્તુતિ લખતાં કવિ જયશેખરસૂરિ કહે છે કે શાંતિને કરનારા હે શાંતિનાથ ભગવાન !! હૃદયમાં હર્ષ ભરેલો એવો હું હૃદયમાં ભાવને ધારણ કરીને આપને પ્રણામ કરું છું.

હે કરુણાસાગર શાંતિનાથ ભગવાન ! આપનું મુખકમળ જેઓ જુએ છે તેઓ શિવસુખને લહે છે અને દુસ્તર એવા ભવ-સાગરને તરે છે.

હરિ, હર, બ્રહ્મા એ ત્રણ અસારદેવને સેવીને, સકલ સંસારમાં ચારે ગતિમાં ભમીને લાખો દુઃખો મેં સહન કર્યાં છે.

મિથ્યાત્વી જીવો, મોહનીય કર્મથી આક્રાન્ત મુગ્ધ થયેલા મનવાળા અને આપની આજ્ઞાની વિરાધના કરનારાઓ છેદન, ભેદન ઇત્યાદિ ઘણી વિપત્તિઓ ભોગવે છે.

ગિરિના શિખર ઉપરથી નીકળી પૂરથી વહેતી નદીમાં પાર ઉતારનાર નૌકાતુલ્ય આપને જો પ્રાપ્ત કરું તો જાણે ચિંતામણિરત્ન હાથમાં આવી ન ચડ્યું હોય ! આપનાં દર્શનથી મારા હૈયામાં મહાન હર્ષ થાય છે.

મરુભૂમિમાં જેમ પાણી દુર્લભ હોય, મહાસાગરનો જેમ કિનારો દુર્લભ હોય, તેમ હે ધર્મની ધુરાને ધારણ કરનારા પ્રભુ ! આપનાં દર્શન દુર્લભ અને બહુ પુણ્યથી પ્રાપ્ત થાય એવાં છે.

હે શાંતિનાથ પ્રભુ ! આશા સાથે હું તમારા દ્વારે આવેલો છું. ભાવરૂપી શત્રુને નિવારીને હે પ્રભુ ! મને ભવસાગરથી પાર કરો.

સુંદર વર્ણવાળા હે શિવપુરના રાજા ! વિશ્વસેન રાજાના કુલના હે તિલક ! જેનાં ચરણકમળો સુરનરથી વંદિત છે એવા હે શાંતિ-નાથ પ્રભુ ! આપને જે ઓળખે છે તે ધન્ય છે.

રાજ્ય, રમણી આદિ શ્રેષ્ઠ ભોગાતિશયને હું આપની પાસેથી ઇચ્છતો નથી. હું તો એટલું ઇચ્છું છું કે આપના ચરણમાં મને વસાવો કે જેથી ભવોભવ હું આપની સેવા કરું.

શાંતિનાથ ભગવાન પરમ કરુણાની મૂર્તિ સમા છે. કવિ એમની પાસે પ્રાર્થે છે કે પોતાને કોઈ ભૌતિક સુખની અભિલાષા નથી, પરંતુ ભવસાગરથી પાર ઉતરવાની એક માત્ર અભિલાષા છે. એ માટે કવિએ ઉપમા, રૂપક, ઉત્પ્રેક્ષા ઇત્યાદિ અલંકારથી સભર

એવી નીચેની સરસ પંક્તિઓ પ્રયોજી છે :

"ગિરિ સિરિ પૂરિ વહંતુ, નાવ તુલાં તૂં પામિયઉં;
તઉ હુઉ હરિસુ મહંતુ ફિરિ ચિંતામણિ કરિ ચડિઉ."
"જિમ મરુ મંડલિ નીરુ, તીર મહન્નવિ દોહિલઉ;
ધમ્મ ધુરંધર ધીર તિમ તુહ દંસણુ પુન્ન વસે."

० ० ०

## (૧૪) શ્રી વિસવિહરમાન વિનતી

જય જણિય સુક્ખ, જય કપ્પહ રુક્ખ, ઉવલદ્ધ સુક્ખ, ભવભય પરુક્ખ;
વન્નેમિ સુરાસુર વિહિય સેવ, વિહંરંત વીસ અરિહંત દેવ. ૧

સીમંધર જિનવર પય નમામિ, મણુ રહિઉં જુગંધર સામિ નામિ;
સિરિબાહુ મુક્ક સંસારદાહુ, સિવસત્થવાહુ એક જિસુ બાહુ. ૨

ગુણગણહં ઠાઉ સમરઉ સુજાઉ, જિણરાઉ સયંપહુ સુદ્ધભાઉ;
રિસહાણણુ આણણુ જણિય ચંદે, વંદે અણંતવીરિય જિણંદ. ૩

સૂરપ્પહ કપ્પહ તિમિરસૂર, જિણવરુ વિસાલુ હય પાવપૂર;
વિજ્જહર ગુહિર વરકાણુ વાણિ, ચંદાયણુ આણુઇ ચિત્ત ઠાણિ. ૪
પુરપરિહ બાહુ સિરિચંદ બાહુ, બહુગુણ ભયંગ ભુવણેગ નાહુ;
વીસરઇ નઇસિર એક પાલ, નેમ્મિપ્પહ નિમ્મલ ગુણવિસાલ. ૫

ધ્યાયંતિ ધીર સિરિ વીરસેણુ, મહભદ્દદેવુ હય મોહસેણુ;
વંદામિ દેવુ જસિ જગહસાર, અરિહંત અજિયંવીરિય ઉદાર. ૬

કપ્પદુમ ચિંતામણિ સમાણુ, નિમ્મહિય મોહમહ સુહડમાણુ;
નામીય નરિંદ અમરિંદ સીસ, એ જિણ નમામિ નિસિ દિસ વીસ.. ૭

આઇલ્લ ચઉરજિણ જંબુદીવિ, તઉ અટ્ઠય ધાઇયસંડિ દીવિ,
તત્તોય અટ્ઠ પુક્ખરવરદ્ધિ, સવ્વેવિ દેવ મહદિંતુ સિદ્ધિ. ૮

વિહરંતા સંપઇ દંતા સંપઇ વીસઇ જિણવર મઇં થુણીય;
તે કેવલ નાણિય જગગુરુ જાણિય ઉલગ માનઉ મહ તણીય. ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા વીસવિહરમાન વિનતી.

વિવરણ

આ કાવ્યમાં સીમંધર, જુગમંધર વગેરે વીસ વિહરમાન તીર્થંકરની સ્તુતિ કરવામાં આવી છે. કવિ કહે છે કે ઉપાર્જન કરેલું છે શાશ્વત સુખને જેમણે એવા આપ વિહરમાન જિનેશ્વરો જય પામો ! મોક્ષને મેળવ્યું છે એવા આપ જય પામો !

ભવરૂપી ભયને પારખ્યો છે એવા તથા સુરાસુરથી સેવા કરાયેલા એવા વીસ વિહરમાન અરિહંત દેવનું હું વર્ણન કરું છુ.

શ્રી સીમંધર જિનવરનાં ચરણોને હું નમું છું. માનથી રહિત એવા જુગમંધર સ્વામીને નમું છું, સંસાર-દાવાનલથી મુક્ત એવા શ્રી બાહુજિન તથા મોક્ષમાર્ગના એક સાર્થવાહ શ્રી સુબાહુ જિનના ચરણકમળોને નમસ્કાર કરું છું.

ગુણોના સમૂહના સ્થાન સમાન શ્રી સુજાત જિનને હું સ્મરું છું. શુદ્ધ ભાવવાળા સ્વયંપ્રભ જિનરાજને તથા જેમનું મુખ ચંદ્ર સમાન છે એવા ઋષભાનનને તથા અનંતવીર્ય જિનને હું વંદન કરું છું.

અજ્ઞાનરૂપી અંધકારને કાપનારા સૂરપ્રભ પ્રભુને, પાપસમૂહ જેનો નષ્ટ થઈ ગયો છે એવા વિશાલ જિનવરને, શ્રેષ્ઠ જ્ઞાનયુક્ત ગંભીર વાણીવાળા શ્રી વજ્રધર સ્વામીને અને ચંદ્રાનન જિનનું હું ચિત્તમાં ધ્યાન ધરું છું.

નગરદ્વારની અર્ગલા જેવા વિશાળ છે બાહુ જેના એવા શ્રી ચંદ્રબાહુ સ્વામીને, બહુ ગુણોથી યુક્ત શ્રી ભુજંગ સ્વામીને, એક પળ પણ જે વિસરાતા નથી એવા ઈશ્વરજિનને અને વિશાળ નિર્મલ ગુણથી યુક્ત શ્રી નેમિપ્રભુને હું વંદન કરું છું.

ધીર એવા શ્રી વીરસેન પ્રભુનું હું ધ્યાન કરું છું. મોહરૂપી સેનાને હણનારા મહાભદ્ર સ્વામીને, જગતના સારરૂપ દેવજસા સ્વામીને અને ઉદાર એવા શ્રી અજિતવીર્ય અરિહંતને હું વંદન કરું છું.

કલ્પવૃક્ષ અને ચિંતામણિરત્ન સમાન, નિર્મોહિત, મોહ-મદરૂપી સુભટને હણનારા, દેવો અને દેવેન્દ્રો જેમના ચરણમાં મસ્તક ઝુકાવે છે એવા એ વીસ તીર્થંકરોને રાતદિવસ હું નમન કરું છું.

આ વીસ જિનેશ્વરમાંથી પ્રથમનાં ચાર જિનેશ્વરો જંબૂદ્વીપમાં છે. ત્યારપછીનાં આઠ જિનેશ્વરો ઘાતકીખંડમાં છે અને પછીનાં આઠ જિનેશ્વરો પુષ્કરવર દ્વીપમાં એ વીસ અરિહંત દેવો મને સિદ્ધિ-ગતિને આપો.

વર્તમાનમાં વિચરતા એવા આ વીસ જિનેવરોની મેં સ્તુતિ કરી છે કેવલજ્ઞાની એવા તેઓ આપણા જગદ્ગુરુ છે એ વાતનો બહુ આનંદ માનો !

કવિ જયશેખરસૂરિએ નવ કડીની આ લઘુ કાવ્યકૃતિમાં વીસ વિહરમાન જિનેશ્વરોની સ્તુતિ કરી છે. તે પ્રત્યેકના નામોલ્લેખ સાથે અને તેઓના એકાદ વિશિષ્ટ મોટા ગુણલક્ષણ સાથે કૃતિની રચના કરી હોવાથી પ્રત્યેક વિહરમાન જિનેશ્વર માટે કાવ્યનું અડધું ચરણ લખાય તે સ્વાભાવિક છે એટલે આ કાવ્યકૃતિ વીસ જિનેશ્વરના નામસ્મરણરૂપે બહુ ઉપયોગી છે.

° ° °

## (૧૫) શ્રી આદિનાથ વિનતી

સિરિ રિસહેસરુ નાભિરાય મરુદેવી સંભવુ;
ધનુસય પંચ પમાણુ, વસહિ સોહિઉ અપુણબ્ભવુ. ૧
જિણુ વિજયા જિયસત્તુ પુત્તુ સિરિ અજિય અંગજિઉ;
ચઉસય સઢ્ઢ ધણુચ્ચ વન્નુ ધોરિય કરિ વંજિઉ. ૨
અંકિઉ આસિ જિયારિ નિવસેણા સુઉ ગયમાણુ;
સંભવ ભવભય હરણુ ચઉસય ધણુ પરિમાણુ. ૩
વાનર હુઉ સંવર નરિંદ સિદ્ધત્થા નંદણુ;
સદ્દતિસય ધણુમાણુ નાણિ નિમ્મલુ અભિનંદણુ. ૪

તિસય ધણૂસિય દેહુ મેહમંગલ મણુ રંજણુ;
હું વિકલિઉ સિરિ સુમઇ સામિ નિતૂ સ્તુતિ રંજણુ. ૫

પઉમપ્પહુ ધર ધરણિ ધવદેવિ સુસીમા પુત્તુ;
કમલં કિઉ કમલા નિકઉ સઢહુસય ધણુમાણુ. ૬

વહરહુ પુહઇ પઈટ્ઠ પુત્તુ લંછણિ વંસત્થિઉ;
સો સુપાસુ સિવવાસુ દુસય ધણુ તણુ સિવ સત્થિઉ. ૭

ધનુસય સઢ સરીરુ મહસેણુ મહીપહુ;
લક્ખણુ રાણી જણિઉ ચંદિ જાણિઉ ચઇપ્પહુ. ૮

સયધણુ તણુ સુગ્ગીવ નિવ રામાકુલિ આકલંકુ.
સુવિહિય જણુ આણંદણુઉ સિરિ સુવિહી મયરંકુ. ૯

દઢરહ નંદાદેવિ વચ્છસિરિ વચ્છ સમન્નિઉ;
સિરિ સીયલુ નઉઇ ધણુ નરસુરવર વણ્ણિઉ. ૧૦

અસિઈ ધણુતણુ વિહુ રાયવિણુ અંગબ્ભવુ;
ગલ્લકેઉ સેયંસ દેઉ નિરુવહિ જગબંધવુ. ૧૧

જયાદેવી વસૂપૂજ્ય નિવ સુઉ સત્તરિ ધણુ દીહુ;
મહિહંકિઉ જિણુ નમઉ વાસુપૂજ્જ નિસિ દીહુ. ૧૨

સટ્ઠિધણુહુ કયવમ્મરાય સામાસુત સૂવલુ;
સૂયરા લંછિઉ કેવલિઉત્થિ કલિઉ સિરિવિમલુ. ૧૩

જિણેસરુ સિંહાસણુ સુજસા સુપુત્તુ પણ્ણાસ ધણૂસિઉ;
સેણાવલિક્ખિઉ જિણુ અણંત ગુણપતિ વિભૂસિઉ. ૧૪

વજ્જંકિઉ પણયાલ ધણુતણુ ઉન્મૂલિય કમ્મુ;
તિજયભાણુ સિરિ ભાણુ નિવ સુવ્વય સંભવધમ્મુ ૧૫

ધણુ ઉચ્ચઉ ચ્યાલીસ, વીસસેણુહ કુલ મંડણુ;
અઇરાસુઉ સિરિ સંતિ, હરિણુ લંછઉ દુહ ખંડણુ. ૧૬

કુંથુનાહુ પણતીસ ધણુહ છગેણ પયાસિઉ;
સૂરરાય સિરિદેવી જાઉ, ભવવાસિ ન વાસિઉ. ૧૭

અરુ જિણુ તીસ ધણુસિયઉ દેવિ સુદંસણુ જાઉ;
નંદાવત્તંકિય ચલણો સિવપુરિ પામિય ઠાઉ. ૧૮

કુમ્ભાંકિઉ કિયકમ્મ અંતુ, પ્રભાવઇ કુંભિ અવસિઉ ગુણાયરુ;
પંચવીસ ધણુ માણુ મલ્લિલદ્ધીઉ ભવસાયરુ. ૧૯

ધણુવીસઇ પરિમિઉ સુમિત્ત નિવ પઉમા મણુહરુ,
કુમ્મંકિઉ કિયકમ્મ અંતુ, મુણિસુવ્વય જિણુવરુ. ૨૦

નમિ નીલુપ્પલિ કલિઉ ધણુ પનરસહી હર દેહુ;
વિજયરાજ વિપ્રા તણુઉ નર પાયવ નવ મેહુ. ૨૧

સંખલિંગુ દસધણુહ તુંગ નેમિ જિણુ પુંગવુ;
સમિ દમિ સામ સમુદ્રવિજય સિવદેવિ સમુબ્ભવુ. ૨૨

નવકર પરિમિઉ આસસેણુ વામાસુઉ નિમ્મસુ;
સમહિસુ અહિ અહિનાણુ, પાસ જિણુ જણુ કથાદસુ. ૨૩

સત્તકરુ મિઉ વીર જિણુ સિંહ સહિઉ સરિદેઉ;
સિદ્ધત્થહ તસલાઇ સુઉ સયલ સંઘ સુહુ હેઉ. ૨૪

યે ચઉવીસઇ જિટ્ઠાવરિંહુ અટ્ઠાવય સંઠિય;
ભરહેસરિ કારિય સમગ્ર, સયમેવ પઇટ્ઠિય;
સિવપુરિ પત્તા સામિસાલ ભવ પંજર મોડિય;
જોઇ વિન્નત્તા મણુહરંગિ કર દુન્નિવિ જોડિય. ૨૫

માગઉ રાણિમ રમણિ નવિ અલજઉ એહુ જિ દેવ;
પરમેસર પામઉ કિમઉ ભવિ ભવિ તુમ્હ પય સેવ. ૨૬

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી આદિનાથ વિનતી.

## વિવરણ

શ્રી નાભિરાજા અને મરુદેવી માતાના પુત્ર, પાંચસો ધનુષ્ય પ્રમાણવાળા, અપુનર્ભવયુક્ત, વૃષભ લાંછનથી શોભિત એવા શ્રી ઋષભદેવ પ્રભુ છે.

જિતશત્રુ રાજા અને વિજયા રાણીના પુત્ર, અંગદેશના રાજા, ચારસો પચાસ ધનુષ્ય પ્રમાણવાળા, ગૌરવર્ણવાળા અને હાથી લંછનની પ્રગટિત શ્રી અજિતનાથ પ્રભુ છે.

જિતારી રાજા અને સેનાદેવીના પુત્ર, ચાલ્યો ગયો છે માન જેમનો, ઘોડો જેમનું લાંછન છે, ચારસો ધનુષ્ય પ્રમાણવાળા, ભવ-રૂપી ભયને હરણ કરેલ છે જેમણે, એવા શ્રી સંભવનાથ પ્રભુ છે.

સંવર રાજા અને સિદ્ધત્થા દેવીના નંદન, વાનરલંછનવાળા ૩૫૦ ધનુષ્ય પ્રમાણવાળા, જ્ઞાનમાં નિર્મલ એવા અભિનંદનપ્રભુ છે.

મેઘરથ રાજા અને મંગલા રાણીના મનને આનંદ પમાડનારા, ક્રૌંચ પક્ષીથી યુક્ત, ત્રણસો ધનુષ્ય દેહ પ્રમાણવાળા, શ્રી સુમતિ-નાથ સ્વામીની સ્તુતિ નિત્ય આનંદ આનંદ આપનારી છે.

ધર રાજા અને સુસીમા રાણીના પુત્ર, કમલ લંછનવાળા, રાતા વર્ણવાળા, અઢીસો ધનુષ્ય પ્રમાણવાળા શ્રી પદ્મપ્રભ ભગવાન લક્ષ્મીનાં સ્થાનરૂપ છે.

સુપ્રતિષ્ઠિત રાજા અને પૃથ્વી માતાના પુત્ર સ્વસ્તિકના લાંછન-વાળા, બસો ધનુષ્ય પ્રમાણવાળા, મોક્ષમાં વસનારા, એવા મોક્ષ પંથના સાર્થવાહ શ્રી સુપાર્શ્વનાથ પ્રભુ છે.

મહાસેન રાજા અને લક્ષ્મણા રાણીના પુત્ર દોઢસો ધનુષ્ય પ્રમાણવાળા, ચંદ્રથી જે ઓળખાય છે (ચંદ્રના લાંજનવાળા) એવા શ્રી ચંદ્રપ્રભુ છે.

સુગ્રીવ રાજા અને રામા રાણીના કુળમાં વિશુદ્ધ (રત્ન), એકસો ધનુષ્યના પ્રમાણવાળા, મગરમચ્છ લાંછનવાળા, સુવિહિત લોકોને આનંદ આપનારા શ્રી સુવિધિનાથ પ્રભુ છે.

દૃઢરથ રાજા અને નંદાદેવીના પુત્ર, શ્રી વત્સના લાંછનવાળા નેવું ધનુષ્ય પ્રમાણવાળા, નરેન્દ્રો અને દેવેન્દ્રોથી વર્ણિત શ્રી શીતલ-નાથ પ્રભુ છે.

વિષ્ણુ રાજા અને વિષ્ણુમાતાના પુત્ર, ગેંડાના લાંછનવાળા, એંસી ધનુષ્ય પ્રમાણુવાળા, વિશુદ્ધ, જગતના બાંધવ શ્રી શ્રેયાંસનાથ ભગવાન છે.

વસુપૂજ્ય રાજા અને જયાદેવીના પુત્ર, સિત્તોર ધનુષ્યના દેહ પ્રમાણુવાળા, પાડાના વાંછનથી અંકિત, એવા શ્રી વાસુપૂજ્ય જિનને હું અહોનિશ નમું છું.

કૃતવર્મા રાજા અને શ્યામા રાણીના પુત્ર, સાઠ ધનુષ્ય પ્રમાણુ-વાળા, વરાહના લંછનવાળા, કેવલ રિદ્ધિથી યુક્ત શ્રી વિમલનાથ પ્રભુ છે.

સિંહાસન રાજા અને સુયશા રાણીના પુત્ર, પચાસ ધનુષ્ય પ્રમાણુવાળા, સિંચાણા(બાજપક્ષી)ના લાંછનવાળા, એવા શ્રેષ્ઠ ગુણોથી વિભૂષિત શ્રી અનંતનાથ પ્રભુ છે.

ભાણુ રાજા અને સુવ્રતા રાણીના પુત્ર, વજ્રના લાંછનવાળા, પિસ્તાલીસ ધનુષ્ય પ્રમાણુવાળા, કર્મને જેમણે ઉખેડી નાખ્યાં છે એવા, ત્રણ જગતના સૂર્ય સમાન શ્રી ધર્મનાથ પ્રભુ છે.

વિશ્વસેન રાજાના કુલમંડન, અચિરા રાણીના પુત્ર, ચાલીસ ધનુષ્ય પ્રમાણુવાળા, હરણના લાંછનવાળા, દુઃખનું ખંડન કરનારા એવા શ્રી શાંતિનાથ પ્રભુ છે.

સૂરરાજા અને સિરિદેવીના પુત્ર, બોકડાના લાંછનથી પ્રકાશિત, પાંત્રીસ ધનુષ્ય પ્રમાણુવાળા, ભવવાસમાં વાસ નથી કર્યો જેમણે એવા કુંથુનાથ પ્રભુ છે.

સુદર્શન રાજા અને દેવી રાણીના પુત્ર, ત્રીસ ધનુષ્ય પ્રમાણુ-વાળા, જેમના ચરણમાં નંદ્યાવર્ત અંકિત છે એવા, શિવપુરના સ્થાનને મેળવનારા શ્રી અરનાથ પ્રભુ છે.

કુંભના લાંછનથી અંકિત, કર્મનો અંત કરનારા, કુંભરાજા અને પ્રભાવતી માતાના પુત્ર, પચીસ ધનુષ્ય પ્રમાણુવાળા, ભવસાગરને

ઓળંગનારા, ગુણોના ખાણુ એવા શ્રી મલ્લિનાથપ્રભુ છે.

સુમિત્ર રાજા અને પદ્મારાણીના મનોહર પુત્ર, કૂર્મના લાંછન-વાળા, કર્મોનો અંત કરનારા, વીસ ધનુષ્ય પ્રમાણુવાળા શ્રી મુનિ-સુવ્રત પ્રભુ છે.

વિજય રાજા અને વિપ્રા રાણીના પુત્ર, પંદર ધનુષ્ય પ્રમાણુ દેહવાળા, નીલકમળના લાંછનવાળા, નરરૂપી વૃક્ષને માટે નવા મેઘ સમાન શ્રી નમિનાથ પ્રભુ છે.

શાન્ત, દાન્ત અને સાંત્વનાયુક્ત, સમુદ્રવિજયં અને શિવા-દેવીના પુત્ર, શંખના લાંછનવાળા, દસ ધનુષ્ય પ્રમાણુવાળા, જિનોમાં શ્રેષ્ઠ એવા નેમિનાથ ભગવાન છે.

અશ્વસેન રાજા અને વામા રાણીનાં પુત્ર, નવ હાથ પ્રમાણુ દેહવાળા, અવધિજ્ઞાનથી સર્પને બચાવનારા, સર્પના લાંછનવાળા શ્રી પાર્શ્વપ્રભુ છે.

સિદ્ધાર્થ રાજા અને ત્રિશલા રાણીના પુત્ર, સિંહના લાંછન-વાળા, સાત હાથ દેહવાળા, સકલ સંઘને સુખ આપનારા શ્રી વીરપ્રભુ છે.

આ ચોવીસ જિનેશ્વરોની તેઓના દેહના માપના પ્રમાણુવાળી પ્રતિમાઓ ભરતેશ્વર રાજાએ અષ્ટાપદ પર્વત ઉપર પ્રતિષ્ઠિત કરાવી છે.

હે શાલવૃક્ષ સમાન પૂજ્ય! આપે ભવરૂપી પિંજરાને તોડીને શિવપુરમાં વાસ કર્યો છે. મનમાં આનંદ લાવીને બે હાથ જોડીને એ બધાની વિનતી મારા વડે કરાઈ છે.

હે પ્રભુ! હું રાજ કે રમણીઓને માંગતો નથી, પરંતુ હે પરમેશ્વર! ભવોભવ સુધી આપનાં ચરણોની સેવાને પ્રાપ્ત કરું એટલું મને આપજો.

આ કાવ્યરચના અત્યંત સરળ અને ભાવવાહી છે. કવિએ

આ વિનતીમાં પ્રત્યેક કડીમાં એક એક તીર્થંકરને વંદન કરવા સાથે તેમનાં માતાપિતા, લાંછન, દેહપ્રમાણ, ઇત્યાદિની માહિતી પ્રાસાનુપ્રાસયુક્ત, લયબદ્ધ, સરસ પદાવલિમાં ગૂંથી લીધી છે. આમ આ કાવ્યકૃતિ માહિતીસભર છે, પરંતુ સાથે સાથે કવિની શબ્દવિન્યાસની શક્તિ જોતાં તે એટલી જ લાલિત્યસભર અને મધુર બની છે.

આ વિનતીનું નામ ત્રણ જુદી જુદી હસ્તપ્રતોમાં જુદું જુદું મળે છે : (૧) શ્રી આદિનાથ વિનતી, (૨) શ્રી અષ્ટાપદ સ્તુતિ અને (૩) શ્રી ચોવીશ જિન વિનતી. આ ત્રણમાં શ્રી અષ્ટાપદ સ્તુતિ વિશેષ સાર્થક લાગે છે, કારણ કે તેમાં અષ્ટાપદ તીર્થનો અને તેની રચના કરાવનાર ભરતેશ્વર ચક્રવર્તીનો ઉલ્લેખ છે. અષ્ટાપદ તીર્થ ઉપર ચોવીસે તીર્થંકરોની પ્રતિમા હોવાથી ચોવીસ જિન વિનતી તરીકે આ કૃતિને ઓળખાવવામાં આવે તે પણ યોગ્ય જ છે. આ સ્તુતિમાં પ્રથમ કડી શ્રી આદિનાથ ભગવાનની સ્તુતિથી શરૂ થાય છે માટે એને 'શ્રી આદિનાથ વિનંતી' તરીકે કોઈ લહિયાએ ઓળખાવી હોવાનો સંભવ છે.

° ° °

## (૧૬) શ્રી પંચ તીર્થંકર સ્તુતિ

તૂં એક કલ્પદ્રુમ આદિનાથ, તઈં એકલઇં લોક સવે સનાથ,
સદા સદાચાર વિવેકસાર, તૂ પાય પૂજઈં સુકૃતાવતાર. ૧

જે માન માયા મદ માચઇં, તે દેવ સેવઉં ચિત્તિ સાચઈં;
જાનઉં જગન્નાથ યુગાદિદેવ, સંસારિ સારી તુઝ એક સેવ. ૨

જે ભવ્યજીવા ભવભીડ ભાગા, શ્રી દેવ પદ્મપ્રભ નામિ લાગા,
વિચ્છેદિ તે છેદિય મોહપાસ, લહઇં સદા સિદ્ધિપુરી નિવાસ. ૩

જો દેવ પદ્મપ્રભ તૂં ન દીઠઉ, તાં એઉ હૂતઉ ભવથાસુ મીઠઉં;
જઈ દેવ તૂ શાસનિ ચિત્તુ જાગઈ, તઉ જીવડુ નિવૃત્તિ સૌખ્ય માગઈ. ૪

વાસુપૂજ્ય વસુધા તુમ્હારડઇ, વિશ્વપૂજ્ય ગુણરૂપ હારડઇ;
જે મહાકવિ અહો અલંકરિયા, સિદ્ધિ સુંદરિય વેગિ તે વરિયા. ૫
તૂં ચડાવઇ જિ ફૂલ પાંખુડી, તીહ પાપ ઝટકઇં પડિયાંખુડી;
જે વિચારઈં ચરિત્તુ તાહરઉ, ધન્ય માહિ ધુરિ તે ઉદાહરઉં. ૬
વિષય કસાયતઈં મન માહિલી, શમ સુધારસિ ધોઈં આહિલી,
ઇણુઈં પ્રભુ શાન્તિ જુહારિયઇ, વિફ્લુ માણુસુ જમ્મુ ન હારિયઇ. ૭
સહસ ચઉસઠિ નારી નિરાકરી, વ્રત વિષઇ મનસા પ્રભુ તઈં ધરી,
નગર લક્ષ સમક્ષ સવે ત્યજી, શિવપુરી પરમેશ્વર નઇં ભજી. ૮
પાર્શ્વનાથ તુ જે પાદ પૂજઇ, તીહનઇં સુકલ સંપદ પૂગઇ;
તઇં જિ ભેટઈં અનાહત રંગિઈ, તે ન વાહિયઇં મોહ તરંગિઈં. ૯
વ્યાધિ વાહિન વિષ વૈરિ નિવારઇ, ચોર ચારહટ માઠ વિડારઈ;
શોક સંકટ ભલિ પરિ ભાંજઇ, તૂ પ્રભાવુ ભુવન ત્રયિ ગાજઇ. ૧૦
એ પાંચ તીર્થંકર હાથ જોડી, મઇ વીનવ્યા મચ્છર માન મોડી;
નહીં સ્પૃહા રાજિ ન ભોગિ ભાઉ, સ્વ સેવતાં નિં કરિવુ પસાઉ. ૧૧

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા પંચ તીર્થંકર સ્તુતિ.

## વિવરણ

આ કાવ્યમાં ઋષભદેવ, પદ્મપ્રભુ, વાસુપૂજ્ય સ્વામી, શાંતિનાથ અને પાર્શ્વનાથ પ્રભુ એ પાંચ તીર્થંકરની સ્તુતિ કરવામાં આવી છે.

કવિ કહે છે કે હે આદિનાથ પ્રભુ ! આપ જ એક કલ્પવૃક્ષ સમાન છો. આપનાથી લોકો સર્વે સનાથ બને છે. હે સુકૃતાવતાર ! આપનાં ચરણોની અમે સદાચાર અને વિવેકયુક્ત હંમેશાં પૂજા કરીએ છીએ.

જે દેવ માન, માયા અને મદથી મુક્ત છે તે દેવની સાચા ચિત્તની હું સેવા કરું છું. હે જગતનાથ યુગાદિદેવ ! હું આ સંસારમાં એક તમારી સેવાને જ શ્રેષ્ઠ માનું છુ.

હે ભવ્યજીવો! ભવરૂપી ભીડને ભાંગવી હોય તો શ્રી પદ્મપ્રભુને નમસ્કાર કરો કે જેમણે મોહરૂપી પાશને છેદીને શિવપુરીમાં હંમેશાંને માટે નિવાસ કર્યો છે.

હે પદ્મપ્રભુજિન! જ્યાં સુધી આપનાં દર્શન થતાં નથી ત્યાં સુધી આ ભવ મીઠો લાગે છે. હે દેવાધિદેવ! જે જીવોનું ચિત્તમાં આપનું શાસન વસે છે તે જીવોની પાસે મુક્તિસુખ આવે છે.

હે વાસુપૂજ્ય સ્વામી! આ પૃથ્વી આપની છે. હે વિશ્વપૂજ્ય! આપ ગુણરૂપી હાર સમાન છો. જે મહાકવિ આપને સુંદર (ધર્મરૂપી) અલંકારોથી અલંકૃત કરે છે તે સિદ્ધિવધૂને જલદી વરે છે.

જે આપને ફૂલો ચડાવે છે તેઓ પાપના પડિયાને ઝાંટકી નાંખે છે. જે આપના ચારિત્રને વર્ણવે છે તેઓ ધન્ય જનોમાં અગ્રગણ્ય સ્થાન મેળવે છે.

મનમાં રહેલા વિષયકષાયોને શાંત સુધારસથી ધોઈ નાંખ્યા છે જેમણે એવા પ્રભુ શ્રી શાંતિનાથને નમસ્કાર કરીએ જેથી મનુષ્ય-જન્મને નિષ્ફળ બનાવી હારી ન જઈએ.

ચોસઠ હજાર રમણીઓનો ત્યાગ કરીને આપે વ્રતોનો મનથી સ્વીકાર કર્યો. લાખો નગરજનો સમક્ષ સર્વનો ત્યાગ કરીને હે શાંતિનાથ પ્રભુ! આપે શિવપુરમાં વાસ કર્યો છે.

હે પાર્શ્વપ્રભુ! આપનાં ચરણોની જે પૂજા કરે છે તેને સર્વ સંપત્તિ પ્રાપ્ત થાય છે આપને જે નિર્મળ આનંદથી ભેટે છે તે મોહના તરંગોમાં તણાઈ જતા નથી.

હે પાર્શ્વપ્રભુ! આપનો પ્રભાવ ત્રિભુવનમાં ગાજે છે તેથી વ્યાધિ, બંધ, વિષ, વૈરનું નિવારણ થાય છે. ચોર-ચરડનું વિદારણ થાય છે. શોક અને સંકટનો સારી રીતે નાશ થાય છે.

માત્સર્ય અને માનને મોડીને, અને કર જોડીને આ પાંચ

તીર્થંકરોની મેં વિનતી કરી છે. મને ભોગપભોગોમાં રસ નથી અને રાજ્યની સ્પૃહા નથી માટે આપ પોતાના આ સેવક ઉપર કૃપા કરો.

સામાન્ય રીતે પાંચ મુખ્ય તીર્થંકરોમાં ઋષભદેવ, શાંતિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીર સ્વામીની ગણના થાય છે. 'કલ્યાણકંદમ્' સ્તોત્રમાં પણ આ પાંચ તીર્થંકરોનો ઉલ્લેખ છે. કવિ જયશેખરસૂરિએ એ પાંચને બદલે ઋષભદેવ, પદ્મપ્રભુ, વાસુપૂજ્ય, શાંતિનાથ અને પાશ્ર્વનાથ એ પાંચ તીર્થંકરોની સ્તુતિ કરી છે. આ પાંચની પસંદગી કરવામાં કોઈ વિશેષ કારણ જણાતું નથી. પરંતુ સંભવ છે કે કોઈ તીર્થમાં આ પાંચ તીર્થંકરોની પ્રતિમા હોય અને તે સમયે તેમણે એ પાંચની સ્તુતિની રચના કરી હોય.

° ° °

## (૧૭) શ્રી મલ્લિનાથ વિનતી

મલ્લિનાથ મનિ દેઉ સંચિયઇ, મલ્લિકા કુસુમ લેઉ અંચિયઈ;
કામના સકલ તીણિ પામિયઈ, કામના સર વિચ્છેદિઇં નામિયઈ. ૧

દૃખિ દીવિય તમિસ્ર વારતી, સિદ્ધિ બુદ્ધિ બહુ દેઇ વારતી;
કદ્દપવલ્લિ ભય ભીડ નીગમઇ, મારિ નામિ તિમ મલ્લિસૂંગમઈ. ૨

દેવતઈ બહુ અનન્તુ આદરી, સ્રી તણી અબલતા નિરાકરી;
'સિદ્ધિ સોધિ થિરવાસ માંડતઇં', હણિઓ અથિર ભાવુ માંડતઇં. ૩

વઇરિ મોટઇ ન નારિ મારિયઇ, એય વાત મનિ તઇં વિચારિયઇ;
દૃખિ મોહદલ્લુ રોસિ આવતઉં, તઉ હૂઉ રમણિ રૂપ દેવ તૂં. ૪

પંક સંકટિ નિતં નિતં બિની પડી કાઢતાં નર ન લાહૂ વાપડી;
મોહ પંકિયણુ રાઉ તે કલિયા, તાહરા પગ પસાઇં નીકલિયા. ૫

કુંભ નારીય વહઇં સિરિ લીધઉ, તઈ સુકુંભ પગ હેઠલિ કીધઉ;
એતલઇં અવરનારિ સરિખઉં, તૂં ચરિત્તુ મનમાહિ ન લેખઉ. ૬

નારિપંથિ પગબંધન પૂરઉ, સ તનું કરઈ ધ્યાન અધૂરઉ;
તીણિ રૂપિ ઋષિમંડલિ ધ્યાઇં, તઈ ગયા સિવપુરી સવિ ધાઇ. ૭

તઈં શ્રી તણી જ્ઞાતિ પવિત્ર કીધી, તઈં ભાવિયા રહઈં સિવ સિદ્ધિ દીધી;
હું ભક્તિ ભોલઇં મતિ તઈં જુહારઉં મૂં દેવ દેજે ફલ સર્વ સારઉં. ૮

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી મલ્લિનાથ વિનતી.

## વિવરણ

શ્રી મલ્લિનાથ પ્રભુ ઓગણીસમા તીર્થંકર છે. એમની સ્તુતિ કરતાં કવિ લખે છે કે જેમણે કામદેવનાં બાણોને તોડી નાંખ્યાં છે અને મોક્ષરૂપી એકમાત્ર કામનાને પ્રાપ્ત કરી છે એવા શ્રી મલ્લિનાથ પ્રભુને મનમાં ભાવથી ધારણ કરીને, મલ્લિકા પુષ્પોથી અમે પૂજા કરીએ છીએ.

દૃષ્ટિથી અંધકારને નિવારતી, સિદ્ધિ, બુદ્ધિ, બળ અને રતિ-(સુખ)ને આપનારી કલ્પવેલીરૂપ એવા શ્રી મલ્લિનાથ પ્રભુનાં દર્શનથી ભયથી ભીડ ચાલી જાય છે અને એમના નામસ્મરણથી મારિ રોગ પણ ચાલ્યો જાય છે.

હે મલ્લિપ્રભુ ! દેવતાઓના અનંત બળને આદરીને, સ્ત્રી સંબંધી અબળાનું બિરુદ દૂર કરીને, અને ઉત્પન્ન થયેલા અસ્થિર ભાવોને હણીને સિદ્ધિરૂપી મહેલમાં સ્થિર વાસને આપે મેળવ્યો છે.

હે દેવ ! મોટા વૈરીઓ પણ સ્ત્રીઓને મારતા નથી. આ વાત આપે મનમાં વિચારી લઈને મોહના સુભટોને રોષથી આવતા જોઈને આપે રમણીનું રૂપ કરી લીધું હતું.

સતત તારુણ્યમાં રહેનારી એવી તે મલ્લિકુમારી જ્યારે પંક-રૂપી સંકટમાં પડી હતી ત્યારે તે બિચારીને મનુષ્યો ત્યાંથી ન કાઢી શકયા. તે રાજાઓ પણ મોહરૂપી પંકમાં પડયા પણ છેવટે તેઓ પણ આપનાં ચરણોની કૃપાથી નીકળી શકયા.

નારીઓ મસ્તક ઉપર કુંભને ધારણ ,કરે છે પરંતુ સુંદર કુંભને તમે પગની નીચે અંગલક્ષણ તરીકે ધારણ કરો છો. (મલ્લિ-નાથ પ્રભુનું લાંછન કુંભ છે.) એટલું જ બીજી નારીઓ સાથે આપનું

સરખાપણું છે. પરંતુ આપના ચારિત્રની તોલે તો તેઓ કોઈ આવી શકે તેમ નથી.

મોક્ષમાર્ગમાં નારી પગબંધનરૂપ બને છે અને સંતો પણ નારીના આકર્ષણથી પોતાનુ ધ્યાન અધૂરું છોડી દે છે. આપના રૂપનુ છ રાજાઓ (ઋષિમંડલો) ધ્યાન કરવા લાગ્યા. આપ શિવપુરમાં ગયા ત્યારે બધા આપની પાછળ શિવપુરી તરફ દોડવા લાગ્યા.

હે મલ્લિનાથ પ્રભુ ! આપે સ્ત્રીની જ્ઞાતિને પવિત્ર અને કૃતાર્થ કરી. આપની ભાવના ભાવતાં ભવ્યજીવોએ શિવરિદ્ધિને મેળવી છે. અલ્પ બુદ્ધિવાન એવો હું આપને નમસ્કાર કરું છું. હે દેવ ! આપ મને સર્વસારરૂપ ફળ એવી મોક્ષગતિ આપજો.

જૈન શ્વેતામ્બર માન્યતા પ્રમાણે ઓગણીસમા તીર્થંકર શ્રી મલ્લિનાથ ભગવાન સ્ત્રી હતા. (દિગંબરો માને છે કે મલ્લિનાથ પુરુષ હતા.) સ્ત્રી તરીકે માયાદિ કષાયોને જીતી કર્મક્ષય કરી તીર્થંકરપણું પામવું લગભગ અશક્ય છે. મલ્લિકુંવરીએ એ સિદ્ધ કરી બતાવ્યું. એ ઘટના પણ આશ્ચર્યકારક (અચ્છેરા) જેવી ગણાય છે. આ કાવ્યમાં કવિએ મલ્લિનાથ ભગવાનની સ્તુતિ કરતાં સરસ મૌલિક કલ્પના કરી છે કે મોહના સુભટોને આવતા જોઈને આપે સ્ત્રીનું રૂપ ધારણ કરી લીધું કે જેથી સ્ત્રીને હણવાનુ પાપ તેઓ ન કરે. કવિ બીજી સરસ કલ્પના કરતાં કહે છે કે અન્ય સ્ત્રીઓ તો માથે કુંભ ધારણ કરે છે જ્યારે આપે તો પગમાં કુંભ ધારણ કર્યો હતો. (અર્થાત્ પગમાં કુંભનું લક્ષણ-લાંછન હતું.) વળી કવિએ મલ્લિનાથને બિરદાવતાં કહ્યું છે કે આપે તો સ્ત્રીઓની સમગ્ર જ્ઞાતિને પવિત્ર અને કૃતાર્થ કરી છે. આ રીતે આપે મોક્ષમાર્ગ ઉપર સ્ત્રીને પણ સમાન અધિકાર અપાવ્યો છે.

મૌલિક કલ્પનાઓથી સભર અને મલ્લિનાથનો મહિમા ગાતી આ કૃતિ મલ્લિનાથ વિશેના પદસાહિત્યમાં વિશિષ્ટ સ્થાન ધરાવે છે.

० ० ०

## (૧૮) શ્રી મુનિસુવ્રત સ્વામી વિનતી

નગર જાંબૂ તાં જગિ જાણીયઇ, ભલપણુઇ ભૂ પીઠિ વખાણીયઇ;
પ્રભુ તિહાં મુનિ સુવ્રત ભેટિઇ, દુરિત બંધન વેગિ વિછૂટીયઇ. ૧

પ્રકટ સામિય તૂ ગુણ જેતલા, જલનિધિઇં જલબિંદુ ન તેટલા;
તિલ તણુઇ તુચ્છિમૂં મતિ છઇ મવી, કિમ સકઉં ગુણ તૂં સવી વર્ણવી. ૨

કમલ લોચન તૂં મુખ ચન્દ્રમા, અમૃત વાણિય ચંદનની ક્ષમા.
દશન પંક્તિ દાડિમની કલી, તુજ કન્હઇ તુ તાપ ગયા ટલી. ૩

કુમતિની ધુરિ વાત સુહામણી, પુણ સવે પરિણામિહ સામણી;
કહિઉ ધસુ જિકો તઇં કેવલી, વિઘટતઉ નવિ દીસઇ તે વલી. ૪

ભવસમુદ્ર ચલૂ જિમતઇં ગણિઉ, સમરિ મોહ મહાભડુ તઇં હણિઉ;
વિમલ કેવલ સંપદ તઇં કલી, ઇતરુ કાઇ સકઇં કિમ તૂં મિલી. ૫

તુરગ કાજિ મહાપથુ આગમી, રયણિ યોજન સાઠિ અતિક્રમી;
નગરિ તૂં ભરુઅત્થિ સમોસરિઉ, જુગતિ બોલિ યાગુ નિરાકરિઉ. ૬

તઇં જિ કીધીય વાજિ વિષય જિસી, મુઝ ભણી કરુણા કરિમૂંતિસી;
અમ્હ અનેરુ કોઇ નથી ધણી, દઇન તૂ પદવી હિવ આપણી. ૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી મુનિસુવ્રતસ્વામી વિનતી.

### વિવરણ

મુનિ સુવ્રતસ્વામીને સંબોધીને લખાયેલી આ વિનતીમાં કવિ જયશેખરસૂરિ કહે છે કે જગવિખ્યાત જાંબૂ નામના નગરની સુંદરતા પૃથ્વીપીઠ ઉપર વખણાય છે. ત્યાં મુનિ સુવ્રતપ્રભુને ભેટીને દુષ્કર એવાં બંધનોથી જલદીથી છૂટી જઈએ.

હે નાથ ! સમુદ્રનાં જલબિંદુઓથી પણ અધિક આપનામાં પ્રગટ ગુણો રહેલા છે. તલ જેવી તુચ્છ (અલ્પ) અમારી મતિ છે, જેથી આપના સકલ ગુણોને હું કેવી રીતે વર્ણવી શકું ?

હે પ્રભુ ! આપનાં નેત્રો કમલ સમાન છે અને મુખ ચંદ્રમા સમાન છે. આપની વાણી ચંદન સમાન શીતલ અને અમૃતમય છે. આપની દાંતની પંક્તિઓ જાણે દાડમની કળી છે. આપના ગુણોનું વર્ણન કરતાં મારા સર્વ તાપ ટળી જાય છે.

કુમતિની વાતો તો સોહામણી લાગે, પરંતુ તેનાં સર્વ પરિણામો હાસ્યાસ્પદ હોય છે. કેવલી ભગવંતે જે કાંઈ ધર્મ કહ્યો છે તેથી સર્વ તાપ નાશ પામે છે અને ફરીથી ઉત્પન્ન થતા નથી.

હે મુનિ સુવ્રતસ્વામી ! આપ ભવસમુદ્રને ખાબોચિયા સમાન માનીને તરી ગયા અને મોહરૂપી મહાસુભટને યુદ્ધમાં હણી નાંખ્યો. તેથી આપને વિમલ એવી કેવલલક્ષ્મી પ્રાપ્ત થઈ. એનાથી વિશેષ શું મળી શકે ? શું મેળવવાનું હોય ?

હે સ્વામી ! ઘોડાને પ્રતિબોધવા માટે આપ એક રાતમાં સાઠ યોજનનો વિહાર કરીને આવ્યા અને ભૃગુકચ્છ નગરમાં સમોસર્યા. તર્કયુક્તિપૂર્વક વચનો બોલીને આપે યજ્ઞનું નિરાકરણ કર્યું હતું. (અર્થાત્ યજ્ઞને અટકાવ્યો હતો.)

હે સ્વામી ! આપે જેમ ઘોડાને વૈરાગ્ય પમાડચો તેમ મારી ઉપર કરુણા કરો. આપના સિવાય અમારા કોઈ નાથ નથી. હે સ્વામી ! હવે અમને આપનું પદ - મોક્ષપદ અપાવજો.

સાત કડીની પ્રાસાનુપ્રાસયુક્ત આ રચનામાં કવિ મુનિસુવ્રત સ્વામીએ ઘોડાને વૈરાગ્ય પમાડવા માટે એક રાતમાં સાઠ યોજનનો જે વિહાર કર્યો હતો તે ઘટનાનો નિર્દેશ કર્યો છે અને એવી કરુણા પોતાના ઉપર વરસાવવા માટે પ્રાર્થના કરી છે.

० ० ०

## (૧૯) શ્રી વર્ધમાન વિનતી

નગરુ ત વઢવાણુ વિશેષિઇ, વલીય વીરુ જિણેસરુ દેખિઇ;
અમીયએકિ રહેમ કચોલડઈ, મિલિઉં માણિકુ કાંચણુ સુંદ્રડઈ. ૧

નગર નઉં ગુરુએ પુરુતઇં કરી, મનુ રહિઉં થિરુ પાખલિ તૂં ફિરી;
નિરખતા તુઝ રુપ નિતૂ નવઉ, કિસઉં મૂરખ માણુસુ હઉં કવઉં. ૨

ફુડસ જે પુણુ લેઉ કપૂરની, કિરણિ ચંદ્રતણે કિરિ નીપની;
ઇસીય મૂરતિ દેખીય નિમ્મલી, મન તણી હિવ પૂરિસુ હઉં રુલી. ૩

પગ ન પૂજઇ પુષ્પ તણી કલી, જિ ન જિનેશ નિહાલઇં તઇં વલી;
અપર પામર લોક જઇ મિલિયા, સવિ સહી ભવસાયરુ તે રુલિયા. ૪

ઝગમગઇ સુખ પૂનિમ ચન્દ્રમા, કમલ કોમલ તૂ નયનોપમા;
વિપુલ બેઉ કપોલ નિકાસલા, હૃદય દેખીઉં થાઉં નવેસલા. ૫

ભુજ વિમ્હઇ ભોગલસિઉં ભિડી, નખશિખા કિર વેઉલ પાંખુડી;
ચરણ ચંગિમ તૂ નિતુ જોઇસિઉં, અવર આસણુ નતિથય જોઇસિઉં. ૬

સકલ વિભ્રમ ટાલીય વેગલા, દઇંતિ સીકઇ તત્વતણી કલા;
જિમ કષાય ન આવઇં આસના, મણિ વસઇ તુઝ આસ ન વાસના. ૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી વર્ધમાન વિનતી.

## વિવરણ

વઢવાણ શબ્દ 'વર્ધમાન' પરથી આવ્યો છે. વર્ધમાન એટલે ભગવાન મહાવીર સ્વામી. સૌરાષ્ટ્રના વઢવાણ શહેરમાં મહાવીરસ્વામીનું મંદિર છે એનાં દર્શન કરતાં કવિ લખે છે કે વઢવાણ નગરમાં અમે શ્રી વીરપ્રભુનાં દર્શન જયારે કર્યાં ત્યારે સુવર્ણના કટોરામાં જેમ અમૃત હોય અથવા સોનાની વીંટીમાં જેમ માણેક જડેલા હોય તેવો ઉત્તમ અનુભવ થયો.

આપના વડે આ વઢવાણ નગર ગુરુ કરાયું છે. (અર્થાત્ આપના થકી વઢવાણ શહેરનો મહિમા વધ્યો છે.) આપના દર્શનથી અસ્થિર એવું અમારું મન ફરી સ્થિર બની ગયું છે. આપના નિત્ય નવાં નવાં રૂપો જોતાં મને લાગે છે કે હું મૂર્ખ માણસ આપનું કેટલું વર્ણન કરી શકીશ?

આપના સ્વરૂપમાં કર્પૂરનું ચૂર્ણ, ચંદ્રનાં કિરણો અને કદંબના સૌરભનો સમન્વય થયો છે. આવી આપની નિર્મળ મૂર્તિ જોઈને હું મારા મનના મનોરથને પૂર્ણ કરું છું.

હે જિનેશ્વર દેવ ! જેઓ આપનાં ચરણોની પૂજા પુષ્પોથી કરતા નથી કે આપનાં દર્શન પણ કરતા નથી તેઓ ભવસાગરમાં ડૂબી રહ્યા છે.

આપનુ મુખ પૂનમના ચંદ્ર સમાન ઝગમગે છે. આપનાં નયનોને કોમલ કમલની ઉપમા આપવામાં આવી છે. આપના બન્ને કપોલ ચમકે છે તે જોઈ હૃદયથી આનંદિત બનું છું.

આપની સુંદર બે ભુજાઓ ભીડેલી ભોગળ જેવી લાગે છે. આપની નખશિખા બકુલ પુષ્પની પાંખડી જેવી શોભે છે. આપનાં ચરણોની સુંદરતા હું નિત્ય જોયા કરું છું એટલે અન્યનું કશું જોવાની મને કોઈ સ્પૃહા થતી નથી.

હે સ્વામી ! સકલ વિભ્રમને જલદીથી ટાળી શકીએ એવી કોઈ તત્ત્વની કળા મને શિખવાડો કે જેથી મનમાં તમારો જ વાસ રહે અને ભૌતિક વાસનાઓ ન રહે.

આ કાવ્યમાં કવિ વઢવાણ નગરમાં બિરાજમાન શ્રી વર્ધમાન સ્વામીનાં દર્શન કરી ભાવોલ્લાસપૂર્વક પ્રભુનાં મુખ, નયન, ભુજા, ચરણ ઇત્યાદિનાં ગૌરવ અને મહિમા વર્ણવી, કષાયરહિત થવા માટે તથા તત્ત્વની કળા આપવા માટે પ્રભુને પ્રાર્થના કરે છે. પ્રાસાનુપ્રાસ-યુક્ત આ રચના સરળ અને આસ્વાદ્ય છે.

० ० ०

## (૨૦) શ્રી સંખીશ્વર પાર્શ્વનાથ વિનતી

સયલ સુર અસુર નરનાહ વંદિય કમો,
ઇટ્ઠ સુક્ખાણ દાણમ્મિ કપ્પદુમો;
દુટ્ઠ દુચ્ચાર ભાવારિ ભયખંડણો;
જયઉ સિરિપાસ પહુ સંખપુર મંડણો. ૧

અજ્જ મહ કપ્પતરુ ફલિય ગેહંગણે;
અજ્જ સુર સુરહિ મઇ દુધ્ધ સુહિ અપ્પણે।;
અજ્જ ચિંતામણિ કરયલે પામિઓ;
દિટ્ઠ સિરિપાસ જઇ સંખપુર સામિઓ. ૨

જવ જરાસંધ વિજ્જાઈ હરિ સિન્નયં;
સમરભરિ કિધ્ધુ પરિગિલીય ચેયન્નયં;
નામ કણ્હેણુ ઉવવાસિ નિયવ્વયં;
બિંબ તુહ ભૂમિ ભિત્તૂણુ પયડિકયં. ૩

તસ્સ ન્હાણોદયં દલિય ઉવસ્સગ્ગયં,
જાણુ દેહમ્મિ અમયં વ કિર લગ્ગયં;
સુહડ ગય તુરય તે દાહજર જ જ જરા,
અત્તિ સંજાઇ બલવંત ગતરિઉ જરા. ૪

વયણુ જિયચંદ અરવિંદ સમલોયણા;
મતગઇ મગેન નિય રમણુ મણુ મોહણા;
કમલ સમચરણુ વર કરણુ જણુ રંજણા;
દેવતુહ ભૂયણિ નિચ્ચંતિ અમરગણા. ૫

પોસ વદિ દસમિ જિણુ જન્મ કલ્લાણુયં,
સુણિય કારંતિ સમુદાય તુહ ન્હવણુયં;
મેરુ સિહરમ્મિ અમરત્વ ઉચ્છવભરે,
જે ય ન પડંતિ તે ભીમભય સાયરે. ૬

મનુષ્ય ભવ લધ્ધુ જઈ સુદ્ધ સાવયકુલં,
સુણિય ગુરુ વયણુ જઇ અત્થિ પાયહબલં;
બિંબ લંબેસિતા પિકિખઉં જીવ રે,
સંખપુર પાસ પહુ પાયઇં દીવ રે. ૭

ખાસ ખસ સાસ જર સૂલ દુટ્ઠવ્વણા,
હરસ સિર કુચ્છિ મુહ અચ્છિ બહુ વેયણા;

તુજઝ નામેણ નાસંતિ તહ દૂરઓ,
જેમ તિમિરાઇં દિનનાહ કર પૂરઓ. ૮

કુટ્ટ દવ દહણ પરિદ્દ સવ્વંગયા,
ગલિય કર ચરણ ગય રમણિ મણ રંગયા;
લોઇ લજ્જાઇ પરિચત્ત નિય ગેહિયા,
તુહ પસાએણ પુણ હુંતિ નવ દેહિયા. ૯

વારિ – વેયાલ – વિસ – વાહિ વેસાનરા,
ચોર હરિ હત્થિ ગહ ભૂયવણ–વાનરા;
દુટ્ઠ અન્નોવિ તા કોવિ નહુ લગ્ગએ,
જામ તુહ નામ વરમંત મણિજગ્ગએ. ૧૦

સહસ પણસટ્ઠિ સયપંચ છત્તીસએ,
ઇગ મુહત્તેણ પૂરંતુ ભવઇત્તિએ;
હા, નિગોએસુ કાલં અનંત જીઓ,
ભમિય ભુવનમ્મિ તુહ ધમ્મ પરિવજ્જિઓ. ૧૧

પુઢવિ જલ-જલણ માઇસુ તુહ સાસણં,
મુત્ત પત્તેય જીવેસુ ધુમ્મઇ ઘણં;
ઠાણ ઠાણમ્મિ છિજ્જંતુ ભિજ્જંતઓ,
કાલ ચક્કાઇં અસંખ અઇ પૂરંતઓ. ૧૨

વિગલ જોણીસુ જિણિ નાહ કિમિ કીડિયા,
તિમિ તિમાઇસુ જિય પાવ ભરિ પીટ્ઠિયા;
મચ્છ મિય, મોર, અહિમાઇં જં મેયણે;
નમઇં પઇં સુવ્વુ પંચિંદિયત્તણે. ૧૩

નરયવાસેસુ બહુ છેયણા ભેયણા,
તિરિય જાઇસુ ખુહ તિન્હ ભય વેયણા;
હીણ સુરુમણુય ભાવમ્મિ પરિભવસએ,
લહઇ સો જસ્સ તુહ પાસિ મણ નવસએ. ૧૪

ભૂરિ ભવ ભમિય કહ કહવિ તું સામીઓ,
દસહિ દિટ્ઠંતુ જોએહિં મઇં પામીઓ;
તઇં વિમુત્તૂણુ કો અવરૂ સેવિજ્જએ;
સાર કરિ સાર કરિ હેવઇ મહુજ્જએ. ૧૫

એઉ મહમંગલ એત્થ મહ ઉસવો;
એઉ નિવ્વાણુ સુક્ખાણુ મહ અણુ;
એઉ મહયાલુ એયં વ પરમામયં,
પવ્વુત્તહ તાતુ જં દેવ અભિરામયં. ૧૬

પવર ધરણિદ્ધિ ધણુ લદ્ધિ બહુ બુદ્ધિઓ,
અણિમ મહિમાઇ માહિ સુજલા સિદ્ધિઓ,
ભોગ સંયોગ અવિયોગ સો પાવએ,
તુમ્હ ગુણુ ઇક્ક ભાવેણુ જો ભાવએ. ૧૭

અધણુ ધણુવંત અધવચ્ચ સુયવંતયા,
પંગુ ચલ્લંત જરચંધ નિરક્ખતયા,
હુંતિ મઇ મૂઢ સુય નીર નિહિ પારયા,
નાહ નિર પાય તુહ પાય સેવારયા. ૧૮

તરણિ પાસમ્મિ ખજ્જોય કિં દિપ્પએ,
સુત્તુ વેરુલિય કોકાયમમિં ધિપ્પએ,
કપ્પતરુ પાસિ કિકયરુ મણુ મોહએ,
હંસણે તુમ્હ કો અવરુ સુર સોહએ. ૧૯

અવર દેવાણુ સેવાઇ જં રજ્જયં,
તેણુ પરિણામ વિરસેણુ નો કજ્જયં;
તુજઝ સેવાઇ જં કિંપિ સત્યજ્જએ.
દેવ તેણેવ અમ્હાણુ મણુ રંજએ. ૨૦

સંખીસર સંઠિય અયઉક્કંઠિય,
સિરિ જયશેખરસૂરિ કય બહુભત્તિ,

પઉત્તિય એ વિજાત્તિય,
પાસ જિણેસર કરિ સફલ. ૨૧

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી સંખીશ્વર પાર્શ્વનાથ વિનતી.

વિવરણ

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનનો મહિમા અપરંપાર છે. જૈનોમાં એવી માન્યતા છે કે શંખેશ્વરમાં આવેલા તીર્થમાં પાર્શ્વનાથ ભગવાનની જે પ્રતિમા છે તે ગઈ ચોવીસીમાં દામોદર તીર્થંકરના સમયમાં ભરાવેલી છે. એથી આજે પણ આ તીર્થ અત્યંત ચમત્કારિક મનાય છે અને પ્રતિદિન અનેક જૈનો એની યાત્રાએ આવે છે. આ તીર્થ વિશે કેટલાયે કવિઓએ પોતાની રચના કરી છે. કવિ જયશેખરસૂરિએ પણ એ વિશે ત્રણ વિનતીની રચના કરી છે.

આ વિનતીમાં કવિ કહે છે કે સકલ સુર, અસુર, નરનાથથી વંદિત છે ચરણકમળ જેમનાં તથા ઇષ્ટસુખોને આપવામાં જે કલ્પવૃક્ષ સમાન છે તથા દુષ્ટ દુરાચારી ભવરૂપી શત્રુના ભયનો જે નાશ કરનારા છે એવા શંખપુરમંડન શ્રી પાર્શ્વનાથ ભગવાન વિજયવંતા હો ॥

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુનાં દર્શન કરવાથી આજે મારા ઘરઆંગણે કલ્પવૃક્ષ ફળ્યું છે; આજે કામધેનુનું દૂધ મારા મુખમાં પડ્યું છે; હાથમાં જાણે મેં ચિંતામણિરત્ન મેળવ્યું છે.

જ્યારે જરાસંઘે પોતાની વિદ્યાના બળથી ભર્યા સંગ્રામમાં હરિની સેનાના ચૈતન્યનો નાશ કર્યો ત્યારે કૃષ્ણે અટ્ઠમ વ્રતની આરાધના કરીને, ભૂમિને ભેદીને (પાતાળમાંથી) આપના બિંબને પ્રકાશિત કર્યું હતું.

શ્રી શંખેશ્વર પાર્શ્વપ્રભુના નમણ જલથી (ન્હવણ જલથી) જરાસંઘનો આ ઉપસર્ગ દૂર થઈ ગયો. એ નમણથી જાણે દેહ પર અમૃત લગાડ્યું હોય તેવો દેહ થઈ જતો. દાહજ્વરથી પીડાતા સુભટો, હાથીઓ, ઘોડાઓ વગેરે જલદીથી બળવાન થઈ ગયા અને જરારૂપી શત્રુ ચાલી ગયો.

હે પ્રભુ ! આપનું મુખ ચંદ્ર સમાન છે. આપનાં લોચનો કમળ સમાન છે. આપનો દેહ જાઈનાં પુષ્પ સમાન અત્યંત સુગંધથી મઘમઘે છે. આપ રમણીઓના મનને મોહ પમાડનારા, કમળ સમાન ચરણોવાળા, શ્રેષ્ઠ સુવર્ણવર્ણ દેહવાળા અને ભવિજનોનાં હૈયાંને આનંદ આપનારા છો. હે દેવ ! દેવતાઓનો સમૂહ પણ પૃથ્વીતલ ઉપર આવીને આપને નમે છે.

પોષ વદ દસમનો દિવસ એ પાર્શ્વપ્રભુ જિનેશ્વરનું જન્મકલ્યાણક છે. તે દિવસે ભવિજનો શ્રી પ્રભુને સ્નાન કરાવે છે. દેવતાઓ પણ મેરુશિખર ઉપર જન્મમહોત્સવ કરે છે. અને પુણ્યોપાર્જન કરી ભયંકર ભવસાગરમાં ડૂબતા બચી જાય છે.

હમણાં પ્રચુર પુણ્યથી મનુષ્યભવને પ્રાપ્ત કર્યો અને શુદ્ધ શ્રાવકકુળ મળ્યું. વળી પાપરૂપી બળનો નાશ કરનારા સદ્‌ગુરુનાં વચનો મળ્યાં અને જિનબિંબોનાં દર્શન કરવા મળ્યાં છે. હે જીવ ! શ્રી શંખેશ્વર પાર્શ્વપ્રભુનાં ચરણોને પામીને જીવનને પ્રકાશિત કર.

હે પ્રભુ ! જેમ અંધકાર સૂર્યનાં કિરણોથી નાશ પામે છે તેમ ઉધરસ, ખસનું દર્દ, શ્વાસ (દમ), જરા, સૂલ તથા હાથ, મસ્તક, પેટ, મુખ, આંખમાં થતી બહુ વેદનાઓ વગેરે આપના નામમાત્રથી જ નાશ પામે છે.

કુષ્ઠરોગરૂપી દાવાનલથી જેઓનાં સર્વ અંગો બળી ગયાં છે, જેઓના હાથપગ ગળી ગયા છે, રમણી વિષેનો આનંદ જેમનો ચાલ્યો ગયો છે અને એ રોગને કારણે લોકલજ્જાથી પોતાના ઘરનો જેમને ત્યાગ કરવો પડયો છે તેઓ પણ આપની કૃપાથી ફરીથી નવા દેહવાળા થઈ જાય છે.

હે પ્રભુ ! જ્યાં સુધી આપના નામરૂપી શ્રેષ્ઠ મંત્રમણિ જાગ્રત છે ત્યાં સુધી પૂર, વેતાલ, વિષ, વ્યાધિ, વૈશ્વાનર, ચોર, સિંહ, હાથી, ગ્રહ, વાણવ્યંતર, વાનરો તથા અન્ય દુષ્ટો લાગતા નથી.

આપના ધર્મથી રહિત જીવો, અનંત કાલ સુધી ભુવનમાં ભમીને નિગોદમાં એક મુહૂર્તમાં ૬૫૫૩૬ ભવોને પૂરા કરે છે.

આપના શાસનથી રહિત એવા પૃથ્વી, જલ, અગ્નિ આદિમાં રહેતા પ્રત્યેક જીવો ઘણું ઘણું ભમે છે અને સ્થાને સ્થાને છેદાતાં-ભેદાતાં અસંખ્ય કાલચક્રો પૂરાં કર્યા કરે છે.

હે નાથ! હું વિકલેન્દ્રિયમાં કૃમિ, કીડી તરીકે અવતર્યો, મત્સ્ય, માખી, મચ્છર, મોર, સાપ આદિ ભવોમાં પાપથી પૂર્ણ એવો હું પીડા પામ્યો, પરંતુ હવે પંચેન્દ્રિયપણું પ્રાપ્ત કરીને આપને નમસ્કાર કરું છું.

હે સ્વામી! નરકાવાસમાં મેં બહુ છેદન અને ભેદનોને સહન કર્યાં. તિર્યંચ યોનિમાં ક્ષુધા અને તૃષા તથા ભયની વેદનાને સહન કરી; હીન દેવોના ભવમાં પરાભવનું દુઃખ સહન કર્યું. હવે હે પ્રભુ! આપની પાસે આ મનુષ્યપણું પામ્યો છું.

હે સ્વામી! ઘણા ભવોમાં ભમીને કોઈક પુણ્યોદયે દસ દૃષ્ટાંતથી દુર્લભ એવા મનુષ્યભવમાં મેં આપને આજે પ્રાપ્ત કર્યા છે. તેથી હે વિભુ! આપને છોડીને બીજા કોને સેવીએ? જેથી આપ મારા ઉપર સાર કરો, કૃપા કરો.

'આ મહામંગલ છે, અહીં મહા ઉત્સવ છે અને નિર્વાણસુખનો અનુભવ છે. આ અત્યંત ઉત્કૃષ્ટ અને પરમ છે.' આ રીતે હે દેવ! મને આપના તરફ પ્રવૃત્તિ કરાવો.

હે સ્વામી! જે આપના ગુણોની સ્તવના એકાગ્રભાવથી કરે છે તે શ્રેષ્ઠ લબ્ધિઓ, ઋદ્ધિ, બહુ બુદ્ધિ, અણિમા અને મહિમાદિ ઉજ્જવળ સિદ્ધિઓ, ભોગ, સંયોગ, અવિયોગ ઇત્યાદિ પ્રાપ્ત કરે છે.

હે પ્રભુ! જે આપનાં ચરણોની સેવા કરવામાં શુદ્ધ હૃદયથી રક્ત રહે છે તે નિર્ધન હોય તો ધનવંત બને છે, અપુત્રવાન હોય તો પુત્રવાન બને છે, પાંગળો હોય તો ચાલતો થઈ જાય છે, આંધળો હોય તો દેખતો થાય છે અને મતિથી મૂઢ હોય તો શ્રુતસાગરનો પારગામી બને છે.

શું સૂર્યની પાસે ખદ્યોત દીપે છે? વૈડૂર્યમણિને છોડીને કાચની સ્પૃહા કોણ કરે છે? કલ્પવૃક્ષ પાસે હોય તો કોણ અન્ય વૃક્ષથી મોહે? તેમ આપનાં દર્શન થયા પછી બીજા કયા દેવો કોઈને ગમે?

અવર દેવોની સેવાથી જો રાજ્ય મળે એમ હોય તો પણ પરિણામવિરસ એવા તે રાજ્યથી મને કોઈ પ્રયોજન નથી. આપની સેવામાં જો કાંઈ ત્યાગ કરવો પડે તો પણ હે દેવ! તે ત્યાગથી જ અમારું મન આનંદિત થાય છે.

શંખેશ્વર નગરમાં રહીને અત્યંત ઉત્કંઠિત એવા મેં શ્રી જયશેખરસૂરિએ બહુ ભક્તિથી કરેલી આ વિનંતી હે પાર્શ્વ જિનેશ્વર! સફળ કરો.

કવિ શ્રી જયશેખરસૂરિએ શંખેશ્વર તીર્થમાં રહીને રચેલી જૂની ગુજરાતી ભાષાની આ વિનતીમાં અપભ્રંશ ભાષાની છાંટ સવિશેષ જણાય છે. શંખેશ્વર તીર્થનો મહિમા કેવો છે તે તાવ, ઉધરસ વગેરે રોગો દૂર કરવા ઉપરાંત લબ્ધિસિદ્ધિઓ કેવી કેવી પ્રાપ્ત થાય છે તે દર્શાવવા સાથે પોતાને મળેલા દુર્લભ એવા મનુષ્ય-ભવને સાર્થક કરવા કવિ પાર્શ્વપ્રભુને વિનંતી કરે છે. પ્રાસાનુપ્રાસ-યુક્ત આ રચનામાં કવિના શબ્દપ્રભુત્વની વિશેષ પ્રતીતિ થાય છે. ઉ. ત. 'વારિ, વેયાલ, વિસ, વાહિ, વેસાનરા; ભૂરિ ભવ ભમિય; અધણ-ધણવંત; બહુભત્તિ પઉત્તિય, એ વિન્નત્તિય' ઇત્યાદિ ચરણ-ખંડોમાં કવિનું શબ્દપ્રભુત્વ જોઈ શકાય છે.

० ० ०

## (૨૧) શ્રી આદિનાથ વિનતી

ચુગાદીશુ સેત્રુજનઇ શૃંગિ બઇઠઉ,
કરિ કાઢિયા તેર તે દૂરિ દીઠઉ;
મહારંગિ સંઘિહિં જગન્નાથુ જો તઇં,
ફલિયા સામટા જે અછઇં પુણ્યવઇં યોગઇં. ૧

સખે સૂકતઇ ખેત્રિએ મેહુ વૂઠઉ;
દલિદ્રી કિંહિંએ મહાદેવુ તૂઠઉ;
અઢિઉં રાંકનઇ હાથિ એરવન્નુ સારઉં;
વસિઉં નાસુ મોરઈ હિયઇ જં તમ્હારઉં. ૨

પડિઉ પાપનઈ પૂરિહઉં પુણ્ય પાખઇ;
ભમિઉ જન્મના લાખ સંસારિ આખઇ;
ઘણી વંદના મોહનઉં સેન સાધી;
કુણુઇ કાલિમઈં માણુસી યોનિ લાધી. ૩

કૃપા-તાહરી શ્રાવકુ ધર્મ પામી,
ખરઉ ઉલખિઉ તું ત્રિહું લોક સ્વામી;
હિયડું હેવ તઉં ભેટિવા એઉમાહિઉં,
રહઇ હેલ દેતઉં ને વારિઉં ન સાહિઉં. ૪

કરી પાંખ પામઉ કિમઇ સ્વામિ ભેટ,
ઇસિઉં ઉલટિઇં ચાલતઉ તીર્થવાટ;
ન વીજઉં ન ખીજઉં ન ભાજઉં પીયાણે,
અમીકુંડિ માડી અછઇ કેલિ જાણે. ૫

ચડી પાજડી પાથરે રુપ મૂલે,
મિલી લોકિ પૂજિઉ પ્રભુ ફારિ ફૂલે;
ગુણાલી તુમ્હ બોલતા બોધિ દીપઇ,
મુખ જેઅતાં લોચને ત્રિસ ન છીપઇ. ૬

નરનારિ નાચઇં હિયારંગિ સાચઇ;
ઇહા વિણુ ન વેચતાં હાથ ખાંચઇ;
ઇસિઉં જાણિયઇ જે પુણુ ઇણિ થાણઇ,
કલિકાલ નઉં કોઇ નામૂં ન જાણઇ. ૭

ફલુ પુણ્યવાડી તણુઉં મુક્તિ નામઈ,
અચછઇ મૂકિમઇ તે અમ્હ આપિ સામી;

ત્રિહું લોકના તાત તૂં પાઇ લાગી,
અમ્હે એતલી સૂખડી આજુ માગી. ૮
અતિ અલજજઇ પામીઇ તિહૂઅણુ સામી,
સેવ કરઇં તે તુઝ તણીય,
મનવંછીય સિદ્ધી નિમ્મલ બુધી,
તીહં દેજે સેત્રુજ ધણીય. ૯
ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી આદિનાથ વિનતી.

## વિવરણ

શ્રી યુગાદિદેવ આદિનાથ શત્રુંજય નદીની પાસેના ગિરિરાજ શ્રી શત્રુંજય ઉપર બિરાજમાન છે. તેર પ્રકારના કઠિયારાને દૂર કરીને જગતનાથ જિનરાજની સાથે અત્યંત આનંદ અને ઉત્સાહથી જે મન જોડે છે તેઓની સર્વ ઇચ્છાઓ એમની કૃપાપ્રસાદથી ફળે છે.

સૂકા ખેતરમાં મેઘની વૃષ્ટિ થાય, દરિદ્ર માણસ ઉપર મહાદેવ પ્રસન્ન થાય કે રંક મનુષ્યને ઉત્તમ રત્ન મળે તો તેને જેવો આનંદ થય તેવો આનંદ મારા હૈયામાં આપનું પવિત્ર નામ ધારણ કરવાથી અનુભવું છું.

પુણ્યના અભાવે પાપનદીના પૂરમાં હું પડ્યો છું. સમગ્ર સંસારમાં લાખો વાર જન્મ લઈને ભમ્યો છું. આપની ઘણી કૃપાથી મોહરાજાની સેનાને વશ કરી છે અને કેટલાયે કાળ પછી હે પ્રભુ! મેં મનુષ્યયોનિ મેળવી છે.

હે આદિનાથ પ્રભુ! આપની કૃપાથી શ્રાવકધર્મ મળ્યો છે. મેં જાણ્યું છે કે આપ ત્રણ લોકના સ્વામી છો. મને હૈયામાં આપને ભેટવા માટે ઘણો જ ઉત્સાહ છે. આપ હવે સહાય કરો કે જેથી માથેથી પાણીની હેલ જેવો જન્મમરણનો ભાર હું ઉતારી શકું.

હે ઋષભદેવ સ્વામી! હું પાંખને મેળવું તો હમણાં જ આપને ભેટવા આવું. આપની પાસે આવવા હું ઉમંગથી તીર્થનો રસ્તો

લઉં છું. આપ તો કોઈના પર રીઝતા કે ખીજતા નથી. પરંતુ આપના દર્શનથી જાણે અમૃતકુંડમાં રમતા હોઈએ એવો આનંદ થાય છે.

આ લઘુ રચનામાં કવિએ સિદ્ધાચલ પર બિરાજમાન આદિનાથ પ્રભુને જન્મમરણનો ભાર ઉતારી આપવા એટલે કે મુક્તિ અપાવવા વિનંતી કરી છે. બીજી કડીમાં પોતાના આનંદને વ્યક્ત કરવા આપેલી સૂકા ખેતરમાં વૃષ્ટિ વગેરેની ઉપમાઓ મનોહર છે.

° ° °

## (૨૨) વાયડ શ્રી મુનિસુવ્રત વિનતી

પામિય ઘણુ અણુરાઉ, વાયડિ વાંદઉ વીસમઓ,
મુણિ સુવ્વય જિણરાઉ ભવ ભાગા તુમ્હિ વીસમઓ. ૧
નાસઈં જેહનઇં નામિ કલિમલ પાણિય પંક જિમ,
જોતા જીવતસામિ નયણે ત્રિસત્થી પઇ નહિય. ૨
વચ્છર લક્ષ અગ્યાર ખ્યાસી સહસા અગ્ગલય,
ઇણિ થાનકિ અવતારુ નિહયણ બંધવ તુઝ હુઇ. ૩
આગલિ આદિ જિણેસુ કેસર કુસુમિહિં પૂજિય,
એ મન માનિસિ મનરેસુએ સિરિ પૂરઇ પૂજતિય. ૪
તું ચંદપ્પહનાહુ ચંદકિરણ જિમ ઊજલઉ,
ફેડઇ ભવદુહ દાહુ ભાવિહિંઇ ભવિયણિ ભેટિયઉ. ૫
પાસઇ પાસજિણિંદુ ઇંદ નરિંદિહિં વંદિયએ,
દીઠઇ મણિ આણંદુ ભરિયસર જિમ ઉલટઇએ. ૬
પાછઇ પણમિસુ નેમિરાય મઇ પરિહરણ પહુ,
પંગુલઇં ખેમિ ચાલિસુ સિવપુરિ વાટડિય. ૭
હિવ જિણહર મઝારિ, જાઇ જોઉ વીરપહુ,
સફલુ હુયઉ સંસારિ, મનુય જમારુ આહુ મહ. ૮

હરિહર ઇંદુ દિણિંદુ દેવયવાયડિ અવયરિય,
તીહમાહિ વીર જિણિંદ, તૂ તારાયણિ ચંદુ જિમ. ૯

જિમ જિમ રંગિહિં વીર દીસઇ લોયણિ લેપમઓ,
તિમ તિમ ત્રિસીએ નિરુ જિમએ જાઇ ન મેલ્હણુઓ. ૧૦

તિહ ઘરિ નવઇ નિધાન, તિહ કરિ ચિંતામણિ રયણુ,
જે મૂંકી અભિમાનુ નિસિ દિનુ, સેવઇ વીર જિણુ. ૧૧

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા વાયડ શ્રી મુનિસુવ્રત વિનતી.

### વિવરણ

વાયડમાં આવેલા વીસમા તીર્થંકર ભગવાન શ્રી મુનિસુવ્રતસ્વામીના મંદિરની યાત્રા કરતાં કવિ શ્રી જયશેખરસૂરિ કહે છે કે....

"ઘણો અનુરાગ પામીને વાયડમાં પ્રતિષ્ઠિત વીસમા શ્રી મુનિસુવ્રત જિનને વંદન કરીને વિષમ એવા ભવને ભાંગું છું.

જળથી જેમ પંક નાશ પામે છે તેમ એમના નામમાત્રથી જ કલિરૂપી મલ્લ નાશ પામે છે. ઇંદ્ર દ્વારા પૂજિત એવા શ્રી જીવંતસ્વામીને નયણે નીરખીએ !

અગિયાર લાખ છયાસી હજાર વર્ષ પૂર્વે હે ત્રિભુવનબ ધવ ! આપનો અવતાર આ સ્થાનમાં થયો છે.

શ્રી આદિનાથ પ્રભુ આગળ બિરાજિત છે તેમની કેસર-પુષ્પો વડે પૂજા કરીએ. પ્રભુને જે મનમાં આણે છે ને તેમની પૂજા કરે છે તેને રાજ્યલક્ષ્મી પ્રાપ્ત થાય છે.

હે ચંદ્રપ્રભુસ્વામી ! આપ ચંદ્રકિરણ જેવા ઉજ્જવળ છો અને ભવરૂપી દાવાનલનો નાશ કરનારા છો. હે ભવિજનો ! ભાવપૂર્વક એમને ભેટો.

ઇંદ્રો અને નરેન્દ્રો વડે વંદિત એવા શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચંદ્રપ્રભુ ભગવાનની પાસે રહેલા છે. જેમ ભરતીના દિવસે સાગરમાં

મોજાંઓ ઊછળે છે તેમ શ્રી પાર્શ્વપ્રભુને જોતાં મનમાં આનંદ ઉભરાય છે.

એ પછી શ્રી નેમિનાથપ્રભુને પ્રણમીશું. તેઓ પાપને હરનારા છે. શિવપુરના માર્ગે ચાલવામાં પાંગળા એવા આપણે એમની કૃપાથી હવે કુશળતાથી ચાલીશું.

આ બધા જિનેશ્વરોની મધ્યમાં રહેલા એવા શ્રી વીરપ્રભુનાં હવે હું દર્શન કરું છું, કે જેથી આ સંસારમાં મારો મનુષ્યજન્મ સફળ થાય.

વાયડ નગરમાં હરિ, હર, ચંદ્ર અને સૂર્યાદિ બધા દેવતાઓ અવતર્યાં છે. હે વીર જિનેન્દ્ર! તે બધામાં આપ તારાગણમાં ચંદ્રમા સમાન છો.

હે વીર પ્રભુ! જેમ જેમ આનંદથી આપનાં દર્શન કરું છું તેમ તેમ આપ જાણે નેત્રોમાં જ લેપાઈ જાવ છો. [હૈયામાં આલેખાઈ ગયા છો.] આપનાં દર્શનની તૃષા છીપતી નથી.

જે અભિમાનનો ત્યાગ કરીને દિવસ-રાત શ્રી વીરપ્રભુની સેવા કરે છે તેના ઘરે નવે નિધાનો પ્રગટે છે અને હાથમાં ચિંતામણિ-રત્ન મળે છે.”

કવિએ જે તીર્થ વિશે આ રચના કરી છે તે તીર્થ વાયડ તરીકે પ્રસિદ્ધ હતું. આ તીર્થ તે ભૃગુકચ્છ અથવા ભરૂચ છે. પ્રાચીન સમયમાં આ તીર્થનાં અનેક જીર્ણોદ્ધાર થયા હતા છેલ્લે કુમારપાળ ભૂપાલના મંત્રી ઉદયનના પુત્ર અંબડમંત્રીએ પિતાના શ્રેયાર્થે જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. અંબડમંત્રીના મોટાભાઈ કવિ વાગ્ભટે શત્રુંજય તીર્થનો ઉદ્ધાર, ગિરનારના માર્ગની સુગમતા, એવાં અનેક ઉત્તમ કાર્યો કર્યાં હતાં.

કવિ શ્રી વાગ્ભટના નામ ઉપરથી કદાચ ‘વાયડ’ શબ્દ આવ્યો હશે.

* આ વાયડ તીર્થ વિશે 'અષ્ટોત્તરી તીર્થમાલા'માં શ્રી મહેન્દ્રસૂરિ લખે છે:

વાયડનયરે મુણિસુવ્વયસ્સ, જીવંત સામિ પડિમમહં ।
વંદે તહ વીરજિણું, સત્તર સંવચ્છર સયા જસ્સ ॥૧૦૧॥

[હું વાયડનગરને વિષે જીવતાં છતાં સ્થાપન કરેલી એવી મુનિ સુવ્રતસ્વામીની પ્રતિમાને વંદન કરું છું તથા તે જ વાયડ નગરને વિષે વીરજિનને હું વંદન કરું છું, જેને સ્થાપન કર્યાંને સત્તરસો વર્ષ થયાં છે.]

આ વિનતીમાં જે તીર્થનુ વર્ણન છે તેમાં મૂળ નાયક તરીકે શ્રી મુનિ સુવ્રતસ્વામી છે. કવિએ વર્ણન કર્યું છે તે પ્રમાણે મૂળ-નાયકની આસપાસ શ્રી આદિનાથ, શ્રી ચંદ્રપ્રભુ, શ્રી પાર્શ્વનાથ અને શ્રી નેમિનાથ ભગવાનનાં પ્રતિમાજી છે.

આ તીર્થમાં કવિએ વર્ણવ્યા પ્રમાણે અન્ય ગભારામાં મૂળનાયક તરીકે શ્રી મહાવીરપ્રભુની પ્રતિમા છે. કવિએ આ પદમાં શ્રી મુનિ સુવ્રતસ્વામી માટે આરંભની ત્રણ કડી લખી છે અને શ્રી મહાવીર-સ્વામી માટે અંતિમ ચાર કડી લખી છે. એ ઉપરથી પણ આ તીર્થમાં શ્રી મુનિ સુવ્રતસ્વામી ઉપરાંત શ્રી મહાવીર સ્વામીનો મહિમા પણ મોટો હતો એમ જણાય છે. વળી શ્રી અચલગચ્છેશ્વર શ્રી-મન્મહેંદ્રસૂરિની રચના ઉપરથી પણ જણાય છે.

એકંદરે, કાવ્યગુણની દૃષ્ટિએ આ રચના સાધારણ કક્ષાની છે.

० ० ०

* જુઓ શ્રી વિધિપક્ષ(અચલ)ગચ્છીય શ્રાવક પંચપ્રતિક્રમણ સૂત્ર [વિધિસહિત] સંશોધક: પ. પૂ. આ. ભ. શ્રી ગુણસાગરસૂરીશ્વરજી મ. સા., વિક્રમ સં. ૨૦૪૦, અષ્ટોત્તરી તીર્થમાલા, પાના નં. ૯૧, ગાથા નં. ૧૦૧

## (૨૩) શ્રી પંચાસરા શ્રી પાર્શ્વનાથ વિનતી

સખે પાસુ પંચાસરા ધીસ પેખઉં,
હુયઉં હર્ષકેતુ ન જાણુઉં સુલેખું;
કિયા પાછિલઇ જન્મિ જે પુણ્યકાજ,
ફલ્યાં સામટાં દેવ દીઠઇ તુ આજ. ૧
ભમઇં ભૂતલે કાંઇ તે ભૂરિ ભામઇં,
કિમઇ કુગતિ ગઇં તૂં કિહિ કોટ નામઇં.
હસીઉલ્લસઇં તુ તિમ્હઇ રિદ્ધિ સારી,
કરાલંબિની સંપજઇ સિદ્ધિનારી. ૨
નિહાલિઉ નિત્તૂ ભાવિએ ભાગ્ય પૂરઇ,
પ્રભો પાસ પંચાસરઉ આસ પૂરઇ,
મહાવ્યાધિની વેદના વેગિ વારઇ,
પડિયા પ્રાણીયા પાપનઇ પૂરિ તારઇ. ૩
જિસી નીપની હોઇ કાચઇ કપૂરિં,
વધારી જિસી સાર પીયૂષ પૂરઈ,
ઇસી મૂત્તિ તૂ દેખતા જે ન ભાવિયા,
કૃપાખાણિ પાષણિ તે નિપજાવ્યા. ૪
સદા ઈંદ્ર ચઉસટ્ઠિ પાસું ન છાંડઈ,
અનઇ દેવની કોડિ તૂં સેવ માંડઇ,
ઇસ્યુ જોયતાં જીહ તૂં ચિત્તુ ડોલઇ,
મતિમૂઢ તે માનિ તિર્યંચ તોલઇ. ૫
અદેખા પસઇં આપણઇં એકિ બાધા,
કરઇં તાહરા ઓલગૂ ચિત્તિ બાધા,
અજી ભારજી ભારતે કમ્મંકેરા,
વહી માંડિસિઇં માંડ સંસાર ફેરા. ૬
કિહાં ભીલવાડા કિહાં રાજધાની,
કિહાં ધાતુરી રી કિહાં હેમવાની,

કિહાં દેવ બીજા તણી મોહનિદ્રા,
કિહાં તાહરી જાગતી યોગમુદ્રા. ૭

જગન્નાથ જોતાં યશોરાશિ દીપઇ,
જગન્નાથ જોતાં મહામહી મોહુ જીપઇ,
ઇસઇ સોહિલઇ જેહુ આ દેવ પાછા,
ભવાંભોધિ તે માણુસઇં રૂપિ માચ્છા. ૮

ભવે દેવને ભોગવઇ ભોગપૂરિ,
રચઇં રાજ પામી ઘણી મારિ ચૂરિ,
ભિડઇ ભૂપિસિઉં જે અહંકાર આખઇં,
પડઇ તે ભવાવર્ત્ત તૂં નાથ પાખઇ. ૯

દયાવંતિ તઇં દાઝતઉ સર્પ્પ દીઠઉ,
કઢાવી પઢાવી મહામંત્ર મીઠઉ,
ચઢાવિઉ ભવઇ જન્મિ મોટઇ પ્રમાણિ,
મયા તૂં ભણી તે તિસી ચિત્તિ આણિ. ૧૦

નથી કીજતી એતલઇ કાજિ માયા,
કિમઇ પૂજિવા પામીઇ પાસ પાયા,
હિવઇ ઉલટઇ તીણિ આનંદુ તે તુ નરા,
મામ રિદ્ધિઇં નવા રાજિ તે તુ નિતુ. ૧૧

નવ નવ ભગિઇં જે હિયા રંગિ સારઇં,
જિન દિન મુખિ ઉઠી તાહરી સેવ સારઇં,
દુરિત પટલ ભેદી પુણ્ય પોતઇંતિ આણુઇં;
નરસુર સુખ પામી મોક્ષનાં સૌખ્ય માણુઇં. ૧૨

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા પંચાસરા શ્રી પાર્શ્વનાથ વિનતી.

## વિવરણ

શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં કેટલાંક તીર્થો સુપ્રસિદ્ધ અને મહિમાવંત મનાય છે. એ તીર્થોમાં પાટણનુ પંચાસરા પાર્શ્વનાથનુ મંદિર પણ સુવિખ્યાત છે. એ વિશે લખતાં કવિ કહે છે :

"હે સખે ! શ્રી પાર્શ્વનાથ પંચાસરાના નાથને જોઈને હૈયામાં હર્ષ કેટલો બધો થયો તે હુ જાણી શકતો નથી. કે તેની ગણતરી પણ કરી શકતો નથી. પૂર્વજન્મમાં પુણ્યકાર્ય કર્યાં હશે તે આજે હે દેવ ! આપને જોઈને સામટાં ફળ્યાં છે.

આપના નામ-સ્મરણથી ભૂતલમાં ભવભ્રમણ અટકી જાય છે; દુર્ગતિનો નાશ થાય છે; પ્રસન્નતા અને ઉલ્લાસ સહિત સહેલાઈથી સર્વ રિદ્ધિ પ્રાપ્ત થાય છે અને સિદ્ધિરમણી તેના હાથનું આલંબન લેનારી બને છે.

હે પ્રભુ ! ભાવથી નિત્ય દર્શન કરનારાઓનાં ભાગ્યને તમે પૂરો છો હે. પંચાસરા પાર્શ્વપ્રભુ ! વળી આપ ભક્તોની આશાને પણ પૂર્ણ કરો છો. મહા વ્યાધિની વેદનાને આપ જલદીથી નિવારો છો અને પાપરૂપી નદીના પૂરમાં પડેલા જીવોને પાર કરો છો.

કાચ અને કર્પૂરથી બનેલી મૂર્તિમાં શ્રેષ્ઠ અમૃતરસ પૂરેલું છે. આવી મૂર્તિના જે ભાવિકો દર્શન કરતા નથી તેઓ એ કૃપા-રૂપી ખાણમાંથી માત્ર પાષાણને મેળવે છે.

હંમેશાં ચોસઠ ઈંદ્રો આપની પાસેથી દૂર જતા નથી તથા અન્ય કરોડો દેવોએ પણ આપની સેવાને આરંભી છે. આવું દૃશ્ય જોવા મળે છતાં પણ જેનું ચિત્ત પ્રભુમાંથી ચલાયમાન થાય છે તેવા મૂઢમતિ જીવો તિર્યંચોની તોલે છે.

જેઓ મનથી આપનાં દર્શન કરવાને ઈચ્છતા નથી તેવા જીવો કર્મસંબંધી ભારે ભારને વહન કરીને ફરીથી સંસારના ફેરાને માંડશે.

ક્યાં ભીલવાડા અને ક્યાં રાજધાની ? ક્યાં અન્ય ધાતુઓ

અને ક્યાં સુવર્ણ ધાતુ? ક્યાં બીજા દેવોની મોહનિદ્રા અને ક્યાં આપની જીવંત યોગમુદ્રા?

હે જગન્નાથ! આપના દર્શનથી યશની રાશિ પ્રકાશિત થાય છે. વળી આપનાં દર્શનથી બળવાન મોહ પણ જિતાય છે. જેઓનાં મનમાં આપ બિરાજમાન નથી તેવાં મનુષ્યો ભવરૂપી સમુદ્રમાં મનુષ્યરૂપે હોવા છતાં મત્સ્ય સમાન છે.

દેવના ભવમાં ભોગોને ભોગવીને તથા આ લોકમાં ઘણાને મારી-ચૂરીને જે રાજ્યમાં રાચ્યોમાચ્યો રહે છે અને અભિમાનથી રાજા સાથે પણ યુદ્ધ કરે છે એવા જીવો ભવરૂપી આવર્ત્તમાં પડે છે. હે પ્રભુ! આવા જીવોને પણ આપ પાર કરો છો.

દયાવંત એવા આપે બળતા સર્પને જોયો અને તેમાંથી બહાર કઢાવીને મધુર એવો નવકાર મહામંત્ર સંભળાવ્યો અને એને ઉચ્ચ-ગતિ અપાવી. હે નાથ! મારા પ્રત્યે પણ એવી કૃપા ચિત્તમાં લાવજો.

હવે હું કોઈ ઉપર પણ માયા કે પ્રેમ જો નથી કરી શકતો તો હે પાર્શ્વનાથ પ્રભુ! આપનાં ચરણોને મેળવી બીજાની પૂજા કેવી રીતે કરી શકું? આપના દર્શનથી મને હૈયામાં ઘણો જ આનંદ ઉત્પન્ન થાય છે. મને નથી જોઈતી રિદ્ધિ કે રાજ્ય, બસ એક જ આપની ચરણસેવા જોઈએ છે.

હે પ્રભુ! સવારના જ ઊઠીને જે નવા નવા પ્રકારે હૃદયમાં આનંદ ધારણ કરીને આપની સેવાને કરે છે તે દુરિતરૂપી કર્મપટલને ભેદીને પુણ્યરૂપી વહાણને લાવે છે. મનુષ્યના સુખને પામીને મોક્ષના સુખને તે માણે છે."

આ વિનતીમાં કવિએ પંચાસરા પાર્શ્વનાથનાં દર્શનભક્તિનો પોતાનો ઉલ્લાસ પ્રગટ કર્યો છે અને મનુષ્યભવમાં સાંપડેલી આ ભક્તિની તક માટે ધન્યતા વ્યક્ત કરી છે. જેઓ તે પામી નથી શકતા તેના મનુષ્યભવની નિરર્થકતા પણ કવિએ દર્શાવી છે. પ્રાસાનુ-પ્રાસયુક્ત આ રચનામાં કવિની વાણી અસ્ખલિત વેગથી વહે છે.

° ° °

## (૨૮) શ્રી શાંતિનાથ વિનતી

તિહૂયણુ મણુવંછિય દાયગ, સતકુરુ મંડલ મંગલ કારગ;
ઓલ્લવિય દુક્ખ દંદોલ દાહ, પાએ નમામિ તુહ સંતિનાહ. ૧

પણુવીસ વીર સમૂહ સે કુમાર, પણુવીસ સહસ્સ તુહ રજ્જતાર,
ચક્કવઇ કાલ તિત્તિય પમાણુ, તિણિ માણિ ચારુ ચારિત્ત ઠાણુ. ૨

તા ભમઇં ભૂમિ બહુલોગ કજ્જિ કોઉલતાં પર રમણુરજ્જિ;
તાં પુજ્જઇં નહુ મણુ મજ્જ, સરણિ તઉં સામિસાલ. ૩

ચઉસઠિ સહસ્સ રમણી વિલાસ ગય તુરય રંગ નવનિવાસ;
જસ સ કારણિ મુક્કા ઇક્કવાર, તે સિદ્ધિ દિખાડિન સંવસાર. ૪

વિહરઇ ગિરિવર ગરુય વજ્જ, કિરિ કુંજર કેસરિ નાહર સજ્જ;
જિમ બહુલ પત્ત તરુ પંથએઉ, તિમ ફેડઇ દુહ સય સંતિ દેઉ. ૫

જિમ સરવરુ સોહઇ રાયહંસિ, નરનાહ સીસરયણુ વયંસિ;
જિમ નયણિ વયણુ જિમ ગયણુ ચંદિ,
સોહઇ તિમ તિહુયણુ તઇં જિણિંદિ. ૬

સંભારઇ જલહરુ જેમ મોરુ, રવિ ઉગ્ગમુ જિમ હિમ રયણિ રોરુ;
જિમ ભમરુ જાઇ, જિમમાઇપુત્તુ, તુહ દંસણુ તહમહનાહ ચિત્તુ. ૭

ઇય પણુય સારસર સંતિ જિણેસર, મહ વિજાત્તીય સાંભલીય;
તિમ કરિજે સામીય, તુહ પય પામિય, જિમ હું પામઉં સુક્ખભર. ૮

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી શાંતિનાથ વિનતી.

### વિવરણ

શ્રી શાન્તિનાથ ભગવાનને વિનતી કરતાં કવિ કહે છે :

"ત્રિભુવનના લોકોને મનવાંછિત ફળ આપનારા, સો કુરુદેશોનું મંગલ કરનારા હે શાંતિનાથ પ્રભુ ! દુઃખસમૂહથી ઉત્પન્ન થયેલા દાહનો નાશ કરનાર એવાં આપનાં ચરણોને હું નમું છું.

પચીસ હજાર વર્ષ કુમારપણામાં, પચીસ હજાર વર્ષ રાજ્યકાલમાં,

તેટલો જ કાળ ચક્રવર્તીપણામાં અને તેટલો જ કાળ આપના સુંદર ચારિત્રપણામાં પસાર થયો.

બાલ્યાવસ્થામાં આપે ઘણી ભૂમિ ઉપર ભમીને ભોગોને ભોગવ્યા; રાજ્યકાલમાં કૌતુકથી રમણ કર્યું; ચક્રવર્તી કાલમાં ત્રિભુવનમાં પૂજિત થયા અને હે સ્વામી! પચીસ હજાર વર્ષ સુધી આપ મોક્ષમાર્ગમાં રહ્યા.

ચોસઠ હજાર રમણીઓનો વિલાસ, આનંદ પમાડે તેવા હાથી, ઘોડાનાં નવાં નવાં નિવાસો ઇત્યાદિનો આપે એક જ કારણ માટે, એક જ વખતમાં ત્યાગ કરી દીધો. સર્વ વસ્તુઓમાં સારભૂત એક માત્ર સિદ્ધિ ગતિ જ છે એ આપને સ્પષ્ટ સમજાઈ ગયું.

જેમ ઘણાં પાંદડાંઓથી યુક્ત ઘટાદાર વૃક્ષ પથિકોનો થાક દૂર કરે છે તેમ હે શાંતિનાથ પ્રભુ! ભૂંડ, હાથી, કેસરીસિંહ અને વાઘથી યુક્ત પર્વત ઉપર વિચરનારા આપ સેંકડો દુઃખોનો નાશ કરો છો.

જેમ સરોવર રાજહંસોથી શોભે છે, જેમ રાજા રત્નના મુગટથી શોભે છે, જેમ મુખ નયનોથી શોભે છે, જેમ આકાશ ચંદ્રથી શોભે છે, તેમ હે જિનેન્દ્ર! આપના વડે ત્રિભુવન શોભે છે.

મોર જેમ જલધરને યાદ કરે છે, હેમન્તની રાત્રિમાં ઠંડીથી થરથરતા લોકો સૂર્યોદયને યાદ કરે છે, જેમ ભમરાઓ માલતી પુષ્પને યાદ કરે છે, જેમ માતા પુત્રને યાદ કરે છે, તેમ હે નાથ! મારું ચિત્ત આપનાં દર્શનને સંભારે છે.

પ્રણુત ભક્તજનરૂપી સારસપક્ષી માટે સરોવરરૂપ એવા હે શાંતિનાથ પ્રભુ! મ્હારી આ વિનંતીને સાંભળો હે સ્વામી! હું આપનાં ચરણોની સેવા પ્રાપ્ત કરીને અત્યંત સુખને પ્રાપ્ત કરું છું."

શ્રી શાંતિનાથ તીર્થંકર માટેની આ લઘુ રચનામાં કવિએ એમના જીવનની સ્થૂલ માહિતી વણી લેવા સાથે એમનો મહિમા

રૂપકાદિ અલંકારો વડે વર્ણવ્યો છે અને એમનાં ચરણોની સેવા પોતાને પ્રાપ્ત થાય એ માટે પ્રાર્થના કરી છે.

° ° °

## (૨૫) શ્રી ઋષભદેવ વિનતી

સિરિ ચુગાદિ જિણેસરુ જોઇયઇ, સકલ ધન્ય તણુઇ ધુરિ હોઇયઇ;
નિતુ નવી પરિએ પ્રભુ પૂજિયઇ, ન ભવસંભવ સંકટ ધૂણીયઇ. ૧

બહુય દેવ સવે મહિમા ઘણી, ધરઉ ધીરઠ મોટિગ આપણી;
પુણુ કૃપાકર તૂં પગ સેવતાં, ગમઇ કોઇ ન દેવ ન દેવતા. ૨

ઇસીય વાત મ માનિસિ બાડિમી, લહઇ સુયડલઉ જઇ દાડિમી;
તઉ ન દેવતિ વાર લગઇ કિમઇ, અવર રુંખડલઇ મન વીસમઇ. ૩

નરકની ગતિ મઇં પરિભોગવી, પસુ તણી પણિ દોહલિ જોગવી;
અમરનઇ ભવિ વાર ઘણી ભમ્યુ, મનુયજન્મ પુનિ નિષ્ફલુ નિગમિઉ. ૪

ચહુગતિ મઇં દુક્ખ સહ્યાં બહૂ, કહીય તે ન સકઉં હવડાં સહૂ;
તિમ કરે કરુણા કર કેવલી, જિમ ન આવઇ આવઇ તે વલી. ૫

ઘડી પૂરઇં પુણિસ પામીઇ, દિવસ તેહ સકે ફિર કામીયઇ;
સફલ પાખ સમા સવિ લેખીઇ, રિસહનાહ નિતૂ જિણિ દેખીઇ. ૬

તૂ ભવ તારણુ સિવસુહ કારણુ, દુરિય નિવારણુ રિસહ જિણુ;
તુહ ગુણુ ગાયંતાં સેવ કરંતાં સહ સંપજ્જઉ સયલ સુહ. ૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી ઋષભદેવ વિનતી.

### વિવરણ

આદિ તીર્થંકર શ્રી ઋષભદેવ પ્રભુને વિનતી કરતાં કવિ કહે છે કે :

“જે શ્રી ચુગાદિ જિનેશ્વરનાં દર્શન કરે છે તે સકલ પુણ્યવાનોમાં અગ્રેસર થાય છે. જે નિત્ય નવી નવી રીતે પૂજા કરે છે તે ભવસંકટોમાં ધ્રૂજતો નથી.

બીજા દેવો ઘણા છે અને તેમનો મહિમા પણ ઘણો છે, છતાં પણ હું ધીરતાને ધારણ કરું છું. હે પ્રભુ! આપ પણ કૃપા કરો. આપનાં ચરણોની સેવામાં લીન બનેલા અમને અન્ય દેવદેવીઓ ગમતાં નથી.

શુક બીજાં વૃક્ષો ત્યજીને દાડમના વૃક્ષ ઉપર બેસી તરત ફળ પ્રાપ્ત કરે છે એ વાત ઘણી મહત્ત્વની છે. હે પ્રભુ! બીજાં વૃક્ષો સમાન અન્ય દેવોમાં મારું મન વિમાસણ પામે છે. મેં નરકગતિને ભોગવી છે; તિર્યંચગતિ પણ દોહિલી રીતે ભોગવી છે. દેવભવમાં પણ હું ઘણું ઘણું ભમ્યો છું. અને વળી મેં મનુષ્યજન્મ પણ નિષ્ફળ બનાવ્યો છે. આપના સિવાય અન્ય દેવતાઓની સેવા કરવાથી મારા બધા જ જન્મો નિષ્ફળ ગયા છે.

હે પ્રભુ! ચારે ગતિમાં મેં ઘણાં ઘણાં દુઃખોને સહન કર્યાં છે. તે બધાંને કહેવા માટે હું શક્તિમાન નથી. હે કરુણાસાગર! આપ એવી કૃપા વરસાવો કે જેથી ફરી આવી આપત્તિઓ આવે નહીં.

ફરી ફરી તે જ ઘડી સફલ માનીએ, તે જ દિવસને ઇચ્છીએ અને તે જ પક્ષને સફલ માનીએ, તે જ મહિનો સફલ માનીએ કે જેમાં નિત્ય ઋષભદેવનાં દર્શન કરીએ.

હે ઋષભદેવ પ્રભુ! આપ જ ભવસમુદ્રથી તરાવનારા છો; આપ જ શિવસુખનાં કારણ છો; આપ જ પાપનુ નિવારણ કરનારા છો. હે પ્રભુ! આપના ગુણોને ગાતાં અને આપની સેવા કરતાં સકલ સુખ પ્રાપ્ત થાય છે.”

શ્રી ઋષભદેવ ભગવાનને સંબોધીને લખાયેલી આ વિનતીમાં કવિ પોતાના અત્યાર સુધી નિરર્થક ગયેલા ચાર ગતિના ફેરાનો નિર્દેશ કરી, હવે પ્રાપ્ત થયેલ પ્રભુભક્તિના શુભ અવસર માટે પ્રસન્નતા વ્યક્ત કરે છે. અને ભવસાગરમાંથી તારવા માટે અને શિવ-સુખ આપવા માટે પ્રભુને પ્રાર્થના કરે છે.

◦ ◦ ◦

## (૨૬) શ્રી શાંતિનાથ દેવ વિનતી

જય જય મણુ વંછિય કપ્પરુક્ખ, જય જય ભવતારણુ લદ્ધ લક્ખ;
જય જય જગ પહાણુ, જય સંતિ જિણેસર ભુવનભાણુ. ૧

મઈં ઇણિ અણાદિ નિગોદિ તિક્ખ, બહુ સહીય જન્મમરણુ દુક્ખ;
પુઢવી જલ તેઉ વાઉ રુક્ખ, ભવિ પામીય વેયણુ ભેગ લક્ખ. ૨

બિતિ ચઉ પંચિદિય ભવમઝારિ, તિરિયત્તણિ ભમડીઉ બહુ પયારિ,
નારય ભવિ વીનડીઉ લક્ખ પાર, તિમ કરિ જિમ પામઉ દુક્ખ પારુ. ૩

હૂં હીણુ હીણુ હૂ પાવિખીણુ, ઇણિ કારણિ તુહ પય પઉમિ લીણુ;
હિવ કરિ પસાઉ દઇ સોમ દિટ્ઠિ, મહ અંગિ હોઇ જિમ અમિય વુટ્ઠિ. ૪

તાં રોગ–સોગ તાં દુટ્ઠ જોગ, તાં હુંતિ હાણિ તાં પિય વિઓગ;
જાં સયલ મનોરહ સિદ્ધિ હેઉ, પામિજ્જઇ નાહુ ન સંતિ દેઉ. ૫

મન વંછિય દાયગ તિહુયણુ નાયગ, રિદ્ધિ વૃદ્ધિ મંગલ કરણુ;
સિરિ સંતિ જિણેસર ભુવણુ દિણેસર, ભવિ ભવિ મહ પય સરણુ. ૬

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી શાંતિનાથ દેવ વિનતી.

### વિવરણ

સોળમા શ્રી શાંતિનાથ પ્રભુને વિનતી કરતાં કવિ કહે છે:

"મનોવાંછિત ફળને આપવામાં કલ્પવૃક્ષરૂપ, શ્રી શાંતિનાથ પ્રભુ જય પામો ! જય પામો ! ભવને તરી જવાથી લક્ષ્યને મેળવનારા આપ જય પામો ! જગતપ્રધાન આપ જય પામો ! ત્રિભુવનમાં સૂર્ય સમાન આપ જય પામો !

અનાદિ નિગોદમાં જન્મમરણનાં ઘણાં ભયંકર દુઃખોને મારા વડે સહન કરાયાં, પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિ-કાયમાં લાખો વેદનાને મેં અનુભવી છે.

બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચઉરિન્દ્રય, પંચેન્દ્રિયના ભવોમાં અને તિર્યંચપણામાં પણ ઘણા પ્રકારે હું ભમ્યો છું. નરકભવમાં પણ

પારાવાર વિડંબના હું પામ્યો છું. તેથી હે પ્રભુ! હવે એવું કરો કે હું અપાર દુઃખનો પાર પામું.

હે સ્વામી! હું હીનહીન છું; હું પાપી છું; હું ક્ષીણ છું; એ કારણથી જ આપનાં ચરણોમાં લીન છું. હમણાં કૃપા કરીને મને સૌમ્ય દૃષ્ટિ આપો જેથી મારા અંગમાં અમૃતની વૃદ્ધિ થાય.

જ્યાં સુધી સકલ મનોરથની સિદ્ધિના હેતુરૂપ શ્રી શાંતિનાથ પ્રભુ પ્રાપ્ત થતા નથી ત્યાં સુધી રોગ, શોક, દુષ્ટ યોગ, હાનિ અને પ્રિયનો વિયોગ થાય છે.

મનોવાંછિત ફળને આપનારા, ત્રણ ભુવનના નાયક, રિદ્ધિ–સિદ્ધિ અને મંગલના કારણરૂપ, ત્રણ ભુવનમાં સૂર્ય સમાન હે શ્રી શાંતિ જિનેશ્વર! આપના ચરણનું આ ભવમાં મને શરણ પ્રાપ્ત થાઓ."

શ્રી શાંતિનાથ પ્રભુને વિનતી કરતાં કવિ પોતાના અનંતકાળના ભવભ્રમણ માટે, નિગોદ તથા એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય તિર્યંચ અને નરકગતિનાં દુઃખોના અનુભવ માટે સંતાપ અને પશ્ચાત્તાપ વ્યક્ત કરે છે અને પ્રભુના શરણ માટે પ્રાર્થના કરે છે.

° ° °

## (૨૭) શ્રી મથુરાનગર શ્રી પાર્શ્વનાથ વિનતી

મહુરુંહ કય અવયારુ સારુ સિરિપાસ જિણેસરુ;
સમરઉ સયલ તિલ્લોય લોય પડિબોહ દિણેસરુ;
તુહ દંસણિ મેહ દેહ ગેહિ આણંદુ ન માઈઉ;
આહિ વાહિ દેવાહિ દેવ સવિ દૂરિ પલાઇય. ૧

જે તુહ પણમઈ પાય પહુ અહરિય સુરતરુ સાર,
તે મહિ મંડલિ મંડણા અવર કરઈં પુણુભાર ૨

અમિય વાણિ વક્ખાણિ દાણિ સુરસાલ સમાણઉ;
ગમણિ ગઈં દહ લીલ સીલિ નિરુપમુ પુણ જાણઉ;

સસિ સરિસઉ સીયલઉ કંતિ ઝલકંતુ દિવાયરુ;
ગિરિવર ગુરુયઉર હિઉ ગવ્વિ ગુહિરિ મ ગુણિ સાયરુ. ૩

એરિસુ સામિઉ પામિયઉ હિવઇ હુયઉ બહુ ભાઉ;
વાગઉ સિવપુર વાટડિયા ભાગઉ ભવ ભડવાઉ. ૪

ભમિઉ સયલુ સંસારુ સારુ પુણુ કિંપિ ન ચાહિઉ,
જંહિ પત્તઉ તહિં દેવ જન્મ જર મરણુણિહિં વાહિઉ;
સેવિય દેવહં કોડિ સવિહું લહડિઇં હું વાહિઉં;
દીણુ ચવિઉ નિલ્લજ્જિ કજ્જુ પુણુ કિંપિ ન સાહિઉ. ૫

હિવ આયઉ તુહ પાસપહુ મનિ છઇ મોટી આસ;
જં તુહ જીત્તઉં કારુણિય તં કરિ સામી પાસ. ૬

આજુ માઇ પિય ભાઇ સામિ ગુરુદેવહં સંગમુ;
તૂં ચિંતામણિ કામધેનુ સુરપાયવુ જંગમુ;
કેવલ કમલા કેલિ કલિઉ કરુણારસિ રતઉ;
પહુ તિહુયણુ ઉવયાર ભરિ ધોરિય જિમ જીત્તઉ. ૭

નવિ ઇછઇ સાસય સુહવિ તુહ સેવા આસત્ત;
અવર નરામર સુહ તનિય કવણુ કરેસિઇ વત્ત. ૮

અસરણુ ચઉગઇ માહિ નાહ હઉ કમ્મિ ભમાડિઉ;
જે જાણઇ જિણુરાઉ સયલ જે દુક્ખ પમાડિઉ;
દિવ્વ–જોગિ હિવ લધ્ધુ સુધ્ધુમાણુ સઉ જમારઉ;
સાવય કુલિઉ જમ્મુ ધમ્મુ સંભલિઉ તુહારઉ. ૯

પાએ પસાઇ દેવ તુહ મહ હુય એવડ રિદ્ધિ;
આધિય ચિંતા તુય જિ પહુ માહરઇ પાડિન સિદ્ધિ. ૧૦

સિદ્ધિ ગમણુ સંસારિ લોક સવિ સામિય ઇહઇં;
સવે નિરંતરુ અંતરંગ વઇરિય ભઇ બીહઇં;
ભવભાગા સવિ અવર દેવ સેવારસિ લાગઇં,
તાહં પાસિ સંસાર ઠામિ સાસય સુહ માગઇં. ૧૧

નવિ જાણુઈં તે બાપુડા જિમ પામિજ્જઈ મુત્તિ,
ભત્તિકરં તા પાસ પહુ હુઇ વંછિય સંપત્તિ. ૧૨
દેવુ એઉ જે રાગ–રોસ દોસિંહિં નવિ ગંજિઉ,
દેવુ એઉ મહિલા વિલાસી જસુ ચિત્તુ ન રંજિઉ;
દેવુ એઉ જિણિ મોહરાઉ હેલાઈ વિણાસિઉ;
દેવુ એઉ કેવલપાયાસિ જિણિ–ધમ્મુ પયાસિઉ. ૧૩
લોકમિલી સવિ સંભલઉ, હું બોલઉં ચઉસાલુ;
વીતરાગુ મેલ્હી સવે અવર દેવ જંજાલ. ૧૪
જઇત્તિઉ વીનવઉ એક ઉત્તરુ તસુ દીજઈ,
સામી તેજે ભીડ પીડ સેવકની લીજઇ;
એક વચનિ તાહરઇં તરઈં ભવસાયરુ માણુસુ.
વચન તનઉ કહિ કાંઈ નાહ ! તુહ એવડુ આલસુ. ૧૫
ઘણઉં કિસઉ હઉં સામી સામલવન્ન,
મઈં સિવકારણિ દેવ તુહ ચરણુ સરણિ પડિ પન્ન. ૧૬

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી મથુરાનગર શ્રી પાર્શ્વનાથ વિનતી.

## વિવરણ

મથુરા હાલ મુખ્યત્વે વૈષ્ણવોનાં તીર્થ તરીકે સુપ્રસિદ્ધ છે, પરંતુ પ્રાચીન સમયમાં મથુરા જૈનોનુ મહિમાવંત તીર્થ રહ્યું હતું. ત્યાંના શ્રી પાશ્વર્નાથ ભગવાનને વિનતી કરતાં કવિ કહે છે:

"મથુરામાં જેમણે વિહાર કર્યો હતો અને જેમની પ્રતિમાજીની પ્રતિષ્ઠા થઈ છે એવા, સકલ ત્રિભુવનના જનોને પ્રતિબોધ આપનારા એવા, શ્રી પાર્શ્વનાથ પ્રભુનું હું સારી રીતે સ્મરણ કરું છું. હે દેવાધિદેવ ! આપનાં દર્શનથી મારા દેહરૂપી ઘરમાં આનંદ સમાતો નથી. મારાં આધિ, વ્યાધિ, સર્વ દૂર નાસી જાય છે.

હે પ્રભુ ! કલ્પવૃક્ષના પ્રભાવને તિરસ્કૃત કરનારા એવા આપના

ચરણોને જે પ્રણામ કરે છે તે પૃથ્વીમંડલની શોભારૂપ પુણ્યના સમૂહને પ્રાપ્ત કરે છે.

શ્રી પાર્શ્વપ્રભુ અમૃત સમાન મધુર વાણીથી દેશના આપનારા, દાન આપવામાં કલ્પવૃક્ષ સમાન, ગજેન્દ્રની લીલા સમાન ગતિવાળા, શીલમાં અનુપમ, ચંદ્રમા સમાન શીતલ અને સૂર્ય સમાન ઝળહળતી કાંતિવાળા, પર્વત સમાન ગુરુતર વક્ષસ્થળવાળા, જેમની હૃદયરૂપી વિશાલ ગુફામાં ગુણવાનો વસે છે એવા.

આવા પ્રકારના સ્વામીને પ્રાપ્ત કરીને હૃદયમાં જો ઘણા ઉત્તમ ભાવો ધારણ કરીને શિવપુરના માર્ગ ઉપર આવી જઈએ તો ભવરૂપી યોદ્ધાઓ ભાગી જાય છે.

સમગ્ર સંસારમાં ભમીને પણ મેં સારભૂત કાંઈ જોયું નહિ. જ્યાં પહોંચ્યાં ત્યાં હે દેવ! જન્મ, જરા, મરણથી હું પીડાયો. કરોડો દેવોને સેવ્યા અને સર્વ વ્યાધિઓ સામે લડ્યો. દીનતાને છોડી હું નિર્લજ્જ બન્યો છતાં કોઈ પણ કાર્યની સિદ્ધિ ન પામ્યો.

હે પ્રભુ! મનમાં મોટી આશા લઈને હમણાં આપની પાસે આવ્યો છું. હે કરુણાસાગર પાર્શ્વપ્રભુ! જેમ આપને યોગ્ય લાગે તેમ કરો.

આર્યા (દાદી), માતા, પિતા, ભાઈ, સ્વામી, ગુરુદેવ એ બધાંનો સંગમ હે પ્રભુ! આપ જ છો. આપ ચિંતામણિ છો, કામધેનુ છો, કલ્પવૃક્ષ છો, કેવલજ્ઞાનરૂપી લક્ષ્મીની ક્રીડાથી યુક્ત છો અને કરુણારસથી સભર છો. હે પ્રભુ! ત્રિભુવનમાં ઉપકારના ભારને વહન કરવામાં આપ ઋષભ સમાન છો.

શાશ્વત સુખ માટે આપની સેવામાં આસક્ત રહેનારાઓ અન્ય દેવો દ્વારા કે મળતા ભૌતિક સુખની ઇચ્છા પણ કેમ કરે?

હે નાથ! ચાર ગતિમાં હું અશરણ રહ્યો છું અને કર્મ વડે ભમાડેલો છું. હું જે સકલ દુઃખ પામ્યો છું તે હે જિનરાજ! આપ પોતે જાણો છો. દૈવયોગે હમણાં મનુષ્યજન્મ મળ્યો છે. શ્રાવક

કુળમાં જન્મ થયો છે અને આપનો ધર્મ પણ સાંભળવા મળ્યો છે.

હે દેવાધિદેવ ! આપના ચરણોની કૃપાથી મને આટલી રિદ્ધિ પ્રાપ્ત થઈ છે. હવે મને સિદ્ધિ આપજો. એ ચિંતા હે પ્રભુ ! આપ જ કરજો. હે સ્વામી ! બધા સંસારી જીવો આપની પાસેથી સિદ્ધિ-રૂપી શાશ્વત સુખને ઇચ્છે છે.

સર્વ લોકો નિરંતર અંતરંગ શત્રુઓના ભયથી ડરે છે અને ભયથી ભાગેલા તેઓ બીજા દેવોની સેવામાં રસ લે છે અને સંસારથી તપેલા તેઓ તેમની પાસે શાશ્વત સુખને માંગે છે. પરંતુ બિચારા તેઓ જાણતા નથી કે મુક્તિ કેમ મેળવાય ? શ્રી પાર્શ્વ-પ્રભુની ભક્તિ કરતાં સર્વ વાંછિત સંપત્તિ મળે છે.

રાગદ્વેષાદિ દોષોથી જેઓ જિતાયેલા નથી તેઓ જ દેવાધિદેવ છે. વળી દેવાધિદેવ એ જ છે કે સ્ત્રીઓનો વિલાસ જેમના ચિત્તને આનંદ પમાડતો નથી, જેમણે મોહરાજાનો સહેલાઈથી વિનાશ કર્યો છે અને કેવલજ્ઞાનના પ્રકાશમાં જેમણે ધર્મને પ્રકાશ્યો છે.

હું ચોકમાં ઊભો રહીને બોલું છું તે સર્વ લોકો ભેગા થઈને સાંભળો. શ્રી વીતરાગદેવે અવર દેવની સર્વ જંજાળને મૂકી દીધી છે.

હે નાથ ! આપને તે પ્રકારે વીનવું છું તેનો એક જ ઉત્તર આપો. હે સ્વામી ! સેવકની તે ભીડ અને પીડ લઈ લો. આપના એક જ વચનથી મનુષ્યો ભવસાગર તરી જાય છે. તો હે નાથ ! મારા માટે એક વચન બોલવામાં આપને આટલી આળસ કેમ ?

હે શ્યામ વર્ણવાળા સ્વામી ! હું અત્યંત દુઃખી છું તેથી મોક્ષ માટે સહાયરૂપ એવા આપના ચરણનું શરણ સ્વીકાર્યું છે.

મથુરાના શ્રી પાર્શ્વપ્રભુને વિનતીરૂપ લખાયેલા આ કાવ્યમાં કવિએ એક બાજુ શ્રી પાર્શ્વપ્રભુનો ગુણસંકીર્તન સહિત મહિમા ગાયો છે, તો બીજી બાજુ ભવભ્રમણના પોતાના દુઃખને વ્યક્ત કર્યું છે. વળી કવિએ મિથ્યાત્વને કારણે અન્ય બિચારા લોકો ભૌતિક

સુખ માટે અન્ય દેવદેવીઓની આરાધના કરે છે તે માટે પણ પોતાનો સંતાપ વ્યક્ત કર્યો છે અને સાચા મુક્તિસુખ માટે દેવાધિદેવ તીર્થંકર પરમાત્માની આરાધના માટે આગ્રહ સેવ્યો છે. કવિનો સંતાપ એટલો બધો છે કે તેઓ પોતે ચોકમાં ઊભા રહીને જાહેરમાં કહે છે એવો નિર્દેશ કાવ્યમાં કર્યો છે. જુઓ :

"લોક મિલી સવિ સંભલઉ, હું બોલઉં ચઉસાલુ;
વીતરાગુ મેલ્હી સવે અવરદેવ જંજાલ."

° ° °

## (૨૮) શ્રી શાંતિનાથ વિનતી

પામી અછઇ બોધિ ભમી ભમી જઇ,
શ્રી શાંતિ નામિઇં જિનતઉ નમીજઇ;
જે સેવતા મી સવિ આસ પૂરઇ, ભવારિ ભાવ વિવેગિ ચૂરઇ. ૧

જેતા હૂયા તૂ ઘરિ સામયોનિ, તેતી ભમિઉ હઉં ભવમાહિ યોનિ;
તઇં તે સવે મૂકિય મુક્તિ પાસી, મઇં યોનિના જાલ વિછોહિ સામી. ૨

માયા મયા મચ્છરિયે વધારી, જીણું ચડાવી નિતુ નાહિ નારી:
તે મૂલ સંસાર તણુઉં વિચારી, તઇં ઉગતી મોહણુ વેલિ વારી. ૩

જે ભોગનઈં લોભિ ન તઈં જુહારઇં, કઉડી તણુ ઇ કાજિ તિરી જુહારઇં;
સૂંપઇં સવે સંપદુ તૂ પ્રણામૂ, લીલા લલાડઇં વર સિદ્ધિ ઠામુ. ૪

ગાઢા જિ વઇરીમઈં તે વધારિયા, સાચા સગા તે સવિ દૂરિ વારિયા;
ભંડારિઆ ખઇ હૂં ભીડ ભાગઉ, પ્રભુત્વ છાંડી પર પૂઠિ લાગઉ. ૫

એ આપણુા મર્મ કહઉંત લાજઉં, કરઉ તિસાં કામ અજી ન ભાજઉં;
ઠાહઈં દયાલૂ તઈં સ્વામિ તૂવઈં, લાગઉ હિવહઉ ઘરસૂત્ર પૂઢિઇં. ૬

સૂર્ય સમરઇં જઇં કિઅછીક મૂઠી, તાર ભુજિઇં જઇ નઇ પૂરિ વૂઠી;
તાઢિયા સહી પાવક વાટ જોઇં, પંકિઇં ભરિયા પાણી દેહ ધોઇં. ૭

રોગે રહિયા રંગિ રસાંગુ માગઇં, સંસાર ભાગા તુઝ પાય લાગઇં;
તઇં જંઇ ન ભાજઈં ભવરાન ફેરઉ, તઉ સેવિવઉ કોઇ નથી અનેરઉ. ૮

હૂં તઉ રહિઉ છઉ તુઝ પાય સાહી, મ મેલ્હિ મઇં સ્વામીય વાતિ વાહી;
તૂં માહરી સાર સદા કરે જે, ભવાંતરી શાસનિ બોધિ દેજે. ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી શાંતિનાથ વિનતી.

## વિવરણ

શ્રી શાંતિનાથ ભગવાનને વિનંતી કરતાં કવિ કહે છે:

"ભવભ્રમણ કર્યા પછી શ્રી શાંતિનાથ જિનને નમસ્કાર કરવાથી નિર્મળ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે. એવા શ્રી જિનને નમસ્કાર કરીએ છીએ કે જે એમને સેવે તેની બધી આશાઓ પૂર્ણ થાય છે. શ્રી શાંતિનાથ ભગવાનની ભાવના ભાવવાથી ભાવ-શત્રુના ચૂરેચૂરા થાય છે.

હે નાથ! આપે જેટલી યોનિઓ દેખાડી તેટલી યોનિઓમાં હું ભમ્યો છું. અનંતા જીવોને આપે મુક્તિની પાસે મૂકી દીધા છે. તો હે પ્રભુ! મને જીવાયોનિની ભવજાળમાંથી હવે છોડાવો.

માયા, મદ, ઇર્ષ્યાથી હું નારીના સંગે ચઢચો હતો એવી મોહવેલડીયુક્ત સંસારનું મૂળ બતાવીને આપે મારી તે મોહરૂપી વેલને નિવારી દીધી છે.

જેઓ ભોગોના લોભથી જ આપને નમસ્કાર કરે છે તેઓ કોડીને માટે તિર્યંચોને પણ જુહારે છે. પરંતુ આપને પ્રણામ કરવાથી તો સર્વ સંપત્તિ પ્રાપ્ત થાય છે અને સિદ્ધિસ્થાનમાં શ્રેષ્ઠ સુખનો અનુભવ પણ કરાવો છો.

કામ, ક્રોધ, લોભ, મોહાદિ જે આભ્યંતર શત્રુઓ હતા તેમને મેં વધાર્યા છે. સાચાં સગાં તે સર્વને દૂર કર્યાં. વાસ્તવિક સંબંધોને દૂર કર્યા. ભીડને ભાંગવા માટે ભંડારેલા પુણ્યને પણ હું ખાવા લાગ્યો અને પ્રભુત્વને છોડી અન્યની પાછળ લાગ્યો.

એવા મારા મર્મને કહેતાં હું લજ્જા પામું છું આજે પણ આ કાર્યોથી વિરક્ત થયો નથી. આપ દયાળુ દેવ છો. હમણાં સુધી હું સંસારની જંજાળમાં રક્ત છું એ વાત મને ખટકે છે.

અંધકારથી દુઃખી જીવ સૂર્યનું સ્મરણ કરે છે; નદીનાં પૂરમાં ડૂબતો જીવ હોડીનો સહારો લે છે; અસહ્ય ઠંડીમાં અગ્નિનો સહારો લે છે. પંકથી મલિન દેહને જળથી ધોવે છે. રોગી રાસાયણનું ચિંતન કરે છે, તેમ સંસારરૂપી દાવાનલથી તપ્ત થયેલો જીવ આપના શરણે આવે છે. તે ભવિકના ભવસંબંધી ફેરાને આપ ભાંગી નાંખો છો. આપનો આવો મહિમા જોઈ હવે હું કોઈ બીજાને સેવવાને ઇચ્છતો નથી.

આપનાં ચરણોને સાધીને હું લાભમાં જ રહું છું. હે સ્વામી ! મને રસ્તામાં (સંસારમાં ભટકતો) મૂકી ન દેતા. આપ સદા મારી સાર કરજો અને ભવાંતરમાં પણ આપનું શાસન અને બોધિ-બીજ આપજો."

કવિએ આ અને અન્ય કેટલીક વિનતીઓમાં જીવ સંસારમાં કેવી કેવી જીવાયોનિઓમાં ભટકે છે તે સચોટતાથી દર્શાવ્યું છે. એમાં જૈન ધર્મ અને સિદ્ધાંતની પાયાની માન્યતા વર્ણવાઈ છે. 'વૈરાગ્યશતક' નામની કૃતિમાં લખ્યું છે :

न सा जाई न सा जोणी, न तं ठाणं न तं कुलं;
न जाया न मुआ जत्थ, सव्वे जीवा अणंतसो. २३

એવી કોઈ જાતિ નથી, એવી કોઈ યોનિ નથી, એવું કોઈ સ્થાન નથી અને એવું કોઈ કુળ નથી કે જ્યાં સર્વ જીવો અનંતી વાર જન્મમરણને પામ્યા ન હોય.

આ વિનતીમાં વિવિધ ગતિનાં ભવભ્રમણનાં દુઃખોનો નિર્દેશ કરી, તીર્થંકર પરમાત્માનું શરણ મળતાં તે દુઃખો કેવી રીતે દૂર થાય છે તેનું વર્ણન કવિએ કર્યું છે. પ્રભુનું શરણ કેવું અને કેટલું

બધું ઉપકારી બને છે તે કવિએ વિવિધ ઉપમાઓ દ્વારા સચોટ રીતે દર્શાવ્યું છે.

o o o

## (૨૯) શ્રી અરિહ્નનેમિનાથ વિનતી

અરિહ્નનેમિ પ્રભુ પટ્ટણુ ભિંતરિ, ભવિયણુ પૂજઉ ભાવિ નિરંતરિ;
મ કર કોઈ વિલંબ નમિ નિરવાણિ, ગયા બિહુ સહસ્સે બાવીસાઈ;
બિહુ સય વરિસેએ નીપનું બિંબ, વિક્રમ સમય વરિસ સય સત્તય;
બ્યાસી સમઇ જઈય પુહત્તય, તઈન પટ્ટણુ નામ. ૧
કાલં ભારખીય વનિ વહતી, સરસતિ નામિ નદી ગહગહતી;
તડિવનુ લાખારામુ યક્ષ નામિ વિનજારુ આવિઉ,
બાલ હિઅણુ દેખી દોહિલાવિઉ, હૂઇ અંબિકિ આદેસો તક્ષણિ હરિખઉ;
નયણિ નિહાલીય નાયકુ વસહસંવે સંભાલિય કાનનિ કરઇ પ્રવેસો. ૨
'બિમ્બા તરુ તલિ ગાઇ ઝિરંતી ઈણિ, અહિ નાણિઈં કજ્જલ કંતી દિટ્ઠઉ;
નેમિ જિણિંદો પાસઇ પાસનાહ, સુપઇટ્ઠિય સાસણુ સામિણિ;
અંબિકિ દિટ્ઠિય પામીય પરમાનંદો. ૩
વનભિંતરિ તિણિ કારીય જિણહર, બાવત્તરિ દેહરી મનોહર;
થાપીઉ દેવ અરાણુ હેમકલસ જિણહર સિરિ ઝંકઇ પુણ્યકિરણુ;
જાણેઉ મલકઈં પ્રકટઇ સિવપુર માર્ગ. ૪
પ્રભુ પૂજીય નાયક નવ અંગઇં, કર જોડી જંપઇ નવ રંગિઇં;
સુનિ વિન્નતી દેવ, વરિસ સરિસ એ માસ વખાણુ;
દિવસ અવસુ તે ઉત્તમ જાણુઉં, જિણિ તુહ પામીય સેવ. ૫
તઈં જે જીતા અંતર વયરી, તેહિ વમડસિઉં માંડઇં ખયરી,
જાણી અબલ અસારુ તું પણિ, કેવલસિરિ પરિવરિયઉ;
સુખ ભોગવિ નિવરઈ જઈ, રહીઉ મૂં કુણુ કરિસિઇ સાર. ૬
તઈં જિમ બંધ ન છોડીય હરિણા, તે મૂં કારણિ કરિ પ્રભુ કરુણા;
જગબંધવ જગનાહ અમ્હ અનેરઉ કોઈ ન સ્વામી,
તૂંઈ જિ માઇ બાપ ગો સામી, ઓલ્હવિ સવિ ભવદાહ. ૭

માગસિરી પૂનમ તૂં થપ્પિઉ, જિણુ તે હુત્તા દિવસ એકપીઉ;
તિણિ દિણિ ચઉવિહુ સંઘ, તૂ મંદિરિ મંડાવઇ રંગ;
ધન વેચંતા લહરિ તરંગ, નિર્મલ ભાવિ અભંગ. ૮

ભવ ભાવઠિ કિમ લાગટ ભણીઇ, નિતૂ વિનવતાં પ્રભુ મનુચ્છણીઇ;
સંભાલિ સુક્ખ નિવાસ, તૂં કરુણાનિધિ કેવલનાણી,
પર પરિભવ આપ હણી જાણી, પૂરિ અમ્હારી આસ. ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી અરિઠનેમિનાથ વિનતી.

વિવરણ

પાટણ તીર્થમાં ઘણાં બધાં જિનમંદિરો આજે પણ વિદ્યમાન છે. કવિશ્રી પાટણના અરિષ્ઠનેમિ ભગવાનના મંદિરની યાત્રા કરતી વખતે કહે છે કે :

"પાટણની અંદર બિરાજેલા શ્રી અરિષ્ટનેમિ પ્રભુને હે ભવ્યજનો! ભાવપૂર્વક નિરંતર પૂજો. તેમાં જરા પણ વિલંબ કરશો નહીં".

શ્રી નેમિનાથ પ્રભુના નિર્વાણ પછી ૨૨,૨૦૦ વર્ષે તથા વિક્રમ સંવત ૭૮૨ વર્ષનો સમય ગયો ત્યારે પાટણ નામના ગામમાં આ બિંબ પ્રગટ થયું હતું.

કાલ સમાન ભયંકર વનમાં સરસ્વતી નદી કલ્લોલ કરતી વહે છે. એ નદીના તટ ઉપર લાખારામ નામનો એક વણઝારો આવ્યો અને યક્ષને નમ્યો. એણે બાલ દિનકર જેવા યક્ષનાં દુર્લભ દર્શન કર્યાં અને ત્યાં જ અંબિકાદેવીએ આદેશ કર્યો. તે જ ક્ષણે હર્ષિત થઈને નજરે જોવાને માટે વણઝારના નાયકે સર્વ વાત સાંભળીને એ પ્રમાણે જંગલમાં પ્રવેશ કર્યો.

ત્યાં એક વૃક્ષની નીચે, જ્યાં ગાય પોતાની મેળે જ દૂધ ઝરતી હતી ત્યાં અવધિજ્ઞાન વડે શ્યામ વર્ણવાળા નેમિજિન તે વણઝારાને દેખાયા. સાથે સુપ્રતિષ્ઠિત પાર્શ્વનાથ ભગવાન તથા શાસનસ્વામિની

અંબિકાદેવી દેખાયાં. તે જોઈને તેને પરમાનંદ થયો.

એણે વનમાં મનોહર એવું ૭૨ દહેરીવાળું જિનાલય કરાવ્યું અને તેમાં વીતરાગદેવને પ્રતિષ્ઠિત કર્યા. પુણ્યનાં કિરણો જાણે ઝળહળતાં ન હોય અને શિવપુરના માર્ગને જાણે બતાવતા ન હોય! તેમ દેરાસરની ઉપર સોનાનો કળશ ઝળહળતો હતો.

મૂળનાયક પ્રભુને વિવિધ પ્રકારે ભાવથી નવ અંગે પૂજા કરીને હાથ જોડીને કહું છું કે હે દેવ! મારી આ વિનતી સાંભળો. જે સમયે આપની સેવાને પ્રાપ્ત કરી તે સેવાને હે દેવ! વરસ પણ મહિના સમાન લાગે છે. એ દિવસ પણ અવશ્ય ઉત્તમ જાણવો કે જે દિવસે આપની મને સેવા મળી.

હે પ્રભુ! આપે આંતરશત્રુને જીતી લીધા છે. તેને નિર્બળ અને અસાર જાણીને તેનો નાશ કર્યો છે. આપ કેવલલક્ષ્મીને વર્યા છો. આપ મોક્ષમાં રહીને નિરવદ્ય સુખને ભોગવો છો તો હે પ્રભુ! મારી સાર કોણ કરશે?

હે જગતબંધવ! હે જગતનાથ! આપે જેમ હરણોનાં બંધનને છોડાવ્યાં છે તેમ મને પણ ભવરૂપી બંધનથી મુક્ત કરો. અમારા અન્ય કોઈ સ્વામી નથી. આપ જ માતાપિતા છો. હે ઇંદ્રિયોને જીતનારા!! મારા ભવરૂપી સર્વ દાવાનલને ઓલવી નાંખો.

માગસર શુદિ પૂનમના દિવસે આપની સ્થાપના કરાઈ તે દિવસ મને પ્રિય છે. તે દિવસે ચતુર્વિધ સંઘ આપના જિનમંદિરમાં ઉત્સવ કરે છે. નિર્મળ ભાવથી નિરંતર તરંગોની જેમ ભક્તો ધનને ઉછાળે છે.

હે સુખનિવાસ પ્રભુ! આપ મને સંભાળો. હે કરુણાનિધિ પ્રભુ! આપ કેવલજ્ઞાની છો. બીજાના પરાભવને આપ પોતાનો પરાભવ જાણો છો. તેથી અમારી આશાને પૂર્ણ કરો.

આ વિનતીમાં કવિએ પાટણના અરિષ્ટનેમિના મંદિરની યાત્રા કરતી વખતે તેની ચમત્કારિક ઐતિહાસિક ઘટનાનું નિરૂપણ કર્યું

છે. પ્રાચીન જૈન પ્રતિમાઓ વારંવાર જમીનમાંથી નીકળી આવે છે, કારણ કે ધરતીકંપ, યુદ્ધ કે અન્ય વિપત્તિ વખતે જિનપ્રતિમાને વિધિપૂર્વક જમીનમાં ભંડારી દેવાની પરંપરા પ્રાચીન સમયથી ચાલી આવે છે. અહીં નેમિનાથ ભગવાનની પ્રતિમા, શાસનદેવી અંબિકાની પ્રતિમા સહિત કેવી રીતે મળી આવી છે તે અને તેની ફરીથી પાટણમાં સુવર્ણકળશયુક્ત ભવ્ય જિનમંદિરના નિર્માણ પછી કયા દિવસે પ્રતિષ્ઠા કરવામાં આવી તેનું પણ વર્ણન કરવામાં આવ્યું છે.

અન્ય વિનતીની જેમ આ વિનતીમાં પણ કવિએ ઐતિહાસિક માહિતી વર્ણવવા સાથે પ્રભુ પાસે મોક્ષપ્રાપ્તિ માટે પ્રાર્થના કરી છે.

० ० ०

## (૩૦) શ્રી આદિનાથ વિનતિ

સેત્રુંજિ મંડણુ સામિ, સુણિ અમ્હારીય વિન્નતીય,
નાભિરાયકુલ કેઉ, મરુદેવિ – નંદણુ આદિ જિણ. ૧

તૂં માયા, તૂં તાત, તૂં બાંધવ, તૂં સુગ્ર ગુરો,
તૂં જિણુ તિહુયણિ નાહુ, તૂ સુવિમગ્ર પયાસિ કરો. ૨

ઇણિ કારણિ જગનાહ કરું, વિનત્તીય જિણપવર,
તુમ્હ આગલિ અબાહ વિણીય નયરિ અવયંસુ વર. ૩

નરય તણા મઇં દુખ પામ્યા પાપ પસાઇં,
ઘણા તોહં કુ જાણુઇ સંખ જાણુઇં જે હુઇં નાણુધરો. ૪

તિરિય તણી મઇ જોનિ લાધ્ધી, લામીય અતિ ઘણીય,
ભૂખ તિણ્હ નહિં તાપુ છેયણ ભેયણ સવિ સુણિય. ૫

અહ્મ જમ્મુ મણુયાલ વલિવલિય પામીય વિવિહ પરે,
કરીઉ પાવઇં ચંડુ, પુણુ પુણુ પુહતઉ નરયપુરે. ૬

સહિયાં દુક્ખ અણુંત પુણરવિ આવીઉ મણુયભવે,
કુણુહઇ કુધમ્મ પભાવિ, દેવરિદ્ધિ ભોગવિય ભવે. ૭

ચઉરાસી જીવજોનિ, લક્ખમાહિ ઇમ હિંડિયઉ,
ભમિઉ ભમિઉ સંસારિ સુકુલ જમ્મુ મઇં પામીયઉ. ૮
ગંગઉવલ નાએણુ હિવ તું સામીય રિસહ જિણુ,
દીઠઉ ઇણિ ભવિ દેવ, વારિ વારિ ચઉગઇ ગમણુ. ૯
કંચણુવન્ન સરીર રિસહેસર તુહ પય-કમલ;
વંદિસુ પૂજિસુ ભાવિ, ધમ્મ ધુરંધર ધૂરિ ધવલ. ૧૦
ધણુસઈ પંચપમાણુ વસહઈં લંછીય મયમહણુ;
ચઉરાસી પુવ્વ લક્ખ આઉખૂં સિરિ રિસહ જિણુ. ૧૧
ઉસભસેણુ પામુક્ખ, સહસ ચઉરાસી મુણિ કલીય;
અજ્જા તિન્નિય લક્ખ, મયણુ દહણુ બંભી સહીય. ૧૨
સાવય સેયંસ આદિ, લક્ખ તિન્નિ પણુસહુય;
લક્ખ પંચ ચઉપન્ન સહસા સાવિય સુભદ્રજુય. ૧૩
કુગુરિ કુદેવિહિં દેવ ! ભવસાયરિ હું ફિરિયઉ;
તિહુયણુ તારણુહારુ તરિસમાણુ હૂં પામીયઉ. ૧૪
જગમંડણુ જગનાહ, વલિવલિ માગઉ ભવભ્રમણુ;
જમ્મણુ મરણુ નિવારિ કરુણા સાયર સિવકરણુ. ૧૫
મુણિ રયણાયર ચંદ મોહ મહણુ મહ વિન્નત્તીય;
સામીય સફલ કરે જિનવર સુરવર હરિ મહીય. ૧૬

ઈતિ શ્રી આદિનાથ વિનતી.

## વિવરણ

શ્રી આદિનાથ પ્રભુને વિનતી કરતાં કવિ કહે છે :

"નાભિરાજાના કુલમાં ચંદ્રસમાન, મરુદેવી માતાના નંદન, શત્રુંજયમંડન હે આદિ જિન ! હે સ્વામી ! અમારી વિનતીને સાંભળો.

આપ માતા છો, પિતા છો, બંધુ છો, મારા ગુરુ છો, જિનેશ્વર છો. ત્રિભુવનના હે નાથ ! આપ મોક્ષમાર્ગ પ્રાપ્ત કરવામાં મારા

ઉપર કૃપા કરો.

હે જગતનાથ! અબાધ વિનીતા નગરીના શ્રેષ્ઠ અલંકાર! આપની પાસે એ કારણથી હું વિનંતી કરું છું.

પાપના ફળસ્વરૂપે હું નરકનાં ઘણાં દુઃખોને પામ્યો. પંચમ-જ્ઞાનને ધારણ કરનારા આપ તે સર્વ જાણો છો.

હે સ્વામી! મેં તિર્યંચગતિમાં ભૂખ અને તરસને સહન કરીને છેદનભેદનને પણ સહન કર્યાં.

વિવિધ પ્રકારે ભમીભમીને અમે મનુષ્યજન્મને પામ્યા. તેમાં પણ અત્યંત ઉગ્ર પાપ કરીને ફરી ફરી નરકાવાસમાં પહોંચી ગયા હતા.

ક્યારેક ધર્મના પ્રભાવે દેવની રિદ્ધિસિદ્ધિ પણ ભોગવી હશે. આમ અનંત દુઃખોને સહન કરીને ફરીથી મનુષ્યભવને પામ્યા છીએ. ચોર્યાસી લાખ જીવાયોનિમાં આમ અનેક વાર ભમીભમીને સર્વ જન્મોને હું પામ્યો.

વારંવાર ચતુર્ગતિમાં ગમન કરીને હમણાં ગંગોપલ (ગંગામાં પથ્થર)ના દૃષ્ટાંતથી હે સ્વામી એવા ઋષભજિન! આપને આ ભવમાં પ્રાપ્ત કર્યા છે. તેથી હવે હે ધર્મધુરંધર, ધવલધુરાને ધારણ કરનારા સુવર્ણવર્ણ દેહવાળા! આપનાં ચરણકમળને ભાવથી વંદન કરીશું અને પૂજીશું.

હે મદમથન શ્રી ઋષભજિન! આપનો દેહ ૫૦૦ ધનુષ્યપ્રમાણ હતો. આપનું લંછન વૃષભ હતું અને આયુષ્ય ચોર્યાસી લાખ પૂર્વનું હતું.

મદનને બાળનારા અને બ્રહ્મચર્યવ્રત સહિત ઉસભાદિ પ્રમુખ ૮૪ હજાર મુનિઓ અને ત્રણ લાખ સાધ્વીજીઓ આપના સંઘમાં હતાં. આપના સંઘમાં શ્રેયાંસકુમાર આદિ ત્રણ લાખ પાંચસો શ્રાવકો અને સુભદ્રા સહિત પાંચ લાખ ચોપન હજાર શ્રાવિકાઓ હતાં.

હે દેવાધિદેવ! કુગુરુ અને કુદેવ વડે હું ભવસાગરમાં રખડ્યો.

હે ત્રિભુવનના તારણહાર! હવે તરીને આપની તુલ્યતાને પામવાની મારી અભિલાષા છે.

હે જગતમંડન! હે જગતનાથ! ફરી ફરી મારી ભવભ્રમણાને ભાંગો. હે કરુણાના સાગર, હે મોક્ષમાર્ગને આપનારા! મારા જન્મમરણનું નિવારણ કરી મને મુક્તિ અપાવો.

ચંદ્રને જોઈને સાગર આનંદ પામે તેમ મુનિરૂપ રત્નાકરને માટે ચંદ્રરૂપ એવા, તથા મોહનું મથન કરનારા, સુરેન્દ્રાદિથી પૂજિત એવા શ્રી આદિનાથ જિનવર! મારી વિનતીને સફલ કરો.”

શત્રુંજય તીર્થના મંડનરૂપ શ્રી આદિનાથ ભગવાનને વિનતી કરતાં કવિએ આ રચનામાં આદિનાથ ભગવાનના જીવનની કેટલીક મહત્ત્વની વિગતો (દેહપ્રમાણ, લાંછન, આયુષ્ય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા ઇત્યાદિ) પણ વણી લીધી છે. કવિનો ચારગતિના નિરર્થક અને દુઃખમય પરિભ્રમણ માટેનો સંતાપ ઉત્કટ વાણીમાં વ્યક્ત થયો છે, અને પ્રભુના શરણ માટે તથા મોક્ષગતિની પ્રાપ્તિ માટે તાલાવેલી પણ વ્યક્ત થઈ છે.

• • •

## (31) શ્રી આદિનાથ વિનતી

ચડઈ વેગિ વિણ્ણુ ભણી ભવ્ય ચાલઈ, સુગાહીશુ દેખી કરી પાઇ પાલઈં;
હિયઇ ઊપજઇં હર્ષના રંગ જેતા,
નથી વારિધિઇં વારિના બિંદુ તેતા. ૧

મુખે જીભ એકઇ જિમૂં દેવિ દીધી, અનઇ બુદ્ધિ પાષાણ તઉ કુંઠ કીધી;
કિસી આદિ તઉ નાહ તૂ વર્ણવે થામઇં,
ઇણિ માડી અચ્છઇ સામિ સેવા. ૨

સખે સાર સેડી નદી પાર પામી, સદાચાર સાચઉ ધરી ધ્યાન ધામી;
શુભી ભાવનાં જે પ્રભો પાય પેખઈં, વલી આવલી દુઃખની તે ન દેખઇં. ૩

મયા તાહરી પાહરી લોકિ દીસઇ,
ઘણુઉં દુઃખિય ઉહૂ અછઉં રાતિ દીસઇં;
વસી ચિત્તિ મૂં વારુ તૂઉં પાય સેવ, હુયઉ હેતુ કેહા ઉદાસીન દેવ. ૪
પડઇં પ્રાણુ પાખઇ મહામોહ ખાગઇ, સહી વેદના જે જગ્ગન્નાથ આગઇ;
સહૂં બોલતાં તે ઘણીવાર લાગઇ, હિવં કેવલઉં જીવ એ મોક્ષ માગઇં. ૫
ન કો ઘોરિ સંસારિ તૂ દેવ પાખઇ,
અણુ ભાવતી આવતી ભીડ રાખઇં;
ઇસઉં જાણુતા જાણુ તૂ આણુ માણુઇં,
લહી સિદ્ધિનઇં સિદ્ધિને ઇણિ વાણુઇં. ૬
ઘણાકાલ પામી અરછઇ પુણ્યવેલા, ન કીજઇ દેવ અહો સેવા વહેલા;
ઇસઉં સીખવી મઇં હીયઉં ઠાણિ આણિઉં,
પમાડી પ્રભો પાસિ પાછઇ વખાણિઉં. ૭
ઘડી ઘડી પુન્યનઇં સારિસાવઇં, સલૂણિ કલા તે કલાવંત વાચઇં;
ત્યજી પાપ આરંભ નઇ દંભ છાંડી, જિહાં શ્રી યુગાદીશની સેવ માંડી. ૮
ન હેલા મહેલા તણુ ચિત્ત દીજઇ, નિતૂ નાથના પાય પાસઇં વસીજઇં;
ઇસી રુચઠા રંગુ પૂજઇં સવ્હારી, કરઇ જઇ મયા એ જગન્નાથ સીરી. ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી આદિનાથ વિંનતી

### વિવરણ

શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રા પ્રસંગે શ્રી આદિનાથ પ્રભુનાં દર્શન કરી કવિ ભાવોલ્લાસપૂર્વક ગાય છે કે :

"સમુદ્રની અંદર પાણીનાં એટલાં બિંદુઓ નથી જેટલાં મારા હૃદયમાં હર્ષના તરંગો ઉત્પન્ન થાય છે. ભવ્યજીવો જલદીથી ગિરિરાજ શ્રી શત્રુંજય ઉપર ચઢીને, યુગાદિદેવ શ્રી ઋષભદેવ ભગવાનનાં દર્શન કરીને પાપને બાળે છે.

અરે દૈવે મારા મુખમાં એક જ જીભ આપી અને મારી બુદ્ધિને પાષાણુથી પણ કઠોર કરી છે. તો હે નાથ! આપનું વર્ણન

કેવી રીતે કરી શકું ? તેથી હે સ્વામી ! મેં આપની સેવા કરવાની ભાવના કરી છે.

હે મિત્ર ! પવિત્ર શેત્રુંજી નદીને પાર પામીને, ઉજ્જવલ ધ્યાન ધરીને, સદાચારને સાચવું છું. જે ભવ્યજીવો શુભ ભાવનાથી પ્રભુનાં ચરણોને જુએ છે તેઓ દુઃખની પંક્તિને જોતા નથી.

હે પ્રભુ ! આપની અત્યંત કૃપા લોકમાં દેખાય છે. અહીં હું અત્યંત દુઃખી છું તેથી રાત્રી જ દેખાય છે; પ્રકાશ દેખાતો નથી. હે પ્રભુ ! આપ મારા ચિત્તમાં વસવા કૃપા કરો. હું આપના ચરણોની સેવા ઇચ્છું છું. હે દેવ ! મારા પ્રત્યે કેમ ઉદાસીન થઈ ગયા છો ?

પ્રાણો જાય છતાં આ જીવ મહામોહમાં ડૂબે છે. ભવોભવ જે અનેક વેદનાઓ મેં સહન કરી છે તે બધીનુ વર્ણન કરતાં ઘણી વાર લાગે એમ છે. હે પ્રભુ ! હવે જીવ માત્ર મોક્ષની માંગણી કરે છે.

આ ઘોર સંસારમાં હે દેવાધિદેવ ! આપના સિવાય અન્ય કોઈ અણુગમતાં દુઃખોમાંથી બચાવી શકે એમ નથી એમ જાણ્યા પછી જીવ આપની આજ્ઞાને માને છે.

ઘણા કાળ પછી પુણ્યની વેળાને હું પામ્યો છું. હે દેવ ! પૂર્વભવોમાં મેં આપની સેવા કરી નથી. હે પ્રભુ ! મને આપના હૃદયમાં સ્થાન આપી એવું શીખવો કે જેથી પછી પ્રશંસાને પાત્ર થાઉં એવું હું આપની પાસેથી પામી શકું.

ઘડી ઘડી આવું પુણ્ય પ્રાપ્ત થતું નથી. આપની રમ્ય કલાઓને કલાવંત જ જાણી શકે છે. પાપારંભ અને દંભને છોડીને હવે શ્રી યુગાદીશની સેવાનો મેં આરંભ કર્યો છે.

અન્ય વસ્તુઓમાં હવે ચિત્ત ન પરોવતાં, હંમેશાં નાથનાં ચરણોની પાસે વસીએ. શ્રી જગન્નાથ મારા ઉપર કૃપા કરો કે જેથી સવાર થતાં જ આપની રૂડી પ્રતિમાની ઉલ્લાસથી હું પૂજા કરું.”

શ્રી શત્રુંજય તીર્થ વિશેના આ કાવ્યમાં કવિએ અસ્ખલિત પ્રવાહમાં વહેતી પંક્તિઓમાં શ્રી આદિનાથ પ્રભુનાં દર્શન પામવાના પોતાના ઉલ્લાસને હર્ષવિભોર થઈ ગાયો છે. અન્ય ગતિનાં અનેક દુઃખો સહન કર્યાં પછી આ મનુષ્યભવ પ્રાપ્ત થયો છે તેને કૃતાર્થ કરવા કવિ પ્રભુને વિનંતી કરે છે. આ શત્રુંજય તીર્થનો અને યુગાદિદેવ શ્રી આદિનાથનો મહિમા લોકોમાં કેટલો બધો છે તે પણ કવિએ કાવ્યમાં વર્ણવ્યો છે.

° ° °

## (૩૨) શ્રી સંભવનાથ વિનતી

બુદ્ધિ અહ્મારી હિયઇ ધરીજઇ,
ત્રીજઉ તીર્થંકરુ સમરીજઇ, પ્રતિ ઉગમતઇં સૂરે;
સંભવ જિણવર ચલણ જિ પૂજઇં,
તીહં મનવાંછિત સંપદ પૂજઇં, સંકટ નાસઇં દૂરે. ૧

સત્તમ ગ્રૈવેયક સુવિમાણિંહિં,
ઇગુણ ત્રીસ સાગર પ્રમાણિંહિં, પૂરી આઉ પવિત્તુ,
સાવત્થી નયરી અવતરીઉ,
રાય જિતારિ વંસુ અલંકરીઉ, સેના રાણી પુત્ત. ૨

સંભવ નામિહિં વાધઇ દિણુદિણુ,
પનર લક્ષ પૂરવ કુમરપ્પણિ રમલિ કરઇ નવરંગુ;
ચઉયાલીસ લાખ પ્રભુ પાલઇ,
રાજુ ભુજાબલિ અરિદલઇ, જાણે રુપિ અનંગુ. ૩

છાંડી રાજુ હણુઇ અરિ અંતર;
ચઉદ વરસ તપ તપઇ નિરંતર, પાછઇ કેવલનાણુ;
નિસુણઇં નરસુર અસુર સુરંગા,
નિસુણઇં હય–ગય–કરહ–કુરંગા, જિણવર કરઇં વખાણુ. ૪

તિણિ અવસરિ જઇ પાસઇં હોયત,
પાપપંક તઉ સઘલાં ધોયત, ભમત ન હુઉં સંસારે;

એ અવરત્તઓ હિવ મનિ વહિયઇ,
કર જોડી તઉં આગલિ કહિયઈ, પ્રભુ વીનવી અવધારો. ૫
વારિ દયાલૂ ચઉગતિ ફેરા,
તૂં વિણુ આહિ ન કુણુ હઈ અનેરા, હઉં ભાગઉ ભવવાસુ;
પીડચાં પ્રતિ પીહર ગોસામી,
પુણ્ય વસઇં પરમેસર પામી, પૂરિ અમ્હારી આસા. ૬
સાઠિ લક્ષ પૂરવ જેહ જીવીય;
કણુયકંતિ ઝલકઇં જિમ દીવીય, લંછણિ તુરગિ વિસાલ;
ત્રિમુખ દેવ દેવી દુરિતારી,
શાસણિ સાર કરઇજ સંસારી, કરઇ મંગલમાલ. ૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી સંભવનાથ વિનતી.

## વિવરણ

ત્રીજા તીર્થંકર શ્રી સંભવનાથ વિશેની આ વિનતીમાં કવિ કહે છે: અમારી બુદ્ધિને હૃદયમાં ધારણ કરી પ્રત્યેક દિવસે ઊગતા સૂર્યે ત્રીજા તીર્થંકર પ્રભુનું સ્મરણ કરીએ. જે સંભવનાથ જિનેશ્વરને પૂજે છે તેને મનવાંછિત સંપત્તિ પ્રાપ્ત થાય છે અને તેનાં સંકટ પણ દૂર નાસી જાય છે.

સાતમા ગ્રૈવયકનાં ઉત્તમ વિમાનમાં ઓગણત્રીસ પ્રમાણ સાગરોપમનું આયુષ્ય પૂર્ણ કરી પવિત્ર એવી શ્રાવસ્તી નગરીમાં અવતરીને રાજા જિતશત્રુ અને સેના રાણીના પુત્ર તરીકે શ્રી સંભવનાથ પ્રભુએ તેમના વંશને અલંકૃત કર્યો.

સંભવનાથ દિવસે દિવસે વૃદ્ધિ પામે છે. અનુક્રમે પંદર લાખ પૂર્વ કુમારપણામાં વિવિધ ક્રીડાઓ કરતાં કરતાં પસાર કર્યા. ચુમ્માલીસ લાખ પૂર્વ વર્ષ સુધી પ્રભુએ રાજ્યનું પાલન કર્યું. સૌંદર્યથી જાણે કામદેવ ન હોય એવા પ્રભુ બાહુબળથી શત્રુઓનો નાશ કરે છે.

ત્યારપછી સત્તાનો ત્યાગ કરીને તેઓ આંતરશત્રુને હણે છે.

ચૌદ વર્ષ સુધી નિરંતર તપ તપે છે અને કેવળજ્ઞાન મેળવે છે. શ્રી જિનેશ્વર પ્રભુ દેશના આપે છે. નર, સુર, અસુર ઉપરાંત ઘોડા, હાથી, ઊંટ, હરણો વગેરે પણ તેઓની દેશના સાંભળે છે.

તે અવસરે જો પ્રભુની પાસે હું હોત તો મેં સઘળાં પાપ-પંકને ધોઈ નાખ્યાં હોત, અને આ સંસારમાં ન ભમત. આ પશ્ચાત્તાપને તો મનમાં જ વહન કરું છું. કર જોડીને વિનયપૂર્વક કહું છું કે હે પ્રભુ! મારી આ વિનતીનો સ્વીકાર કરો.

હે દયાળુ પ્રભુ! આપના વિના આ કાર્ય બીજા કોઈ કરી શકતા નથી. મારા ચાર ગતિના ફેરાને હવે નિવારો કે જેથી હું ભવવાસને ભાંગું. હે સ્વામી! આપ પીડિતોની પીડાને હરનારા છો. પુણ્યવશથી અમને પ્રાપ્ત થયેલા હે પરમેશ્વર! અમારી આશાને પૂર્ણ કરો.

સાઠ લાખ પૂર્વ વર્ષનું એમનું આયુષ્ય હતું. દીપક સમાન એમની સુવર્ણમય કાન્તિ ઝળહળે છે. એમનું લંછન વિશાળ ઘોડો છે. એમના યક્ષ ત્રિમુખ અને યક્ષિણી દુરિતારિ છે. જિનશાસનની સારસંભાળ કરો. અને સંસારી જીવોનું આનંદમંગળ કરો”

શ્રી સંભવનાથ ભગવાન વિશેની આ લઘુ રચનામાં કવિએ એમના જીવનની માહિતી—પૂર્વનો દેવનો ભવ, માતાપિતા, આયુષ્ય, કુમારાવસ્થા, રાજ્યકાળ, દીક્ષા, સાધનાકાળ, એમનાં યક્ષ-યક્ષિણી, લાંછન ઇત્યાદિ વિશેની માહિતી સંક્ષેપમાં વણી લીધી છે અને પોતાનો ઉદ્ધાર કરવા માટે પ્રાર્થના કરી છે.

° ° °

## (૩૩) શ્રી જીરાઉલ્લા વિનતી

જુહારિ જીરાઉલિ પાર્શ્વનાથ, તઇં દેવ સંખીસર અછઇ સનાથ,
સેરીસકેતૂ મહિમા અપાર, ચારુપ તૂં રૂપ લહું ન પાર. ૧
તઉં થાંભણુઇ થાવર સિદ્ધિ ઠાણું, જાલઉરિ જોગીસર તઇં વખાણુઉં;
અજાહુરે શ્રીપુરિ અંતરિક્ષ, મહેંદ્રની સા ત્રય દેવ રક્ષ. ૨

શ્રી પર્વતે શ્રી કલિકુંડ વંદઇ, તદેઇ વિજેતે ચિરકાલુ નાંદઈ;
વાણારસી તઉં મથુરાહિ છત્ર, કરહેટકે પાસ નમઇં પવિત્ર. ૩
નાગદ્રહે સામિય નામિ ગામિ, ઉજ્જેણુ લીંબોડઇ પાસ સામિ;
તઉં ઉપલોટઇ જિણુહા વિહારિ, તઉં સામલઉ પાલ્હ વિહારતારિ. ૪
તઉં સિંધુ દેસે વલહીપુરમ્મિ, પંચાસરે પંથા વાહિગમિ;
આરાસણે લોડણુ તઉં ડભોઈ, તંબાહરી વાલવણુમ્મિ જોઈ. ૫
સમી ફલઉધી હથિણાઉરમ્મિ, ટીમાણુકે પાલિયતાણુ ગમ્મિ;
ત્રંબાવતી તે જલમંગલાહિ પુરે, પ્રભાવાકર પાસચંદ્ર. ૬
તે તઉં જગન્નાથ જગિ પ્રભાવ, તૂં માહિતે તઉં સગલૂસભાવુ;
જં તુજ્ઝ દેવાતન એકુ જાગઇ, તૂં પાસિ તઉ લોકુ સમૃદ્ધિ માગઇ. ૭
ભલઉં સહૂ ભૂતલમાહિ દીઠઉં, એલ્હી ન જીરાઉલિ કંપિ મીઠઉ;
જિહાં અચ્છઇ પાસુ જિણિંદ સામી, પીડચા તણુઉં પીહર સિદ્ધિગામી. ૮
તાં દુખ દૌર્ભાગ્ય દરિદ્ર રોગુ, તાં સોગ-સંતાપુ જરા વિજોગુ;
તાં ભીડ પીડકુ જન પાપ રાસિ, ન જાઉ જીરાઉલિ પાપ પાસિ. ૯
ભમી ભમી જઈ ભવ માહિ ભાગઉ, આવી તુમ્હારઈ હિવ પાય લાગઉ;
દયા કરી શાંતિ સમૃદ્ધિ દાખઉ, વલી વલી તઇં મુઝ ફેરુ રાખઉ. ૧૦

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી જિરાઉલ્લા વિનતી.

### વિવરણ

જીરાવલા પાર્શ્વનાથ ભગવાનનું તીર્થ આબુ–સિરોહી પાસે રાજસ્થાનમાં આવેલું છે. તેનો મહિમા આજે પણ ઘણો મોટો છે. એની યાત્રા પ્રસંગે કવિ લખે છે:

"હું શ્રી જિરાવલા પાર્શ્વનાથનાં દર્શન-વંદન કરું છું. હે પાર્શ્વનાથ પ્રભુ! તમારા વડે શંખેશ્વર તીર્થ સનાથ છે; સેરિસા ગામમાં આપનો મહિમા અપાર છે. અને ચારુપમાં આપના સૌંદર્યનો કોઈ પાર નથી.

સ્થિર સિદ્ધિને આપનારા એવા આપ સ્થંભન તીર્થ(ખંભાત)-માં બિરાજો છો. હે જોગીશ્વર ! જાલોરમાં બિરાજેલા એવા આપની હું સ્તુતિ કરું છું. ઇન્દ્ર વડે પ્રતિષ્ઠિત અજાહરા, શ્રીપુર અને અંતરિક્ષમાં બિરાજેલા આપ અમારી રક્ષા કરો.

શ્રીપર્વત ઉપર શ્રી કલિકુંડ પાર્શ્વનાથ પ્રભુને વંદન કરું છું. અને વિજેતમાં રહેલા શ્રી પાર્શ્વનાથ પ્રભુને પણ હું ચિરકાળ વંદન કરું છું. પવિત્ર એવી વારાણસી નગરીમાં, મથુરામાં, અહિછત્રામાં તથા કરહેટક ગામમાં રહેલા પાર્શ્વનાથ પ્રભુને હું નમું છું.

સમી, ફલોધિ, હસ્તિનાપુર, ત્રિમાણક, પાલિતાણા, ત્રંબાવતી, તેજલપુર, મંગલપુર વગેરે તીર્થોમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનો પ્રભાવ અનેરો છે.

નાગદ્રહ ગામમાં, ઉજ્જૈનીમાં, લીંબોડીમાં, તથા ઉપલેટામાં, પાર્શ્વનાથ સ્વામી જિનચૈત્યોમાં બિરાજે છે. હે શ્યામળા પાર્શ્વનાથ પ્રભુ ! ત્યાં વિચરનારાઓનુ તમે રક્ષણ કરો છો.

સિંધુદેશ, વલ્લભીપુર, પંચાસરા, વાડિગ, આરાસણ, લોઢણ, ડભોઈ, ત્રંબાવતી, બાલવણ આદિ ગામોમાં આપનાં મેં દર્શન કર્યાં છે. હે જગતનાથ ! જગતમાં જેટલો પ્રભાવ છે તેટલો પ્રભાવ તમારા એકમાં જ છે. આપ હાજરાહજૂર છો. જેથી લોકો આપની પાસેથી સમૃદ્ધિની યાચના કરે છે.

પૃથ્વીતલ પર ભલે બધા પ્રભુને જોયા છતાં પણ જીરાવલાને છોડીને બીજે કયાંય પણ મીઠાશ નથી. પીડિતોની પીડાને હરનારા જ્યાં આપ પાર્શ્વજિન છો ત્યાં લોકો સિદ્ધિગામી બને છે.

ત્યાંસુધી જ દુઃખ, દૌર્ભાગ્ય, દરિદ્રતા, રોગ, શોક, સંતાપ, જરા, વિયોગ, વિપત્તિ, પીડા આવે છે અને લોકોમાં પાપરાશિ રહે છે કે જ્યાંસુધી જીરાવલા પાર્શ્વપ્રભુનાં દર્શન કર્યાં નથી.

ભમીભમીને મારી ભવભ્રમણા હજુ ભાંગી નથી, જેથી હવે આપની પાસે આવીને પગે લાગું છું. દયા કરીને હે પ્રભુ ! આપ

શાંતિ અને સમૃદ્ધિનો માર્ગ દેખાડો અને મને આપનાથી અભિન્ન બનાવો.”

આ વિનતીમાં કવિએ આરંભમાં શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં સુપ્રસિદ્ધ અને મહિમાવંત ગણાતાં તીર્થોનો નિર્દેશ કર્યો છે અને ત્યારપછી જીરાવલા ભગવાનનો મહિમા ગાયો છે. કવિની પ્રાસાનુપ્રાસયુક્ત વાણી દ્રુતગતિથી લયબદ્ધ વહે છે અને એના પ્રવાહમાં આપણને આકર્ષી જાય છે.

o o o

## (૩૪) શ્રી નેમિનાથ વિનતી

હવુ માઇ ન હીયડઇ કિમઇ, મુજ મનઉં ગિરિનરિ ઘણુઉં રમઇ;
લઠહુ લોચનુ નેમિ નમસ્કારઉં, જિમ ન ચઉગઇ માહિ વળી ફિરઉં. ૧

સહજિ સોહગસુન્દર સામલઉ, કુસુમબાણુ તણુઇ કુલિ આમલઉં;
સુમંઝ દીઠઉ ઠાકુર આમલઉ, નહીય કો મુઝ તુહવ પાપનઉ. ૨

કરીઉ કુંડિ સનાનુ ગયંદમઇ, ભરીય ભાવિ ભૃંગાર સુવણ્ણમઇ;
ન્હવણુ નેમિ જિનેશ્વર રહઈં કરી, શિવવધૂહ વસઈં વરમઈં વરી. ૩

સઘણુ સૂકડિ કુંકુમ કેવડી, બકુલ ચંપક વઉલિ નિમાલડી;
કુસુમબાલ વિસાલ રમાઉલી, કરીય પૂજ હુઈ મનસું રલી. ૪

દઇ ન લીલવિલાસ સકઇ કલા, કરઉં સેવ જિસઇં તુઝ સામલા;
અલજયઉં ભવભંજણુ ભામણા, કરસિ તૂ નિત નેત્ર સોહામણા. ૫

તુઝ સમઉ જગિ ચોર ન કોહઉ, ભવિકના મન ચોરીનઇ રહિઉ;
કહિ કિસિઉં કરિસિઇ કુડી બાપુડી, મઝ મનુ ગિરનારિ રહિઉં ચડી. ૬

એક સુડુંગરડઉ રલીયા મનઉ, અનઇ તું જગદીસ સુહામનઉ;
અમૃત્તમઇ તુઝ નેત્ર નિહાલીયઇ, ભવતણાં સવિ સંકટ ટાલીયઈ. ૭

ગહગહિઇં ગિરિ કિન્નર-કિન્નરી, રિસહ રાસ રમઇં સુરસુંદરી;
સુર કરઇ નિતુ નાટક ભાવના, ગુણુ થુણુઇં પરમેસરુ નેમિના. ૮

નમનિ ચંદનિ નંદનિ રઇ કરઇં, મન મનોહર સૌખ્ય ન સંભરઇ;
ઇમ કિમઈ મુઝ તઇં મનુ મોહીઉં, જિમ તુઝઇ જિ કન્હઇ સવિ હીરહિઉં. ૯
વિષય વઇરી નઉ મહુ મિઉગલી, જિસઉ આવઇં પાસિ નમૂ વલી,
મયણમલ્લ તણઉં મુઝ ભઉ કિસિઉ, નિતુ જિનેસરને પગિહુ વસિઉ. ૧૦
દેવી સિવાનંદણુ નેમિનાથ, રાજીમતી વલ્લભ વિશ્વનાથ;
માંગઉ નહી શ્રાસુ ન સિદ્ધિવાસ, સું દેવ દેજે નિય પાય વાસુ. ૧૧

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી નેમિનાથ વિનતી.

વિવરણ

ગિરનાર પર્વત ઉપર બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ ભગવાન નિર્વાણ પામ્યા હતા. એથી એ તીર્થ ઉપર નેમિનાથ ભગવાનનું ભવ્ય જિનાલય છે. એ તીર્થની યાત્રાના પ્રસંગે કવિશ્રી નેમિનાથ પ્રભુને વિનંતી કરતાં કહે છે :

"ક્રમે કરીને મારા હૈયામાં હર્ષ સમાતો નથી. મારું મનડું શ્રી ગિરનાર પર્વત ઉપર રમી રહ્યું ને ચાર ગતિમાં ફરી ન ભમું તે માટે મારાં નયનો શ્રી નેમિનાથ પ્રભુને નમસ્કાર કરવા તલસી રહ્યાં છે.

હે સ્વામી ! આપ સ્વભાવથી જ શ્યામલ, સુભગ અને સુંદર છો. તેથી જાણે આપના સૌંદર્યથી આકર્ષાઈને કામદેવ આપના કુળમાં આવ્યો. સુમતિ અને નિર્મલ એવા હે પ્રભુ ! આપનાં મને દર્શન થયાં. મારાં પાપને દૂર કરનારા આપના જેવા બીજા કોઈ નથી.

ભવ્યજીવો ગજેન્દ્રમદ નામના કુંડમાં સ્નાન કરીને, સુવર્ણમય ઝારી ભરીને નેમિજિનને સ્નાન કરાવીને કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શિવવધૂ પાસે વસે છે.

ઘસેલું સુખડ, કુંકુમ, કેવડો, બકુલ, ચંપક; વેઉલ, માલતી આદિની સુંદર મોટી પુષ્પમાળા બનાવીને પ્રભુની પૂજા કરીને મનમાં આનંદ થયો.

લીલાવિલાસ કે કલા કાંઈ હું કરી શકતો નથી, કારણ કે મારી પાસે તે કાંઈ નથી. હે ભવભંજન ! આપ મારા પ્રત્યે કૃપા-દૃષ્ટિ રાખો જેથી હું ભવભ્રમણોને જીતી શકું.

હે પ્રભુ ! તમે ભવિકજનોના ચિત્તને ચોરી રહ્યા છો, જેથી જગતમાં તમારા સમાન અન્ય કોઈ ચોર નથી. પણ એ બિચારા મારા ચિત્તને તમે કેવી રીતે ચોરશો ? કારણ કે મારું ચિત્ત તો અત્યારે ગિરનાર ચઢવામાં જ લાગેલું છે.

એક તો રળિયામણો સુંદર પર્વત છે અને બીજી બાજુ આપ સોહામણા છો. અમૃતમય આપનાં નેત્રને જોઈને ભવસંબંધી બધા સંકટોને દૂર કરી દઈએ.

એ ગિરિ ઉપર કિન્નર અને કિન્નરીઓ આનંદમગ્ન થાય છે. રિસહ (ઋષભ) સ્વરમાં સુરસુંદરીઓ રાસ રમે છે. દેવતાઓ નિત્ય ભાવના અને નાટક કરે છે અને પરમેશ્વર નેમિનાથના ગુણોને સ્તવે છે.

નંદનવનનાં ચંદનોદ્યાનમાં પણ મારું મન આનંદ પામતું નથી. મનોહર સુખને પણ મારું મન સંભારતું નથી. તમે આ રીતે મારા મનને કેમ મોહિત કર્યું છે ? કે જેથી મારું મન હંમેશાં આપની પાસે જ રહેવા લાગ્યું છે. બીજે તે જતું નથી

નિત્ય જિનેશ્વરનાં ચરણોમાં વસવાથી મદનરૂપી મલ્લનો પણ મને ભય ક્યાંથી ? વળી વિષયરૂપી વૈરીઓ પણ પાસે આવતાં કોમળ બની જાય છે અને નમે છે.

હે શિવાદેવીના નંદન ! નેમિનાથ પ્રભુ ! રાજિમતીના સ્વામી વિશ્વનાથ ! આપની પાસે હું ખાવાનું પણ કાંઈ માંગતો નથી અને અત્યારે સિદ્ધિવાસને પણ માંગતો નથી. હે દેવ ! મને નિત્ય આપનાં ચરણોની પાસે વાસ આપજો એટલું અત્યારે માંગું છું."

આ વિનતી કવિ એજારો ગિરનાર પર્વત પર ચડતાં ચડતાં

લખી હોય એવું જણાય છે, કારણ કે કવિ લખે છે કે "મુઝ મનુ ગિરનાર રહિઉ ચડી"....કવિ સરસ કલ્પના કરીને નેમિનાથ પ્રભુને કહે છે કે તમે બધાના ચિત્તને ચોરનારા છો, પરંતુ મારા ચિત્તને ચોરી નહિ શકો, કારણકે એ બિચારું ગિરનાર ચડવામાં મગ્ન છે.' પરંતુ એમ કહીને કવિએ આડકતરી રીતે સૂચિત કરી દીધું છે કે મારું ચિત્ત ગિરનારના આરોહણ દ્વારા નેમિનાથ ભગવાનમાં જ મગ્ન છે.

કવિએ આ રચનામાં ગિરનારના વર્ણન સાથે ત્યાંના પવિત્ર વાતાવરણને પણ સચોટ શબ્દો દ્વારા ઉપસાવ્યું છે.

° ° °

## (૩૫) શ્રી આદિનાથ વિનતી

કઇય આબુય ડૂંગરિ જાઈસિઉં, રિસહ–નેમિ તણા ગુણ ગાઇસિઉ;
નમિય સામિય નિમ્મલિ ભાવિસિઉં,
પુણ્ય તણી સુણિનાં અમ્હિ આવિસિઉં. ૧

વઉલ વેઉલ ચંપક માલતી, મહમહઇં ફૂલ ફૂલિ વનસ્પતી;
અમરસાલ તણી તુલના લહી, જિન બિન્હઇં તીહં માહિ રહ્યા સહી. ૨

કનક કાંતિ કલઇ રિસહેસરો, તિણિ ગુણિ પ્રભુ સોહગ સુંદરો;
જલદ જામલિયદેવ સામલઉ, ભવિક કેકિય આસભલુ વઉ. ૩

રિસહ લંચ્છનિ ધોરિય ઉલ્લસઈ, સુભવપંકિ કલ્યા જણ તારિસિઈ;
અવરસંખધરઇ રુલિયામણઉ, દેવનિ કરી સિવપંથિ સુહામણઉ. ૪

રિસહિ રાજ્યકલા ધુરિ આદરી, અવરિમૂલ લગઈ સનિરાકરી,
બિહુ બિમ્હઈ તિમ વાહિય વાટડી, તિહાં પડઇ જિમ કોઇ ન આખુડી. ૫

રિસહુ થપ્પિઉ જેણ સુનિર્મલો, વિમલનામુ બહઇ ગુણિ ઉજ્જલો,
ઠવિઉ નેમિ જિણિઇં જગ વલ્લહઉ, પરમ તેજિહિં તેજલુ તે કહઉ. ૬

ધનિઉ સેત્રુજિ શ્રી રિસહેસરો, ધનિઉ રેવતિ નેમિ જિણેસરો,
બિન્હઈ તીરથનાથ ઇહાં મિલિયા, અમ્હ મનોરથ આજુ સવે ફલિયા. ૭

સુગુરુ સાધિય વિણુ ઘણું ભમિયા, વિષમ વાટ કિહાંઇં ન વિસમિયા,
વસઇં જે જિનમંદિરિ સીયલઈ, બિહુ પરે તીહ તાપુ સહી ટલઇ. ૮
સકલ જાણુઈ તૂ ગુણુકેવલી, કિમે અમ્હાસિવ બોલઇં તે વલી,
ઇણિ પરિઇં જગદીશ્વરુ ધ્યાઇયઇ, સ્તવન નઇં મસિ ઉલગ લાઇઇ. ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી આદિનાથ વિનતી.

વિવરણ

આબુ પર્વત ઉપર વિમલમંત્રીએ અને વસ્તુપાલ-તેજપાલે બંધાવેલાં સુપ્રસિદ્ધ દેલવાડાનાં દહેરાં છે. એ તીર્થયાત્રાના પ્રસંગે તીર્થનો મહિમા વર્ણવતાં અને પોતાની અનુભૂતિ વ્યક્ત કરતાં કવિ કહે છે:

"ક્યારે આબુ પર્વત ઉપર જઈશું અને ઋષભદેવ તથા નેમિનાથ ભગવાનના ગુણોને ગાઈશું ? નિર્મલ ભાવોની સાથે સ્વામીને નમસ્કાર કરીશું. પુણ્યનો વિસ્તાર કરવા અમે ત્યાં આવીશું. અર્થાત્ ગુણવાનો જે પુણ્ય મેળવે છે તે મેળવવા અમે આવીશું.

બકુલની વેલડીઓ, ચંપક અને માલતી વગેરે વનસ્પતિ મઘમઘે છે અને કલ્પવૃક્ષની તુલનાને ધારણ કરે છે. બન્ને જિનેશ્વર જાણે સાક્ષાત બિરાજમાન છે.

સુવર્ણ કાંતિવાળા શ્રી ઋષભજિન શોભી રહ્યા છે. ત્રણ ગુણથી પ્રભુ મનોહર શોભાયુક્ત હતા. વાદળાં સમાન જામલી રંગના નેમનાથ પ્રભુ શોભે છે. તેઓ ભવિકજનરૂપી મોરની આશાને પૂર્ણ કરનારા છે. શ્રી ઋષભદેવ બળદના લાંછનથી શોભે છે, જાણે ભવરૂપી દવમાં ફસાયેલા જીવોને તારશે. બીજા શ્રી શામળાપ્રભુ શ્રી નેમિનાથ રળિયામણા શંખના લંછનને ધારણ કરે છે, જાણે સોહામણા શિવ-માર્ગે જવા માટે ધ્વનિ કરે છે.

શ્રી ઋષભદેવ પ્રભુએ રાજ્યકળાની ધુરા સ્વીકારી હતી. જ્યારે શ્રી નેમિનાથ પ્રભુ તો પ્રથમથી જ રાજ્યનો ત્યાગ કરી, સંયમ-

માર્ગે જોડાયા હતા. આ બન્ને જિનેશ્વર સંયમરૂપી વાટ ગ્રહણ કરીને ત્યાં પહોંચે છે કે જયાંથી કોઈને પણ પાછા ફરવાનુ નથી.

ઘણા ગુણોથી ઉજ્જવળ એવા વિમલશા નામના મંત્રીએ સુનિર્મલ એવા શ્રી ઋષભદેવની સ્થાપના કરી હતી. જગવલ્લભ એવા શ્રી નેમિજિનને પરમ તેજ વડે જેમણે સ્થાપ્યા તે તેજપાલ હતો. શ્રી શત્રુંજયના ધણી શ્રી ઋષભદેવ પ્રભુ અને રેવંતગિરિના ધણી શ્રી નેમિ જિનેશ્વર એમ બન્ને તીર્થના નાથ આબુ પર્વત ઉપર એકસાથે અહીં મળ્યા છે, તેથી અમારા મનોરથો આજે સર્વ રીતે ફળ્યા છે.

સદ્‌ગુરુને પામ્યા વિના (સાથી કે ભોમિયા વિના) ડુંગરમાં અમે ઘણું ઘણું ભમ્યા. વિષમ વાટમાં કયાંય પણ વિસામો ન ન મળ્યો. શીતલ એવા જિનમંદિરમાં જે વસે છે તેના તનના અને મનના બન્ને પ્રકારના તાપ ટળી જાય છે.

હે નાથ! સકલ ગુણને જાણનારા ગુણકેવલી છો, છતાં પણ આપ પૂજ્ય અમારી સાથે કેમ બોલતા નથી? વળી આપની સ્તુતિના નિમિત્તે હું ઉલ્લાસ લાવીને આપનું ધ્યાન ધરું છું."

આ રચના કવિએ આબુની તીર્થયાત્રાના સ્વાનુભવ પછી કરી છે. એટલે જ કવિ જિનમંદિરમાં પહોંચતાં પર્વતની વિષમ વાટ ચડવાનો થાક ઊતર્યાનો આનંદ વ્યક્ત કરે છે.

કવિએ આ કાવ્યમાં આબુતીર્થનો ઐતિહાસિક મહિમા પણ વર્ણવ્યો છે.

° ° °

## (૩૬) શ્રી ચુવીસ જિણવર ચઉપઈ

નાભિનરેસરુ નન્દનુ નાહુ, ફેડઈ સામી ભવ દાહુ;
રિસહ જિણેસર પહિલઉં નમઉં, મોહ મહાભડુ લીલઇં દમઉ ૧

બીજઉ અજિય જિણેસરું દેઉ, જિણિ મય રંગિ સંજમુ લેઉ;
મોડી મદ-નુમહીપતિમાણુ, પામિઉં સ્વામી કેવલનાણુ. ૨

ત્રીજુ સંભવ સામિ જુહારિ, સુહિયાં માનવભવ મનહારિ;
મોટઉ મહિમા જસ જગમાહિ, ફેડઇ વઇર મહાભય વાહિ. ૩
ચઉથઉ અભિનંદણુ જિનરાઉ, સેવિઉ ભાંજઈ ભવભડવાઉ;
મોખતણી જિણિ પ્રકટી વાટ, લોપ્યા કમ્મં તણા આઘાટ. ૪
પંચમુ જિનપતિ સુમતિ નિહાલિ, પય પ્રણમી ભવ સંકટ ટાલિ;
જીહનઇ કમ્મં નિકાચિત ઘણાં, તે નવિ સેવઈં પગ પ્રભુ તણાં. ૫
છટ્ઠઉ છઈલમાહિ મૂલગઉ, જિનવરુ પદ્મપ્રભુ ઓલગ્ગઉ,
છાંડી હાથ તણુઉં હથિયારુ, જિણિ કિઉ કમ્મં તણુઉ સંહારુ. ૬
સમરઉ પ્રભુ સાતમઉ સુપાસુ, જિણિ મેલ્હી ભવચારક વાસુ,
કેવલ કરતલિ કરી સિવનગરી વાસિવા આદરી. ૭
ચંદ્ર સરિખઉ જેહનઉં ભાલુ, ચંદ્રપ્રભુ પ્રણમઉં ચિરકાલુ,
આઠઇ મદ આઠમઉ જિણિંદુ, તિમ ફેડઇ જિમ તિમિર દિણિંદુ. ૮
નવમઉ નિતુ નિતુ નવ નવ રંગિ, પરમેસરુ પૂજઉ નવ અંગિ,
સુવિધિ પ્રસિદ્ધઉ ગુણિ અભિરામુ, પુષ્પદંત પુણુ બીજઉં નામુ. ૯
દસમઉ દરિસણિ દીઠઇં દેઉ, દુહ દંદોલિણ આણુઈ છેહુ,
સીતલુ સહજિઈં સુખ દાતારુ, સિવરમણી કીધઉ હંસુ. ૧૦
અગ્યારમઉ ગુણ અગુણિત ધરઈ, જે પ્રણમઇં તે ભવ ઉતરઇ. ૧૧
બારસમઉ જિણુ બહુ બલવંતુ, આઠ કમ્મં આણુઇ અંતુ,
વાસુપૂજ્ય વાસવિ પૂજિયઉ, કેવલ સિરિસિઉં સિવપુરિ ગઉ. ૧૨
મનિ સુહિયાં ભવુ વાતે ગમઉ, જિનમઇં વિમલનાથ તેરમઉ,
સિદ્ધિ વધૂસિઉં નર તે રમઉ, જે પુણુ ન નમઇં તે તે રમઉ. ૧૩
ચઉદસ મઉ ચિહુદિસિ જાણિયઇ, અનંતનાહુ નિયમણિ આણિયઈ,
ચઉપટ મલ જિણિ ચરડ પ્રચંડ, મનમથ વીરુ કિયઉ શતખંડ. ૧૪
પનરસ મઉ પ્રભુ પૂરઇ આસુ, તરતર ત્રોડઇ પાતક પાસુ,
સધર ધુરંધર જિણવરુ ધમ્મું, નિતુ બોલઇ બિહુ ભેદે ધમ્મું. ૧૫

સોલસમઉ સ્વામી સિરિસંતિ, ભાંજઇ ભવિક તણી ભવિભ્રંતિ,
ગભિં થકઇં કુરુમંડલ તણી, મારિ નિવારી જિણુ અતિ ઘણી. ૧૬
સતરસમઉ સુણિયઇ જિણુ કુંથુ, પ્રકટ કિયઉ જિણિ સિવપુર પંથુ,
ગિરિવર તઉ ગુરુઆ ગુણુ જાસુ, દિનકર અધિકઉ જ્ઞાન પ્રકાસુ. ૧૭
અઢારમઉ અઢલક દાતારુ, અરુ જિણુતિશયિ સહજિ સુફારુ,
મેલ્હીયરાજ તણૂ ઊપભોગ, જિણુ આદરિય સંયમ યોગુ. ૧૮
અગણિત ગુણુ તણુઉઇ ગુણી, સમઉ મલ્લિનાથ મન રંગિઇ નમઉ,
પરમારથિ જસુ જગહ વિદુતુ, બાલકાલ લગ લાગઉ ચીતુ. ૧૯
મુનિસુવ્રત જિણુવર વીસણુઉ, પૂજી ભવભિંતરિ મન ભમઉ,
પ્રતિબોધી અતિ તરલ તુરંગ, જિનમતિ જીણિ રહાવિઉ રંગુ. ૨૦
એકવીસમઉ એકહી વાર નમિ, જિતુ જિનમઈં ગુણુ ભંડારુ,
ભવપંજરુ ભાંજી તે વીર, સિવસુખ સાધઇ સાહસ ધીર. ૨૧
બાવીસમઉ જિણેસરુ નેમિ, ઉતરિયઉ ભવસાયર ખેમિ,
પસુ કારિણિ જિણિ ત્યજી કુઆરિ, નવ ભવ-નેહ નિબદ્ધી નારિ. ૨૨
જિણિ દિણિ દીસઇ દાનવ રાહુ, સુરવર કોઈ ન સારઈ કાહુ,
ત્રેવીસમઉ જિણેસરુ પાસ, તિણિ દિણિ ભુયણિ રહાવઇ વાસુ. ૨૩
સકલુ સબલુ સિદ્ધત્થ નરિંદુ, વસુકુલ નહિયલ અમલદિણિંદુ,
ચુવીસમઉ જિણેસરુ દેઉ, વીરસમારુઉ અમ્હ ભવ ભેઉ. ૨૪
સાવધાન જે માનવ હુઈ, ચુઉવીસઈ જિણુવર ચઉપઈ,
પઢઈ પઢાવઈ નિર્મલ ધ્યાન, તીહ ઘરિ વિલસઈ નવઈ નિધાનુ. ૨૫

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા ચુવીસ જિણુવર (વિનતી)ચઉપઇ.

### વિવરણ

આ વિનતીમાં કવિએ ચોવીસ તીર્થંકરોની સ્તુતિ કરી છે. કવિ કહે છે :

"નાભિરાજાના પુત્ર, જેમણે ભવરૂપી દાવાનલના દાહનો નાશ

કર્યો છે, વળી મોહરૂપી મહાસુભટનું સહેલાઈથી દમન કર્યું છે એવા પ્રથમ જિનેશ્વર શ્રી ઋષભદેવપ્રભુને હું નમસ્કાર કરું છું.

બીજા શ્રી અજિતનાથ જિનેશ્વરદેવ કે જેઓ પોતાના જીવનમાંથી મદનો નાશ કરીને કેવલજ્ઞાન પામ્યા હતા તેમની સેવામાં હું મારા ચિત્તને પરોવું છું.

જગતમાં જેમનો મહિમા મોટો છે એવા ત્રીજા શ્રી સંભવનાથ ભગવાનને અમે નમસ્કાર કરીને સુખી થઈએ છીએ અને માનવ-ભવને મનોહર બનાવીએ છીએ. વળી તેમની કૃપાથી વૈર, મહાભય અને વ્યાધિનો નાશ થાય છે.

ચોથા જિનેશ્વર શ્રી અભિનંદન જિનરાજને સેવતાં ભવરૂપી સુભટ ભાગી જાય છે. શ્રી અભિનંદન સ્વામીએ મોક્ષમાર્ગને પ્રકાશ્યો છે અને કર્મતણા સમૂહનો નાશ કર્યો છે.

પાંચમા જિનેશ્વર શ્રી સુમતિનાથ પ્રભુને નિહાળીને એમનાં ચરણોમાં નમસ્કાર કરીને ભવસંકટને ટાળીએ છીએ. જેઓનાં ઘણાં નિકાચિત અશુભ કર્મો છે તેઓને પ્રભુનાં ચરણોની સેવા કરવા મળતી નથી.

હાથ તણા હથિયારને છોડીને જેમણે કર્મોનો સંહાર કર્યો છે એવા છઠ્ઠા જિનેશ્વર શ્રી પદ્મપ્રભુ કે જેઓ મૂળથી કર્મનો સંહાર કરવામાં નિપુણ છે તેમનાં દર્શન કરીએ.

જેમણે ભવરૂપી કારાવાસનો ત્યાગ કર્યો છે, વળી જેમણે હાથમાં કેવલલક્ષ્મી મેળવીને શિવનગરીમાં વાસ કર્યો છે એવા સાતમા શ્રી સુપાર્શ્વનાથ પ્રભુનું સ્મરણ કરીએ.

જેમ સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ આઠમા જિનેશ્વરશ્રી ચંદ્રપ્રભુસ્વામીએ આઠ મદનો નાશ કર્યો છે. વળી જેમનું ભાલ ચંદ્રમા સમાન છે એવા શ્રી ચંદ્રપ્રભુ જિનને ભવોભવ સુધી પ્રણામ કરીશ.

જેમનું બીજું નામ પુષ્પદંત જિન છે એવા, ગુણોમાં જે સુંદર છે અને જેઓ શ્રી સુવિધિનાથ તરીકે પ્રખ્યાત છે એવા નવમા પ્રભુનું નિત્ય નવા નવા રંગોથી નવાંગી પૂજન કરું છું.

સહજ સુખના દાતાર, શિવરમણીના ભરતાર, દશમા શ્રી શીતલનાથ પ્રભુનાં દર્શન કરવાથી દુઃખની જંજાળનો અંત આવે છે. અગણિત ગુણોને ધારણ કરનારા, દેવતાઓ દ્વારા સેવિત એવા અગિયારમા શ્રી શ્રેયાંસજિનને જે સેવે છે તે ભવપાર ઊતરે છે.

બળવાન એવા શ્રી બારમા વાસુપૂજ્યસ્વામીએ આઠ કર્મોનો અંત આણ્યો છે. ઇન્દ્ર દ્વારા પૂજિત શ્રી વાસુપૂજ્ય ભગવાન કેવલલક્ષ્મી સાથે શિવપુરમાં ગયા.

સંસારસંબંધી વાતોમાં ભવને પસાર કર્યો છે જેમણે એવા તેરમા શ્રી વિમલનાથ ભગવાનને જે નમસ્કાર કરે છે તે નર સિદ્ધિવધૂની સાથે ક્રીડા કરે છે (અર્થાત્ મોક્ષ મેળવે છે). અને જે નમતો નથી તે ભવમાં રમે છે (અર્થાત્ ભવમાં ભટકે છે.)

ભયંકર ચોર એવા ચાર કષાયરૂપી મલ્લોને જેમણે ચોપટ કર્યા છે અને વીર એવા કામદેવને શતખંડ કર્યો છે, ચારે દિશામાં જે વિખ્યાત છે એવા ચૌદમા શ્રી અનંતનાથ પ્રભુને નિત્ય મનમાં લાવીએ.

પાપરૂપી પાશને જેમણે તડતડ તોડ્યો છે એવા ધર્મધુરંધર પંદરમા શ્રી ધર્મનાથ પ્રભુ સહુની આશા પૂરે છે. તેઓ હંમેશાં ધર્મના બે ભેદ (સર્વવિરતિ અને દેશવિરતિ) વર્ણવે છે.

પોતે જ્યારે માતાના ગર્ભમાં રહ્યા હતા ત્યારે કુરુમંડલમાં જે મારિ રોગ ફેલાયેલો હતો તેને જેમણે શાંત કર્યો હતો એવા સોળમા શ્રી શાંતિનાથ પ્રભુ ભાવિકોની ભવભ્રાંતિને ભાંગે છે.

જેમના ગુણો ગિરિસમાન મહાન છે અને જેમના જ્ઞાનનો પ્રકાશ સૂર્ય કરતાં પણ અધિક છે અને જેમણે શિવપુરનો માર્ગ

પ્રગટ કર્યો છે એવા સત્તરમા શ્રી કુંથુ જિન છે.

રાજ્ય સંબંધી ઉપભોગોને છોડીને જેમણે સંયમયોગને આદર્યો છે, વળી ચોત્રીસ અતિશયથી જેઓ યુક્ત છે એવા અઢારમા શ્રી અર જિન અઢળકના દાતાર છે.

જેમનું ચિત્ત બાલ્યકાળથી જ પરમાર્થવૃત્તિમાં લાગેલું હોવાને લીધે જગતમાં વિખ્યાત થયા હતા તથા જેમના બીજા અગણિત ગુણો હતા એવા શ્રી મલ્લિનાથ પ્રભુને મનમાં આનંદ લાવી હું નમસ્કાર કરું છું.

જેનું અત્યંત ચંચલ મન ભવની અંદર ભટકતું હતું એવા ઘોડાને પ્રતિબોધીને જેમણે જિનમતમાં સ્થાપિત કર્યો એવા વીસમા જિનવર શ્રી મુનિસુવ્રત પ્રભુને પૂજીએ.

ગુણના ભંડાર એવા એકવીસમા શ્રી નેમિનાથ પ્રભુને જે એક-વાર ભાવથી નમે છે તે ભવરૂપી પિંજરાને ભાંગે છે અને તે સાહસિક ધીર પુરુષ શિવસુખને મેળવે છે.

નવ નવ ભવોના સ્નેહથી બદ્ધ એવી રાજિમતી કુમારીનો જેમણે પશુઓના વધના કારણે ત્યાગ કર્યો અને ભવસાગરને કુશળતાથી પાર કર્યો એવા બાવીસમા જિનરાજ શ્રી નેમિનાથ પ્રભુ છે.

જે દિવસે દાનવ રાજા દેખાય છે ત્યારે કોઈ દેવો પણ તેમને અટકાવી શકતા નથી, પરંતુ ત્રેવીસમા શ્રી પાર્શ્વનાથ જિનેશ્વર તે દિવસે તેમને ભુવનમાં વાસ રખાવે છે.

કળાવાન અને બળવાન સિદ્ધાર્થરાજાનાં કુળરૂપી નભસ્થળમાં નિર્મળ સૂર્યરૂપી ચોવીસમા જિનેશ્વર શ્રી મહાવીર પ્રભુ ! અમારા બન્ને ભવ(આલોક અને પરલોક)ને સુધારો.

જે ભવ્યજીવો સાવધાન થઈને ચોવીસ જિનવરની ચોપાઈ ભણશે, ભણાવશે અને તેનું નિર્મળ ધ્યાન ધરશે તેમના ઘરે નવ નિધાન વિલસશે.

આ વિનતીને કવિએ અંતિમ કડીમાં ચોપાઈ તરીકે ઓળખાવી છે. સામાન્ય રીતે મધ્યકાલીન જૈન સાહિત્યમાં 'ચોપાઈ' પ્રકાર એવી કૃતિ માટે રૂઢ થયો છે કે જેમાં કોઈક કથાનકનું વર્ણન કરવામાં આવ્યું હોય. આ વિનતીમાં એવું કોઈ કથાનક નથી. પરંતુ તે ચોપાઈ છંદમાં લખાઈ હોવાથી કવિએ તેને ચોપાઈ તરીકે ઓળખાવી છે, જે યોગ્ય છે. આ કૃતિમાં પ્રત્યેક કડીમાં એક એક તીર્થંકરનો મહિમા વર્ણવ્યો છે. ચોવીસ કડીમાં એ રીતે અનુક્રમે ચોવીસ તીર્થંકરનો મહિમા વર્ણવીને અંતિમ કડીમાં કવિએ પોતાની આ ચોપાઈની ફલશ્રુતિ દર્શાવી છે. કવિની રચના પ્રાસબદ્ધ, અલંકાર-યુક્ત અને પ્રાસાદિક, ભાવવાહી પદાવલિથી યુક્ત છે.

° ° °

## (૩૭) શ્રી નેમિનાથ ક્રીડા ચઉપઈ

સમુદ્રવિજય સિવાદેવિ મલ્હારૂ, સ્વામી સોહગસુન્દર સારૂ;
કજ્જલ વણ્ણુ કરૂણા ધારૂ, નિશિદિનુ નમિસિઉ નેમિ કમારૂ. ૧

યાદવકુલિ જાયઉ જિણચંદુ, રમલિ કરંતુ નેમિ જિણિંદુ;
નાહ નિરક્ખિય નરસુરવૃંદુ, કિન્નર મનિ હૂઆ આનંદૂ. ૨

ધ્રુપદ

બાલપણા લગ બુદ્ધિનિધાન, જાનઇ મન પવન સંધાનુ;
નિપુણુ ન મૂકઇ નિમ્મલ ધ્યાન, મોહ મદન મહાભડ માનુ. ૩

સુરનઇ અસુર નમઈં નિતુ નેમિ, ખેચરણુ નિહાલઇ ખેમિ;
યાદવ જોતાં અતિ આનંદુ, બલિ ધૂણાવિઉ સિરૂ ગોવિંદુ. ૪

ધનુષ ચડાવી જિણિ સારંગુ. અલવેસરિ મનિ અણિઉ રંગુ;
કૃષ્ણ તણઈ જઇ આયુધ ભવનિ, પૂરિઉ સંખુ સુપૂરઇ પવનિ. ૫

મોહરવ સ્ફુંલેતુ વાદુ, દસ દિસિ પસરિઉ શંખહ નાદુ;
નાદુ રહિઉ તેજગિષા હરીયું, તીનાદિ પાડયાં પાહરી. ૬

ગઢમઢ ગાજઈં ભાજઈં કુંભ, થરથર કંપઈ નિશ્ચલ થંભ;
ધ્રસઈ પાલિ ધૂજઈં પ્રાકાર, પડઇ કાસીસાં વિણુ અંધારુ. ૭

તરુ ડોલઈ ત્રૂટઇ ગિરિ ઢોલ, શિશિવિણુ સાગર કરઇ કલ્લોલ;
જલચર થલચર ખેચર જાતિ, પુહતી માનઈં મરણુહ રાતિ. ૮

તે સવિ સુંકી ચુણિનઇ ચારિ, લુકી રહિયા જલથલ આધારિ;
રાય રાણા ખૂટી પારસી, ગ્યાં ગયવર મૂંકી સારસી. ૯

ત્રોડઈ બંધુ તુરંગ ઉચ્છલી, ભાજઇં રથરથિસિઉં આફલી;
રડઇં કૂડઇં બાલક ઘરબારિ, પ્રિયકરી સારવ વઇં ઇમ નારિ. ૧૦

કંપઇ સભાં સિહાસણુ પીઠ, રઢતઉ રહિઉ રમાપતિ નીઠ;
નયરિ કુલાહલ હુયઉ અનંતુ, ચમકિઉ હિયઇ રૂકમણિ કંતુ. ૧૧

શંખનાદુ ક્ષણિ ખૂટઉ જામ, તેવા હરી પહૂંતા તામ;
તં વીનવઇ સવે મનમેલિ, નરવરએ નેમીસર કેલિ. ૧૨

આવિઉ નેમિ કરંતઉ રમલિ, કૃષ્ણ ભણઇ સાહી કરકમલિ;
સામલવન્ના ગુણિ તીપંખુ, તઇ જે હિવડાં પૂરિઉ શંખુ. ૧૩

તેહનુ નાદ ન માહરઇ પાડિ, બાંધવ ભુજબલ હિવ દેખાડિ;
તીણિ વયણિ નેમીસરિ હસિઉં, બોલઇ કૃષ્ણિ ભણિઉં એ કિસિઉં ૧૪

એ ગુણસાગર એ ગુણવંત એ લીલાપતિ લક્ષણવંત;
એ નવજુવ્વણુ ભરિ તવરંગ, એ દણેસરૂ દસ ધણુ તુંગ. ૧૫

સાવસલૂણા ગજગતિ ગામિ, એ પહુતા રેવયગિરિ રામિ;
તિહાં મનોહરુ તરૂ સહકારૂ, કોકિલિ કુણુસ તણાં કુલકાર. ૧૬

વડ જાડ નિબિડ નવી નારંગિ, રાયણિ રમણિ રમાડઇં રંગિ;
જિણિ સિરિ તુલહ–લહઇ અશોક; વેઉલ બકુલ તણી વનિ રોક. ૧૭

રૂયડા રાતે કુસુમિ પલાસ, કેલિહ કરઇં વર તરૂણિ વિલાસ;
પીપલ પલ્લવ સહજિ ઇ ચપલ, દિસિ દિસિ પાડલ પરિમલિ બહુલ.૧૮

કઉઠીના ફૂલ કઠિન અનેક, કરમંદી કરખાલઇ છેક;
સુરિ મંડવિ દીસઇ દ્રાખ, રાખે ચંપકિ લાગઈ ચાખ. ૧૯
જાઇ જૂહી સેવંત્રી સોડ, કામી કેલિ કરંતા કોડ;
કેતકિ કરણી કુંદ કદંબ, પરિમલિ રમલિ કરઇ રોલંબુ. ૨૦
ઉંબર લચ્ચઇ વિંસમઇ કાલિ, બીજઉરી ફૂલ ભાંજઇ ભારી,
તાડ ખજૂરી ગયણુ પ્રમાણિ, જાંબૂ જોતા છભ ન ઠાણિ. ૨૧
સુહિ સુલા વ્યાગમઇં જંબીર, વહઇ સદાફુલુ બિરદુ કરીર;
બીલ બહેડાં ખઇર અખોડ, ધવ ધામણુ ગોરડિયા જોડ. ૨૨
નેમાલી નાલીયરિ નિકુંજ, કંચણુ રે કંપારિ કરંજ;
સરલા સીંબલિ સરથૂસાગ, ચંદ ગોઢ ન મૂંકઇ નાગ. ૨૩
ઇણિ ગુરૂઇ ગિરિમાલા ફૂલી, હરિ હરિખિઉ દેખી આમલી,
કુમર કોડિ વિણુ તેડા મિલી, ખેચર રમલિ નિરિક્ખણિ રલી. ૨૪
ભણુઇ સુણુઇ સુરાણિ ઘણુકં મ વિમાસિ, બંધવ નિજભુજ શક્તિ,
પ્રકાસિ, તવુ ઉપન્ની નહચલિ વાચ, કાઇ નારાયણુ નિજ મહિમાચ. ૨૫
એ આંગલુ ચલાવઇ મેરૂ, ધરઇ ધરાતલુ કરિ નહી કેરૂ,
કૂંક ઊડાડઇ શશિનઇ સુરૂ, પગતલિ સાહઇ ગંગા પુરૂ. ૨૬

"આંચલી"

અતુલ મહાબલ સવિ જિણુચંદ, બલિહીણા હરિહર ગોવિંદ;
રાખે રઢકર રૂક્મિણિ નાહ, તુમ્હિ બલ જોયઉ મોડી બાંહ;
અવર કિમઇ તૂં માગિસિ ઝૂઝ, તું તૂં સરિસુ ન કોઇ અબૂઝ. ૨૭
કાલિય કેસિ કંસનુ કાલુ, તીન વચણિ ચમકિઉ ગોપાલ;
પઇઠઉ ખુરલી બંધવ લેઉ, વિસ્તારઇ જુજબલ આજેઉ. ૨૮
કોડિ સિલા લીલાં જિણિ ધરઇ, અસૂર રાયરણિય સિરિ વરિય;
કેસવ ભુજ જિમ કુંઅલી વેલિ, નેમિ ન માંડઇ કરતુ ગેલિ. ૨૯
વલતી નેમિ એ સારઇ બાહ, ત્રિહું જગ વાલ્હી જેહની છંહ;
બલ બંધવ બલ કિંપિ ન ફૂલઇ, વજ્જદંડ જિમ બાહ ન વલઇ ૩૦

હરિ વિલગઉ બિહું કરનઇ પ્રાણિ, ભુજ ઉપાડિઉ નેમિ સુજાણિ;
વાનરડઉ જિમ તરવરૂ ડાલિ, તિમ હીંડઇ કંસાર કાલુ. ૩૧
હરષિ કોલાહલુ કરઈ કુમાર, ગાજઈ ગુહિર ગુફા અગિરિમાર;
કરઈ સુરાસુર જયજયકારૂ, સિરૂવરિ વરિસઇ કુસુમ અપાર. ૩૨
તઉં ચિંતાવિઉ લક્ષ્મીકંતુ, આ આવિઉ તૂં મૂં બલઅંતુ;
મઈ મેલિઉં જે દોહિલઉં રાજુ, એવે સિઇ લીલાં તે આજુ. ૩૩
ત્રિભુવન જીપઇ ઇણિ ભુજ પ્રાણિ, નેમિ ક્ષમાપુર વંતે વિનાણિ;
થોડઉ બોલઇ જે ગંભીરૂ, અવસરિ પસરૂતિ મંડઇ વીરૂ. ૩૪
સંઘરૂ એક વલી વાલઇ આસુ, ગોત્રીનઉ કેહઉ વીસાસુ;
રાજમૂલિ એહના બાપનૂં તેહનૂં દીધઉં મૂં સંપન્નૂ. ૩૫
જે પુન નેમિ મહીમાં સહઇ, કૃષ્ણુ ભણઇ એ ગાઢઉં દહઈ;
દેવી પભણઈ મધુરી વાણિ, અરઇ મ ધરસિ સારંગપાણિ. ૩૬
નેમીસર એ બાલકુમાર, પહિલઉ લેસિઇ સંજમભારૂ;
એ ભોગ વિસિઇ સિવપુર રાજુ, ઇણિ તુમ્હારઇ રાજિ ન કાજુ. ૩૭
તરૂણી તૃણુ જિમ એહનઇ ચીતિ, ધણિ કણિ કંચણિ રયણિ ન પ્રીતિ;
રસલિ કરંતુ ન મૂકઇં ઈંદુ, ઘડસઇ વ્હડાઇ ન લાગઇ બિંદુ. ૩૮
આણંદિઉ તિણિ વચનિ મુરારિ, બંધવસિઉ ગિઉ નગર મઝારિ;
આણંદિયા સવિ યાદવરાય, નિતૂ નમઇં નેમીસર પાય. ૩૯
જીતઉ ભુજબલિ જિણિ શ્રીરંગુ, ધ્યાનહ બલિ અવગણિઉ અણંગુ;
નેમીસર યાદવ નઉરાઉ, ચઉવિહુ સંઘ કરઉ પસાઉ. ૪૦

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા નેમિનાથ ક્રીડા ચઉપઈ સંપૂર્ણ.

## વિવરણ

શ્રી નેમિનાથ ભગવાન તેવીસમા તીર્થંકર છે. જૈન પરંપરા પ્રમાણે તેઓ શ્રીકૃષ્ણના પિતરાઈ ભાઈ થાય. નેમિનાથના પરાક્રમ-

બળ અને અન્ય પ્રસંગોનું નિરૂપણ આ ચોપાઈમાં કવિએ કર્યું છે. કવિ કહે છે:

"સમુદ્રવિજય રાજા અને શિવાદેવી રાણીના મનને હરનારા, સૌભાગ્યવાન, સુંદર અને શ્રેષ્ઠ કરુણાવંત, કાજલવર્ણવાળા એવા સ્વામી નેમિકુમારને હું નિત્ય નમસ્કાર કરું છું.

મનુષ્યો, દેવો, કિન્નરોના સમૂહો, યાદવકુલમાં ઉત્પન્ન થયેલા ક્રીડા કરતા શ્રી નેમિનાથ જિનચંદ્રનાં દર્શન કરીને મનમાં આનંદિત થયા.

તેઓ બાળપણથી જ બુદ્ધિના નિધાન, પવન સમાન ચંચલ મનને વશ કરવાનું જાણનારા, વિપુલ નિર્મલ ધ્યાનને ક્યારેય પણ ન મૂકનારા, મોહ અને કામદેવરૂપી મહાભટને હરાવનારા હતા.

દેવતાઓ અને અસુરો નિત્ય શ્રી નેમિનાથ પ્રભુને નમે છે; વિદ્યાધરો પણ પ્રભુ પાસેથી કલ્યાણને ઇચ્છે છે; યાદવો પણ પ્રભુને જોઈને આનંદિત થાય છે; વળી બળવાન એવા કૃષ્ણે પણ એમની સામે મસ્તક ધુણાવ્યું છે.

શ્રી નેમિજિને કૃષ્ણ વાસુદેવના સારંગ ધનુષ્યને ચઢાવ્યું અને કૃષ્ણના આશ્ચર્યચકિત મનમાં રંગ લાવ્યા. વળી કૃષ્ણની આયુધ-શાળામાં જઈ પંચજન્ય શંખને પવનથી પૂર્યો.

તે શંખનો નાદ મેઘારવને પણ સ્ખલના પમાડતો દસે દિશામાં પ્રસરી ગયો અને હરિ–કૃષ્ણ પણ તે નાદથી તેજરહિત બન્યા. તે નાદે અસ્ત્રાગારના પ્રહરીઓને પણ પાડી નાખ્યા.

ગઢમઢ મંદિરો ગાજવા લાગ્યાં; કુંભો તૂટવા લાગ્યા; નિશ્ચલ એવા થાંભલાઓ થર થર કાંપવા લાગ્યાં; કિલ્લાઓ કંપવા લાગ્યા; સૈન્યો દોડવા લાગ્યા; અંધકાર વિના પણ લોકો પડવા લાગ્યાં.

વૃક્ષો ડોલવા લાગ્યાં; પર્વતોના શિખરો તૂટવા લાગ્યાં; ચંદ્ર વિના પણ સાગર કલ્લોલ કરવા લાગ્યો; જલચર, સ્થલચર, ખેચરાદિ

જાતિ જાણે કાલરાત્રિ પાસે પોતે પહોંચ્યાં છે એમ માનવા લાગી.

તે જલચર, સ્થલચર, ખેચરાદિ સર્વે ચૂર્ણ અને પાણી વિના સુકાઈ ગયાં. જલથલના આધારે છુપાઈને રહ્યાં. રાજાઓ ક્ષોભ પામી ગયા. ગજેંદ્રોએ આલાન-સ્તંભનું ઉન્મૂલન કરીને શંખલા તોડી નાખી.

ઘોડાઓ લગામો તોડીને ઉછળવા લાગ્યા. રથીઓ રથ સાથે અકળાઈને ભાગવા લાગ્યા. ઘરના લોકો, બાળકો રડવા-કૂટવા લાગ્યાં. નારીઓ પોતાના પ્રિયજનના હાથ પકડીને બૂમો પાડવા લાગી.

સભામાં સિંહાસનની પીઠ કંપવા લાગી. તે સમયે કૃષ્ણ વિસ્મય પામી વિચારવા લાગ્યા. નગરીની અંદર અત્યંત કોલાહલ થવા લાગ્યો. આ જોઈ રુક્મણિના કંથ (કૃષ્ણ) હૈયામાં ચમકયા.

શંખનાદ ક્ષણમાં ઓછો થયો તેટલામાં જ કૃષ્ણ ત્યાં પહોંચી ગયા. તે સમયે શ્રીકૃષ્ણને સર્વજનોએ મન મૂકીને વિનંતીપૂર્વક કહ્યું કે હે નરનાથ! આ (શંખનાદ) નેમીશ્વરકુમારની રમત છે.

ત્યાંતો ક્રીડા કરતા નેમિનાથ પ્રભુ આવ્યા. તેમનો હાથ પકડીને કૃષ્ણે ભાઈને કહ્યું કે 'હે ગુણવાન! શ્યામ વર્ણવાળા ભાઈ! તમે હમણાં શંખ પૂર્યો છે? (શંખ વગાડયો છે?)

તે શંખનાદનો પ્રભાવ હજી મારા ઉપર પડયો નથી. હે ભાઈ! હવે તમે તમારા બાહુબળને દેખાડો.' આ વચનો સાંભળીને શ્રી નેમિકુમાર હસ્યા. ભોળા એવા કૃષ્ણે પૂછયું કે 'તમે કેમ હસો છો?'

કૃષ્ણ અને નેમિકુમાર બન્ને ગુણોના સાગર છે; બન્ને બળવંત છે; બન્ને લીલાપતિ છે; બન્ને લક્ષણવંત છે; બન્ને નવયુવાન છે; બન્ને નવા નવા આનંદથી ભરેલા છે; બન્ને દાનેશ્વર છે; બન્ને દસ ધનુષ્યની ઊંચાઈવાળા છે.

સર્વ ગુણોથી મનોહર, ગજગતિથી ગમન કરનારા, બન્ને જણા રૈવંતગિરિના ઉદ્યાનમાં પહોંચ્યા કે જ્યાં આમ્ર, સોપારી, કૃણસાદિ

ફૂળવાળાં મનોહર વૃક્ષો હતાં.

ત્યાં ઘણાં વટવૃક્ષો હતાં; નારંગી અને રાયણનાં વૃક્ષો હતાં કે જેમાં રમણીઓ રંગથી રમતી હતી. વળી અશોકવૃક્ષ તથા વેઉલ, બકુલનાં વૃક્ષો પણ તે વનમાં હતાં.

રાત્રિના સમયે પલાશનાં સુંદર ફૂલો શ્રેષ્ઠ તરુણીના વિલાસને માટે ક્રીડાઘર બને છે. પીપળાનાં પાન સ્વાભાવિક રીતે ચંચળ હોય છે. પાટલ અને બકુલનો ઘણો પરિમલ દશે દિશામાં પ્રસરે છે.

કઠણ એવા કોઠીનાં ફળો ઘણાં હતાં. ચતુર માણસો કરવંદાનાં વૃક્ષને વાળે છે. (કરવંદાના વૃક્ષમાં કાંટા ઘણા હોય જેથી હોશિયાર હોય તે જ તેના ફળને તોડી શકે છે.) દેવમંડપ સમાન દ્રાક્ષની લતાઓ દેખાય છે. ચંપાનાં ફૂલોને જોઈને જાણે તેનો આસ્વાદ લેવાનું મન થતું હતું.

ત્યાં જાઈ, જુઈ, સેવંત્રીનાં ઘણાં જ સુગંધિત પુષ્પોનાં વૃક્ષો છે. ત્યાં કામીઓ કોડથી ક્રીડા કરે છે. કેતકી, કરણી, કુંદ, કદંબનાં પુષ્પોના પરિમલમાં ભમરાઓ રમે છે.

વિષમ કાળમાં ઉદુંબરનાં ફૂલો ખીલે છે; બીજોરાનાં ભારે ફળો જાણે વૃક્ષોને તોડે છે; તાડ અને ખજૂરીનાં વૃક્ષો ગગનને જાણે ચુંબતાં હોય એટલા ઊંચાં છે. જાંબુને જોઈને જીભ સ્થાનમાં રહેતી નથી. આસ્વાદ કરવાનું મન થાય છે.

જંબીરનાં વૃક્ષો બધાને ગમે છે, કરીરનાં વૃક્ષો હંમેશાં પ્રશંસાપાત્ર બને છે. બિલ્વ, બહેડાં, ખદિર, અખરોટ, ધવ, ધામણ અને બિજ્રબીફળનાં વૃક્ષોની જોડ શોભે છે.

ત્યાં નાળિયેરીની સુંદર નિકુંજ છે. કંચનમય કાંતિવાળા કંપારિ અને કરંજ વૃક્ષો શોભે છે. સરલ શ્રીપર્ણી, સરયૂ, સાગ વગેરે અનેક વૃક્ષો છે અને ચંદનનાં વૃક્ષોને નાગ મૂકતા નથી.

આવા પ્રકારની વિશાળ પર્વતમાળામાં ફળેલાં આંબળાનાં વૃક્ષોને

જોઈને હરિ હરખે છે. આમંત્રણ વગર જ કરોડો કુમારો પહોંચી આવ્યા છે અને આ રમત જોવા માટે વિદ્યાધરો પણ ઉત્સુક બન્યા છે.

દેવતાઓ પરસ્પર વાર્તાલાપ કરે છે તેથી ઘણા વિમાસણમાં પડયા છે કે શ્રી નેમિકુમાર પોતાના ભુજાબળને પ્રકાશિત કરી શકશે કે કેમ? તે સમયે આકાશવાણી થઈ, "હે કૃષ્ણ! તમે આવી રીતે અહમાં આવીને કેમ વાત કરો છો?'

તેઓ (નેમિકુમાર) તો એક આંગળીથી મેરુપર્વતને ચલાયમાન કરી શકે એમ છે; વિના પ્રયત્ને તે આખી પૃથ્વીને હાથમાં ધારણ કરી શકે છે; સૂર્ય અને ચંદ્રને ફૂંકથી જ ઉડાડી દેવાની તેમનામાં શક્તિ છે; પગના તળિયાથી ગંગાના પૂરને સમાવી શકે છે.

બધા જ જિનેશ્વરો અતુલ બળવાળા હોય છે. એમનાથી બળદેવ, વાસુદેવ, પ્રતિવાસુદેવ બધા જ બળમાં ઊતરતા હોય છે.

"હે રૂક્મણિના કંથ! તમારા બાહુને સ્થિર રાખજો. તમારા બાહુ બળશે તો તમારું બળ જોઈશું. બીજું શું પ્રમાણ ઇચ્છો છો? કારણ કે તમારા જેવો અબૂઝ બીજો કોઈ નથી."

કાલિય રાક્ષસ, કેશી અને કંસના કાળ એવા ગોપાલકૃષ્ણ આવા પ્રકારનાં વચનો સાંભળીને ચમકયા. પછી બાંધવ સાથે મેદાનમાં પ્રવેશ્યા. ત્યાં શ્રી નેમિકુમારે પોતાના અજેય ભુજાબળને પ્રકાશિત કર્યું.

કોટિ શિલાને જેમણે લીલાપૂર્વક ધારણ કરી છે, વળી અસુર રાજાની સર્વ લક્ષ્મીને જેમણે પ્રાપ્ત કરી છે એવા શ્રી નેમિનાથ ભગવાન કૃષ્ણની ભુજાને વાળવામાં, કોમળ વેલડીને વાળવાની જેમ, જરા પણ વિલંબ કરતા નથી.

ત્યારપછી ત્રિભુવન જેમની છાયામાં રહે છે એવા શ્રી નેમિનાથ પ્રભુએ પોતાની બાહુને પ્રસારી પરંતુ બળદેવના બંધુ શ્રીકૃષ્ણના બળનું કાંઈ પણ પરિણામ આવતું નથી. નેમિનાથ ભગવાનની ભુજા વજ્રદંડની જેમ વળતી નથી.

સુજ્ઞાની એવા નેમિપ્રભુની ભુજાને વાળતા કૃષ્ણે પોતાના બન્ને

હાથ લંબાવ્યા, પરંતુ વાંદરો જેમ વૃક્ષની ડાળી પર ચોંટી જાય તેમ કંસના કાળ એવા કૃષ્ણ નેમિપ્રભુના હાથ પર ચોંટી ગયા.

હર્ષિત થઈને કુમારો કોલાહલ કરે છે; એથી ગિરનાર પર્વતની ગુફાઓ ગાજે છે; સુરો અને અસુરો જયજયકાર કરે છે અને મસ્તક ઉપર ઘણી પુષ્પવૃષ્ટિ કરે છે.

ત્યારે કૃષ્ણ વિચારવા લાગ્યા કે આ મારા બંધુ મારાથી અધિક બલવંત છે. દુર્લભ એવું રાજ્ય મેં ઘણા પરિશ્રમથી મેળવ્યું છે તે આ કુમાર લીલામાત્રથી જ મેળવી લેશે.

શ્રી નેમિનાથ પ્રભુ ક્ષમાવંત અને વિશેષ જ્ઞાની છે. વળી આ ભુજા વડે ત્રિભુવનને પણ જીતી લેશે. વળી તે ગંભીર અને અલ્પભાષી છે. એ વીર પુરુષ અવસરે પોતાના પ્રભાવને પ્રગટ કરશે.

એક જ ચિનગારી રૂના ઢગલાને બાળી નાખે છે, માટે ગોત્રીઓનો કેવો વિશ્વાસ? વળી નેમિકુમારના પિતાનું જ આ સામ્રાજ્ય છે. એમણે જ મને સૌથી ગુણવાન અને બળવાન સમજીને આપ્યું છે.

જો કદાચ નેમિનાથ ભગવાન પૃથ્વીમાં આસક્ત થાય તો? આ વાત મને બહુ બાળે છે. શ્રીકૃષ્ણ એમ કહે છે ત્યારે આકાશવાણી દ્વારા દેવી મધુર વચનોથી કહે છે કે "હે સારંગપાણિ કૃષ્ણ! તમે અરતિને ધારણ ન કરો.

"એ બાલકુમાર નેમિપ્રભુ તે પહેલાં જ સંયમના ભારને ધારણ કરશે અને શિવપુરનું રાજ્ય ભોગવશે. તેમને તમારા રાજ્યનુ કોઈ પ્રયોજન નથી.

"એમના ચિત્તમાં તરુણી તૃણ સમાન છે, ધન-કણ-કંચન અને રત્નોમાં એમને કોઈ પણ જાતની પ્રીતિ નથી. સો ઘડાથી ન્હાવા છતાં તેમને એક બિંદુ પાણી પણ લાગતું નથી"

આ વચનો સાંભળીને મુરારિ આનંદિત થયા. નેમિનાથ બંધુ સાથે નગરમાં ગયા. સર્વ યાદવ રાજાઓ આનંદિત થયા અને નિત્ય

નેમીશ્વરના ચરણકમળને નમવા લાગ્યા.

જેમણે ભુજાના બળથી શ્રીકૃષ્ણને જીત્યા છે, વળી ધ્યાનસ્થ બળથી કામદેવને અવગણ્યો છે એવા યાદવોના રાજા હે નેમિનાથ પ્રભુ! ચતુર્વિધ સંઘ ઉપર કૃપા કરો."

આ કૃતિને કવિએ 'શ્રી નેમિનાથ ક્રીડા ચોપાઈ' તરીકે ઓળખાવી છે તે યોગ્ય છે, કારણ કે તેમાં શ્રી નેમિનાથ ભગવાનની પરાક્રમક્રીડાનું વર્ણન છે. નેમિનાથ અતુલ બળવાળા, પરાક્રમી હતા. તેમણે કોઈ ન વગાડી શકે એવો શંખ વગાડચો હતો. શ્રીકૃષ્ણ સાથેની ભુજાબળની સ્પર્ધામાં નેમિનાથે શ્રીકૃષ્ણની ભુજાને ક્ષણવારમાં વાળી દીધી હતી, જ્યારે કૃષ્ણ, નેમિનાથની ભુજાને વાળી શકયા નહોતા. શ્રી નેમિનાથની આવી શક્તિ જોઈ કૃષ્ણને પોતાના રાજ્ય માટે સંશય થાય છે, પરંતુ તે સમયે આકાશવાણી થાય છે કે નેમિનાથને રાજ્યસત્તામાં રસ નથી. એમને કંચન અને કામિનીમાં રસ નથી. એ સાંભળી શ્રીકૃષ્ણને મનથી રાહત થાય છે. આ કાવ્યમાં કવિએ ગિરનાર પર્વતનું અને ત્યાંના ઉદ્યાનનું મનોહર વર્ણન કર્યું છે.

કવિએ આ કાવ્યમાં શ્રી નેમિનાથ પ્રભુનું કથાનક રસિક શૈલીએ ઉપમાદિ અલંકારો સહિત વર્ણવ્યું છે જે કવિની ઉચ્ચ કવિત્વશક્તિની પ્રતીતિ કરાવે છે.

° ° °

## (૩૮) શ્રી ઋષભદેવ ચઉપઈ

પહિલઉ ભવિ ધન સારથવાહ, ઘૃતરસિ વરસઇ જિમ જલવાહુ;
બીજઉ ભવિ પુણ્ણિ ઝુગલ ધમ્મિં ત્રીજઇ ભવિ સુરવરૂ સૌધમ્મિં. ૧

રિસહેસરૂ ગુણ પઢત ગુણંત;
પામઇ સંપદ ભવિક અનંત. આંકણી.

ચઉથઇ જન્મિ મહાબલ રાઉ, અમરપુરી પંચમ ભાવિ ઠાઉ;
છઠઇ વઈરજંઘ નરનાહુ, શ્રીમતિ કુમરી મનિ ઉછાહુ. ૨

રિસહેસરૂ...૦

પામઈ.. ૦ આંકણી.

સત્તમ ભવિ પ્રભુ યુગલિ મઝારી, અમર હુયઉ અઠમ અવતારી;
નવમઇ કેસવુ વિદ્યા ગેહુ, નિપુણુ પડી ગઇ મુણિવર દેહુ. ૩
રિસહેસરૂ.

દસમઈ ભવિ અચ્યુત સુરલોગિ, વીરસુવિલસઇ નવ નવ ભોગિ,
ભવ એકાદશમુ મનિ આણિવઇ, વઇર નાહુ ચક્કાહિવ જાણિ. ૪
રિસહેસરૂ.

ચઉદહ રત્ન નવનિધિ આધારૂ, ચઉસહિ સહસ રમણિ ભરતારુ;
બારસમઈ ભવિ પુણ્ય પ્રમાણિ, પ્રભુ પુહતઉ સવ્વટ્ઠ વિમાણિ. ૫
રિસહેસરૂ.

મતિ ઉપજઇ રાગુ ન રીસ, સાગર પૂરઇ તહિ તેત્રીસ;
ભાવભલી પરિ ભવિક વધારિ, તેરસમઉ ભવુ હિવ અવધારિ. ૬
રિસહેસરૂ.

જિણિ દિણિ સ્વામિ ન સેવકુ કોઇ, જિણુ દિણિ
મઠ ગઢ ગેહન હોઇ;
જિણિ દિણિ નગર ન ગ્રામ વિભાગ, તિણિ દિણિ
ભૂમિ ભણુઉ ઇકખાગુ. ૭
રિસહેસરૂ.

તહિં કુલગુર સિરિ નાભિ પ્રસિદ્ધ;
મરૂદેવી તસુ ઘરણિ વિસુધ્ધ;
તસુ ઉવરિહિં અરિહંત અવતાર,
ત્રિભુવન જનમનિ જય જય કારુ. ૮

ધન્ય ધરાતલિ નાભિ નરિંદુ,
જિણુ જાયઉ સિરિ રિસહ જિણિંદુ. આંકણી.

ચૈત્ર બહુલ અટ્ઠમિ જિણુ જમ્મુ,
કુમરિ કરઇં છપ્પન નિય કમ્મુ,
મિલિય મેરૂગિરિ અમરહં કોડિ,
રહવહ કરઇ મોટઇ મન કોડિ. ૯ ધન્યધરા.

પઉઢઇ ઝોલી ઝલહલ મલ્લ,
હસઇ હસાવઇ અરિયણુ સલ્લ,
બઇસઇ બાપ તણઇ અચ્છંગિ,
આલિંગનુ દિઇ અંગોઅંગિ. ૧૦ ધન્યધરા.

સ્વામી સમો પીમાડી હાથિ,
અમરાધિપતિ ચલિઉ સુર સાથિ,
બહુ ગુણુવંતઉ બુધિ વિસાલુ,
દિનિ દિનિ વસધા વાધઇ બાલુ. ૧૧ ધન્યધરા.

લડથડ તે પગિ ચાલઇ ચપલ,
બઇઠી માઇ પલાણુઇ સબલ,
અવિક્ત વચનિ વધારઇ મોહ,
તે ન ગમઇ જે માંડઇ દ્રોહ. ૧૨ ધન્યધરા.

આડઇ ચડી દિખાડઇ દંભ, ઝલફલ તઉ ઢોલઇ જલકુંભ;
ઉન્નતા મૃગ પૂઢિઇં જાઈ, ઉડત પંખી ધારવી ધાઈ. ૧૩
ધન્યધરા.

તેઇં જિકરઇ જં મનહ સુહાઇ, ભમઇ સુખીજા બાલક માહિં;
બાલક રૂપી આવ્યા મનમેલી, સુરવર કુંયર કરાવઇં કેલિ. ૧૪
ધન્યધરા.

નાચઇ એકુ હુઇ નવમોર, મલ્લ કલાંકે કૂંજઇ ઘોર,
ગાયણુ રૂપિ ધરઇ તે તાલ, વાનર વેસિહી ડોલઇ ડાલ. ૧૫
ધન્યધરા.

મહિષ હુઇ તે ડોહઇં નીર, તરૂસિરિ બઇઠા બોલઈં કીર,
મંથર ગતિઈં ચાલઇ તે હંસ, ભમર ભણીઇ કિકોરઈં વંસ. ૧૬

ધન્યધરા.

જીહ સાહમી સ્વામી દિઇ દ્રષ્ટિ, અમૃત તણી તે માનઇ દૃષ્ટિ;
રમલિ કરંતઉ દેખી માય, રિસહેસરૂ મનિ હરિખુ ન માઇ. ૧૭

ધન્યધરા.

ઇણિ પરિ વીતઉ બાલક કાલ, મદન મહિપતિ માંડિઉ તાલ,
જિણવર યૌવનિ વાધિઉ પ્રાણુ, પંચ ધનુષ શતદેહ પ્રમાણુ. ૧૮

ધન્યધરા.

જગપતિ યૌવન જાણી, દેવત ક્ષણુ કરિવા આવઇ;
સવ પરિણુઈ સ્વામિ સુમંગલા નંદા, ધવલ દિવારઇં દેવીવૃંદ. ૧૯

ધન્યધરા.

નયન સલૂણુઉ નિરખિય નારિ, નવરસ નાવઇં નાભિ દુઆરિ;
માડી મરૂદેવી દિઇ આસીસ, સઇ સાખે પસરે સવિ દીસ. ૨૦

ધન્યધરા.

લાડકોડ પૂરી પુરૂહૂત, પ્રભુ પ્રણુમી નિય ઠામિ પહૂત;
બાલપણા લગ અંગિ ન રોગ, ભુંજઇ નાથુ નિરંતર ભોગ. ૨૧

ધન્યધરા.

ભરહ પમુહ જાયા સઉપુત્ર, જેહઇ–કેકા ગુરુય ચરિત્ર;
બંભી સુંદરી બેટી બેઉ, ઇણિ પરિ પસરિઉ દેવહ્નંદેવ. ૨૨

ધન્યધરા.

અવસરિ આવઇ અમરહં રાઉ, ચાલઇ નવલ નીસાણે ધાઉ;
છત્ર ધરઇ સિરિ ઢાલઈ ચમર, રિસહરાઉ સેવઇ સવિ અમર. ૨૩

કલ્પદ્રુમ ને દેતા સહૂય, સસુરઇં દીઠઇં જિમ ફુલ વહૂય;
તે સવિ થાકા હુઇ ઉદાસ, તઉ પરમેસર પૂરઉ આસ. ૨૪

ધન્યધરા.

પ્રકટી વર્ણું અડારહં રીતિ, પ્રકટી પાયક નાયક નીતિ;
પ્રકટિયાં શિલ્પકલા વિજ્ઞાન, તઉ સંવચ્છર દીધઉં દાનુ. ૨૫
ધન્યધરા.

બેટા વહિંચી આપ્યુ રાજ, લોક તણા સવિ કીધા કાજ;
તઉ ઉપાડિઉ સંયમ ભારૂ, વરિસ દિવસિ પામિઉ આહારૂ. ૨૬
ધન્યધરા.

વરિસ સહસિ પુણુ કેવલનાણુ, બિહુ પરિ બોલઇ ધર્મ્મ સુજાણુ;
ચઉરાસી થાપ્યા ગણુધાર, કરઇ સુદેસિ વિદેસિ વિહારુ. ૨૭
સચરાચરિ જગિ અતિ આણુંદુ, ઉદયઉ નાહુ નવલ્લઉ ચંદુ. આંકણી.
તિન્નિ રચઇ સુરવર પ્રાકાર, બઇસઇં હરખિત પરિષદ બાર,
જિનવર વરિસઇ નવરસ વાણિ, લોક તણાં મન આણુઇ ઠાણિ. ૨૮
ભાંજઇ ભવિકતણુા સંદેહ, વિસમ પવન જિમ ટાલઇ મેહ,
મોહમદ ન મિહુ મોટઇ માનુ, સસિ તારા જિમ સૂર વિમાનુ. ૨૯
જિહાં વિહરઇ તિહા વારઇ ઈતિ, ગજસિંહ માંડઇ નવલી પ્રીતિ,
વઇર વિરોધ ન વાધઇ વ્યાધિ, ડમરિ દુકાલિ ન કઇ અસમાધિ. ૩૦
વાઇ શીતલ સુરભિ સમીર, માગ્યા મુકઇ જલધર નીર,
ઋતુ અવિરત સુખાવઇ લોક, જગગુરુ નામિઇં નાસઇં શોક. ૩૧
અણુવાયા વાજઇં નીસાણુ, પુષ્પવૃષ્ટિ પુણુ ગુડાં જાણુ,
સિરિ છત્ર ત્રય ચમર અપાર, ધર્મચક્ર ધયવડ વિસ્તાર. ૩૨
પ્રભુ નવકમલિ નિવેસઇ પાય, સેવઇ ચઉવિહુ દેવ નિકાય,
તરૂવર નમઇ સવે સુવિહિત, ફિરઇ પ્રદક્ષિણા વિહગ વિનીત. ૩૩
હુઇ નિકંટક સઘલી વાટ, પઢઇ પવાડી હરિ જિમ ભાટ,
ભય વારણુ ભૂતલિ ભગવંત, કરઇ વિહારૂ નિતુ અરિહંત. ૩૪
વિશતિ પૂરવ લક્ષ કુઆર, ત્રિસઠિ લક્ષ નરપતિ વ્યાપાર,
સંયમુ એકુ જિ પૂરવ લક્ષ, પાછઇ પુહતઉ મુક્તિ અલક્ષ. ૩૫

મદન દહન જે હુઈ ઇસાણુ લક્ષ્મિપતિ જે પુરુષ પુરાણુ,
સૃષ્ટિ કરઇ બ્રહ્મા સવિવેકુ, દેવ કહુ તે એહુ જિ એકુ. ૩૬
સિરિ રિસહેસરુ તણુઉં ચરિત્રુ, પઢઇ ગુણઇ જે નિશ્ચલ ચિંતુ,
વિપદ સવે તસ નાસઇં દૂરિ, વિલસઇં સંપદ પગિપગિ પૂરી. ૩૭

ઇતિ શ્રી જયસેખરસૂરિકૃતા શ્રી ઋષભદેવ ચઉપઈ.

વિવરણ

કવિ શ્રી જયશેખરસૂરિએ જે ચોપાઈઓની રચના કરી છે. તેમાં શ્રી ઋષભદેવ વિશેની ચોપાઈ પણ મળે છે. આ ચોપાઈમાં કવિ કહે છે :

"શ્રી ઋષભદેવ પ્રભુ પ્રથમ ભવમાં ધના સાર્થવાહ હતા. જેમ મેઘ વરસાદ વરસાવે તેમ તેમણે સુપાત્રને ઘીનું દાન આપ્યું હતું. બીજા ભવમાં તેઓ યુગલિક હતા. ત્રીજા ભવમાં સૌધર્મ દેવલોકમાં શ્રેષ્ઠ દેવતા થયા.

શ્રી રિસહેશ્વરના ગુણોને જે ભણે છે, ગણે છે તે ભવ્ય જીવો અનંત સંપદ અર્થાત્ સુખને પામે છે.

ચોથા ભવમાં પ્રભુ મહાબલ રાજા હતા. પાંચમા ભવમાં સ્વર્ગપુરીમાં દેવ હતા. છઠ્ઠા ભવમાં વજ્રજંઘ નરનાથ થયા. તે ભવમાં તેમના પ્રત્યે શ્રીમતી કુમારીનાં મનમાં અત્યંત સ્નેહ થયો હતો.

સાતમા ભવમાં પ્રભુ યુગલિક હતા. આઠમા ભવમાં તેઓ દેવ થયા. નવમા ભવમાં કેસવ વૈદ્ય થયા. તે ભવમાં રોગયુક્ત મુનિવરના દેહની તેમણે વૈયાવચ્ચ કરી હતી.

દસમા ભવમાં તેઓ અચ્યુત દેવલોકમાં હતા અને નવા નવા ભોગવિલાસમાં રક્ત હતા. અગિયારમા ભવમાં તેઓ વજ્રનાથ ચક્રવતી થયા. તેઓ ચૌદ રત્ન અને નવ રત્નોના આધાર હતા. ૬૪ હજાર રમણીઓના ભરતાર હતા. બારમા ભવમાં પોતાના પુણ્ય અનુસાર તેઓ સર્વાર્થ વિમાનમાં પહોંચ્યા.

રાગદ્વેષરહિત બુદ્ધિવાળા તેઓએ આયુષ્યના તેત્રીસ સાગરોપમ પૂર્ણ કર્યાં. તેઓ વિશુદ્ધ ભાવવાળા હતા. હવે તેમનો તેરમો ભવ જોઈએ.

જે દિવસે સ્વામી-સેવક-ભાવ ન હતો, જે દિવસે ગઢમઢ મંદિર કાંઈ ન હતું, જે દિવસે નગર, ગામ કે વિભાગ ન હતા તે દિવસે ભૂમિ ઉપર ઈક્ષ્વાકુઓ હતા. ત્યાં કુલકર તરીકે નાભિરાજા પ્રસિદ્ધ હતા. તેમનાં ધર્મપત્ની શીલવાન એવા મરુદેવી હતાં. તેમની કુક્ષિમાં અરિહંત પ્રભુનો અવતાર હતો. તેમના જન્મથી ત્રિભુવનમાં જય-જયકાર થયો.

પૃથ્વીતલ ઉપર નાભિરાજા ધન્ય થયા, કારણ કે તેમના ઘરે શ્રી ઋષભપ્રભુનો જન્મ થયો.

ચૈત્ર વદ આઠમના દિને પ્રભુજી જન્મ્યા તે જાણી છપ્પન દિક્ કુમારિકાઓ પોતપોતાનાં કાર્યો કરવા આવી પહોંચી. મેરુપર્વત ઉપર કરોડો દેવતાઓ ભેગા થયા અને તેઓએ ઘણા કોડથી પ્રભુજીને સ્નાન કરાવ્યું.

શ્રી ઋષભકુમારને હાથમાં લઈને ઇન્દ્ર દેવો સાથે ચાલ્યા. બહુ ગુણવંત અને વિશાલ બુદ્ધિમાન બાળક એવા શ્રી ઋષભકુમાર પૃથ્વી ઉપર દિવસે દિવસે વધવા લાગ્યા.

દેદીપ્યમાન પારણામાં તેઓ પોઢે છે. શત્રુઓના શલ્યને તેઓ હસે છે અને હસાવે છે. પિતાના ખોળામાં બેસે છે ત્યારે પિતા અંગેઅંગમાં આલિંગન આપે છે.

ચપલ એવા બાલપ્રભુ લડથડતે પગે ચાલે છે, છ ધાવમાતા વડે પાલનપોષણ કરાય છે, અસ્પષ્ટ વચનો (કાલીઘેલી ભાષા) વડે તેઓ મોહને વધારે છે. જે દ્રોહ રાખે છે તે એમને ગમતો નથી. તેઓ રીસ કરીને દંભ દેખાડે છે; જળથી પૂર્ણ કુંભને ઢોળી નાંખે છે; દોડતા એવા મૃગની પાછળ દોડે છે; ઊડતા પંખીઓને પકડવા માટે દોડે છે.

તેઓ જે કાંઈ કરે છે તે બધાંને ગમે છે; બીજાં બાળકો સાથે

ભમે છે. બાળક બનીને દેવતાઓ પણ આવે છે અને કુંવર ઋષભ સાથે મુક્ત મનથી રમે છે.

'ક્યારેક કોઈ દેવ મયૂર બનીને નાચે છે; મલ્લોની કળા કરી ધરાને ધ્રુજાવે છે, ગીતો ગાવા સાથે તાલ પણ આપે છે. વળી કોઈક દેવ વાનર બનીને ડાળ ઉપર ડોલે છે. કોઈક ભેંસ બનીને નિર્મળ જળને ડહોળું બનાવી નાંખે છે; વૃક્ષો ઉપર બેસીને મધુર અવાજ કરે છે; હંસ બનીને ધીમી ધીમી ગતિએ ચાલે છે; ભમરા બનીને ગુંજારવ કરે છે.

જે હસીને સ્વામી શ્રી ઋષભ તરફ દૃષ્ટિ કરે છે તેમને તે અમૃતમય દૃષ્ટિથી જુએ છે. રમતા એવા ઋષભકુમાર જોઈને માતાના મનમાં હર્ષ સમાતો નથી.

આ રીતે પ્રભુ શ્રી ઋષભકુમારનો બાલ્યકાળ પસાર થઈ ગયો. તેથી કામદેવે પોતાના તાલનો પ્રારંભ કર્યો. યૌવનમાં પ્રભુનું બળ વધ્યું અને પાંચ સો ધનુષ્યપ્રમાણ દેહવાળા તેઓ થયા.

જગતપતિ જિનેશ્વરનાં યૌવનને જાણીને દેવતાઓ ઉત્સવ કરવા આવે છે સુમંગલા અને સુનંદાની રાતદિવસ દેવીઓ સેવા કરે છે, અને સુનંદા શ્રી ઋષભકુમારને પરણે છે.

સુંદર એવાં નયનોથી નારીઓ જુએ છે, જાણે નાભિરાજાના દ્વારે નવ રસ પ્રગટ્યા છે. મરુદેવી માતા આશિષ આપે છે. સર્વ-'દિશાઓના લોકો આનંદિત થાય છે.

પ્રભુના લાડકોડ પૂર્ણ કરીને, પ્રભુને પ્રણામ કરીને ઇંદ્ર પોતાને સ્થાને જાય છે. બાલપણથી જ અંગમાં રોગ નથી તેથી નાથ નિરંતર ભોગોને ભોગવે છે.

ચારિત્રાદિ ગુણોથી મહાન એવા ભરતરાજાદિ સો પુત્રો થયા. વળી બ્રાહ્મી અને સુંદરી નામની બે પુત્રીઓ થઈ. આ શ્રી પ્રભુજીનો પરિવાર હતો.

અવસરને જાણીને દેવોના રાજા ઇન્દ્ર સુંદર ધ્વનિ કરતાં ત્યાં આવ્યા. પ્રભુના મસ્તક ઉપર છત્રને ધારણ કર્યું અને બન્ને બાજુ ચામર વીંઝવા લાગ્યા. આમ બધા દેવો શ્રી ઋષભપ્રભુની સેવા કરવા લાગ્યા.

જ્યારે કલ્પવૃક્ષો ફળો આપતાં બંધ થયાં અને દેવદેવીઓ કુળવધૂઓની જેમ દેખાવા લાગ્યાં; સર્વે જનો થાકીને ઉદાસ થઈ ગયા. ત્યારે પરમાત્માએ તેમની આશાઓને પૂર્ણ કરી.

અઢાર પ્રકારની જાતિ પ્રગટ થઈ. રક્ષણ કરનારા શ્રી ઋષભદેવ પ્રભુની નીતિ પ્રગટ થઈ. શિલ્પકલા અને વિજ્ઞાન પણ પ્રગટ થયાં ત્યારપછી પ્રભુએ સંવત્સર દાન આપ્યું.

તેમણે પુત્રોને રાજ્યલક્ષ્મી વહેંચી આપી. સર્વ જનોનાં સર્વ કાર્યો કરી આપ્યાં. પછી પ્રભુએ સંયમના ભારને ઉપાડયો. એક વરસ પછી પ્રભુએ આહાર ગ્રહણ કર્યો.

એક હજાર વર્ષ પછી પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. કેવલ-જ્ઞાની પ્રભુએ બે પ્રકારે (દેશતઃ અને સર્વતઃ) ધર્મોપદેશ આપ્યો. ચોર્યાસી ગણધરોની સ્થાપના કરી અને સ્વદેશ તથા વિદેશમાં વિહાર કરવા લાગ્યા.

સચરાચર જગતને અત્યંત આનંદ થયો, જાણે નાથ નવા ચંદ્રરૂપે ઉદિત થયા. ઈંદ્રે ત્રણ ગઢની રચના કરી. તેમાં બાર પર્ષદા હર્ષિત થઈને બેસે છે. નવા નવા રસથી યુક્ત વાણી પ્રભુ વરસાવે છે ભવ્યજીવોનાં ચંચલ મનને સ્થિર કરે છે.

જેમ પ્રચંડ પવન વાદળાંને વિખેરી નાંખે છે, તેમ પ્રભુએ ભવિકોના સંદેહને દૂર કર્યા છે. જેમ સૂર્ય વિમાનમાં ચંદ્ર અને તારા પ્રગટ દેખાતા નથી, તેમ હવે ભવ્યજનોમાં મોહ અને મદ મોટા પ્રમાણમાં રહેતા નથી.

પ્રભુ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં ઈતિ (મરકી વગેરે)નું નિવારણ થાય છે. હાથી અને સિંહ નવી પ્રીતિનો આરંભ કરે છે.

વિરોધ અને વ્યાધિઓ વધતા નથી. યુદ્ધ અને દુષ્કાળથી લોકોમાં કોઈ પણ પ્રકારની અસમાધિ–અશાંતિ થતી નથી.

શીતલ અને સુગંધિત વાયુ વાય છે. જ્યારે લોકો ઇચ્છે ત્યારે વાદળાંઓ જળ આપે છે. છયે ઋતુઓ નિરંતર લોકોને સુખ ઉપજાવે છે. જગતગુરુના નામના પ્રભાવથી જ શોક નાશ પામે છે. વગાડવામાં આવ્યાં ન હોય છતાં વાજિંત્રો વાગે છે. પ્રભુ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં ત્યાં ઘૂંટણ સુધી પુષ્પવૃષ્ટિ થાય છે. એમના મસ્તક ઉપર ત્રણ છત્ર શોભે છે અને ચામરો વીંઝાય છે. ધ્વજપટ ઉપર ધર્મચક્ર વિસ્તાર પામે છે.

નવકમલો પર પ્રભુ ચરણોને સ્થાપિત કરે છે. ચારે નિકાયના દેવો પ્રભુને સેવે છે. વૃક્ષો પણ પ્રભુની પાસે નમે છે તે વાત સર્વ જાણે છે. વિનીત પક્ષીઓ પણ પ્રભુને પ્રદક્ષિણા આપે છે.

પ્રભુ જે માર્ગે વિચરે છે તે માર્ગ નિષ્કંટક બને છે, ભાટચારણની જેમ ઇંદ્ર પ્રભુનો સ્તુતિપાઠ કરે છે. ભયવારણ અરિહંત ભગવંત ભૂતલ ઉપર નિત્ય વિહાર કરે છે.

વીસ લાખ પૂર્વ કુમારપણામાં, ૬૩ લાખ પૂર્વ રાજકાર્ય કરવામાં અને એક લાખ પૂર્વ સંયમમાં એમણે પસાર કર્યાં. પછીથી અલક્ષ એવી મુક્તિમાં તેઓ પહોંચ્યા.

શંકર મદનને બાળે છે, લક્ષ્મીપતિ પુરાણપુરુષ અર્થાત્ વિષ્ણુરૂપે જગતનું રક્ષણ કરે છે. બ્રહ્મા વિવેકયુક્ત સૃષ્ટિનું સર્જન કરે છે. આ એક જ દેવ છે જે ત્રણેનુ કાર્ય કરે છે.

શ્રી ઋષભદેવના ચરિત્રને જેઓ ભણે છે, નિશ્ચલ ચિત્તથી જેઓ ચિંતન કરે છે તેમની સર્વ વિપત્તિઓ નાશ પામે છે, પ્રભુના પગલે પગલે તેમને સુખ પ્રાપ્ત થાય છે.”

૩૭ કડીની આ ચોપાઈમાં કવિએ આરંભ ઋષભદેવના પૂર્વ ભવોથી કર્યો છે. તીર્થંકર પરમાત્માના સમકિતની પ્રાપ્તિ પછીના

ભવની મુખ્યત્વે ગણના થાય છે. એ પ્રમાણે ઋષભદેવના બાર ભવનું કવિએ આરંભની છ કડીમાં વર્ણન કર્યું છે અને સાતમી કડીથી ઋષભદેવનાં ભવનું વર્ણન ચાલુ થાય છે. એમાં કવિએ ચ્યવન, જન્મ, દીક્ષા, કેવલજ્ઞાન અને નિર્વાણ એ તીર્થંકર ભગવાનનાં પાંચ મુખ્ય કલ્યાણકોનાં વર્ણન સાથે ઋષભદેવનાં માતા-પિતા, પત્નીઓ, સો પુત્રો, બે પુત્રીઓ ઇત્યાદિનો નિર્દેશ પણ કર્યો છે. બાલ ઋષભકુમારને રમાડવા માટે દેવો કેવાં કેવાં બાલસુલભ ક્રીડાયોગ્ય રૂપો ધારણ કરે છે તેનું ૧૪ થી ૧૭ કડીમાં મનોહર કલ્પનાયુક્ત નિરૂપણ થયું છે. શ્રી ઋષભકુમારના ગૃહસ્થ જીવનની વિગતો પણ કવિએ સંક્ષેપમાં વર્ણવી છે, જેમાં એમણે માનવજાતને શિલ્પાદિ કલાઓ, સામાજિક નીતિ તથા અસિ, મસિ, કૃષિ શીખવ્યાં તથા લોકોને સુસંસ્કૃત બનાવ્યા તેનો નિર્દેશ પણ થયેલો છે. દીક્ષા, સમવસરણમાં દેવો દ્વારા થતાં પ્રાતિહાર્યો, તીર્થંકરના અતિશયો તથા કેવલજ્ઞાન-નિર્વાણના નિરૂપણ પછી અંતિમ કડીઓમાં કવિએ આ ચારિત્રના શ્રવણકીર્તનનો મહિમા દર્શાવ્યો છે.

આમ, ઋષભદેવ ભગવાનના લઘુ ચરિત્ર જેવી પ્રાસાનુપ્રસયુક્ત, પ્રસાદગુણથી સભર આ ચોપાઈ માહિતીસભર અને આસ્વાદ્ય બની છે.

° ° °

### (૩૯) ત્રોટક બંધેન શ્રી નેમિ સ્તુતિ:

ઋતુરાયઉ પુહત્તઉ પુહવિતલે, પરિપૂરિય પાયવ કુલ્લિ ફ્લે;
વણિય પક્ષિય કોઇણિ કેલિરસં, મણિ મુક્કઇ માણિણિ મણિ વિસં. ૧

અલવેસર તરુતલિ રમઇ જણો, ઝંકારિહિ મોહઇ ભમર ગણો,
નારંગી કરણી કેલિ ઝલી, વનિ વિહસઇ વેઉલ વઉલ કલી. ૨

નરનારિ મિલી ગિરિનાર તલે, સવિ ખિલ્લઇં ખડોખલીય ઝલે;
હરિ રમણિ રમાડઇ નેમિ જિણં, પુણ નેમિ ન ભજ્જઇ વજ્જમણું. ૩

જલિ ગલતઇ અંગિસુ તીર ગયઉ, ઘણુ ઉચ્છવ યાદવ હીયઇ ભયઉ,
સત્યભામા રુપિણિ રંભ જંબવતી, બહુ બુદ્ધિ બોલઇ શાંબવતી. ૪

તુઝ બંધવ તરૂણી સહસ ઘણી, નવિ ઇછઇ પામિય તઇ રમણી,
વિણુ ઘરણી ઇછઇ લાજ નહી, હિવ દેવર માનિ વિવાહ સહી. ૫

ઇમ બુલ્લીય અંતેઉરીય બહૂ, મન્નાવઇ માંડ વિવાહુ પહૂ,
ધૂયા ઉગ્રસેનહ રાયતણી, હરિમગ્રહઇ રાજુલ નેમિ ભણી. ૬

આભરણુ ઝમાલિઇં દેહુ જડી, પરણેવા ચાલિઉ રત્થિ ચડી,
માડીમનિ પૂગી રંગુરલી, યાદવ કુલ છપ્પન કોડિ મિલી. ૭

ગુણુ કિન્નર ગાઇં નેમિતણા, સવિ મિલીય પુરંદર ઇકમણા,
નહિ નચ્ચઇં અપ્સર નિપ્પસરં, સિરિ સોહઇ સ્વામીય છત્તવરં. ૮

કરિસિક્કિરિ થોરંધાર ભરે, આરીસા દીસઇ વિજ્જવરે,
જિમ જલહર વરસઇ કલયજલં, દરિદ્ર દાવાનલ નઠુવલં. ૯

નિસુણિ નિનદ્દહ ડંબરયં, ગુહિરઇ સરિ ગવ્યિક અંબરયં,
સોહો ગિહિરુવિહિ રંભજ્જિસી, વર પિખિય રાજલ હરિખિ હસી. ૧૦

નવ જુવ્વણુ જલહર સામલઓ, નેમિસર નિમ્મલ ગુણુ નિલઓ,
સંપતઉ સામી સમી સસુર ઘરે, પસુ પક્ખિય વિલવઇ કરૂણુ સરે. ૧૧

તે જંપઇ નિય નિય ભાસ, ગ્રહી વિન્નંતી સંભલિ અમ્હરહી,
પોકારઇ સાહલિ સવિ હરિણા, દઇ જીવિય જિણુવર કરિ કરૂણા. ૧૨

વનિ વસઇં વિણુાસન કુણુહ કરઇં, જઇ લહઇ તુ સુકકીય ચારિ ચરઇ;
વિણુ પાણિય પવનિહિં પ્રાણુ ધરઇ,
કુણિ દૂષણિ સામીય હરિણુમરઇં. ૧૩

રમણિ રલિ રન્ના જીવ સવે પર પિ ડિઇંહિ પોસઇ અપ્પભવે,
તીહઇં નરય પડંતા કુણુ સરણું,
ઇમ ચિંતઇ નિયમણિ નેમિ જિણું. ૧૪

મનિ કરૂણા આણીય અતિહિં ઘણી, મૂંકાવઇ મૃગ સવિ સુક્તિ ઘણી,
રહુવાલિય ચલ્લિઉ નેમી પહૂં, મન્નાવઇ જોડી હત્થ સહું. ૧૫

પગિલગ્ગા કદ્દવ જિમ સવિ જદ્દવ છંડીય સયલ સંસારિ,
નવિ હિયડઇ સલ્લિય નેહ ગહિલ્લિઉ રાઇમઈ વરનારિ. ૧૬
ઉમાહઉ અંગિઇહિં હિયડા રંગિહિ, સિવ ઉપ્પરિ સંધાણુ,
મણિ મૂંકિઉ મચ્છર દિઈ સંવચ્છર, સ્વામિ નિરંતર દાન. ૧૬
સુરનર વરિ જુત્તઉ જિણુવર પત્તઉ ગિરિ ગિરનારહ શ્રૃંગિ,
ભવવાસ વિખોડિય મનમથ મોડિય, લિઇ સંજમ મણુ રંગિ;
તપ તેજિ ઝલક્કઈં ઝાણિ ન ચુક્કઇ ઉલક્ખઇ અપ્પાણુ,
દિનિ ચઉપનિ પામીય, ગજગતિ ગામીય, સ્વામી કેવલનાણુ. ૧૭
તવ મિલિય સુરેસરુ સવિ અલવેસર, સમ્મોસરણુ કરંતિ,
ઉસીસાં કંતિહિ દિણુયર ત્રંતિહિ, નિસિ તિમિર ન ઢુક્કંતિ,
નિસાણા હનિનદ્દહિં, ભેરિય સદ્દહિં ગજ્જિય ગયણુ વિભાગ,
વેમાણિય વંતર નમઈં નિરંતર, સુર પરમેસર પાગ. ૧૮
વંદિય ગોવિંદિહિ મન આણુંદિહિ, સિંહાસણિહિ બઈઠુ,
નવનવ રસ વાણિય અમિય સમાણિય, જલહર જિમ જિણુ વુટ્ઠુ,
સિઉં સહિય સમાણિય રાજલ રાણિય લેઈ સંજમભાર,
પ્રીય વયણિ નિસત્તીય વિસય વિરત્તીય, તિણિ તજ્યો સંસાર. ૧૯
સોરીપુરિ જિસુ જમ્મ વરિસ સય તિન્નિ કુઆરો,
પરિણેવા ચાલ્યો દિટ્ઠ સંસાર અસારો,
ગયઉ સગિરિવર શૃંગિ રંગિ સંજમ સિરિ માણિય,
સંવચ્છર સયસત્ત હૂઉ સો કેવલ નાણિય,
રાજલ્લદેવિ અગ્રલિ કરિય, સિદ્ધિનયરિ વિલસંતિહુ સહુ,
દિઉ દેઉ દુક્ખદલ નિદ્દલણુ સિરિ સમગ્ર સિરિ નેમિ પહુ. ૨૦
ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી ત્રોટકબંધેન શ્રી નેમિસ્તુતિ.

## વિવરણ

કવિ જયશેખરસૂરિ નેમિનાથ ભગવાનની સ્તુતિ વસંતઋતુના ર્ણનથી કરે છે, કારણ કે તેવી માદક ઋતુમાં પણ નેમિનાથ કામા-

સક્ત થતા નથી. કવિ લખે છે :

"વસંતઋતુ પૃથ્વીતલ ઉપર આવી પહોંચી. વૃક્ષો ફૂલ અને ફળથી ફલિત થઈ ગયાં. કોકિલ પંખીનો કેલિરસ વખાણવાલાયક થાય છે. માનવતી સ્ત્રીઓ મનમાંથી માનરૂપ વિષનો ત્યાગ કરે છે.

કલ્પવૃક્ષની છાયામાં લોકો રમે છે. ભમરાઓ ગુંજારવ વડે મનને મોહે છે, નારંગી અને કરણી કેલિમાં મસ્ત છે, અને વનમાં વેઉલ, બકુલની કળીઓ ખીલે છે.

ગિરનાર પર્વતની તળેટીમાં નરનારીઓ ભેગાં મળે છે. ઝરણાં-ઓના જળમાં સર્વ રમે છે. કૃષ્ણની રમણીઓ રુક્મિણી આદિ નેમિ-કુમારને રમાડે છે, છતાં પણ નેમિકુમારનું મન વજ્રસમાન ચલિત થતું નથી.

જલક્રીડા કરવાથી અંગોમાંથી ટપકતા જલ સાથે તેઓ કિનારે ગયા. યાદવોનાં હૈયાંમાં ઘણો ઉત્સવ થયો. સત્યભામા, રુક્મિણી, રંભા, જાંબવતી, શાંબવતી વગેરે રાણીઓ બહુ ચાતુર્યથી બોલવા લાગી :

'હે દિયર ! તમારા ભાઈ હજાર સ્ત્રીઓના સ્વામી છે. તમે એક પણ રમણીને પ્રાપ્ત કરી નહીં. ગૃહિણી વિના એકલા માણસની કોઈ પ્રતિષ્ઠા નથી. માટે હે દેવર ! હમણાં તમે વિવાહ માટે માની જાઓ.'

આ પ્રમાણે કહીને અંતપુરની રાણીઓ પ્રભુને વિવાહને માટે મનાવે છે. ત્યારપછી ઉગ્રસેન રાજાની કુંવરી રાજુલને નેમિકુમાર સાથે વિવાહ માટે કૃષ્ણે સ્વીકારી.

ઝળકતાં આભરણોને દેહ ઉપર ધારણ કરીને, રથ ઉપર ચડીને નેમિનાથ પરણવા ચાલ્યા. માતાના મનમાં આનંદનો રંગ ઉભરાયો, એ અવસરે છપ્પન કરોડ યાદવો એકત્ર થયા.

કિન્નરો નેમિનાથ ભગવાનના ગુણો ગાય છે. બધા ઈંદ્રો એક મનવાળા થઈને મળે છે. આકાશમાં અપ્સરાઓ નૃત્ય કરે છે.

સ્વામીના મસ્તક ઉપર સુંદર છત્ર શોભે છે.

સાત્વિક ભાવના ઉદયથી હાથમાં જલકળો શોભે છે. દર્પણો વિદ્યુત જેવા દેખાય છે. જાણે મેઘ સુવર્ણરૂપી જળને વરસાવે છે અને દરિદ્રતારૂપી દાવાનલનું બળ નાશ પમાડે છે.

વાજિંત્રોનો આડંબરપૂર્વક અવાજ ચારે બાજુ ફેલાય છે. બે ગાઉ સુધી આકાશમાં અને ગુફાઓમાં એ શબ્દ ફેલાતો હતો. ગૃહસ્થાવાસમાં શોભતા નેમિકુમારને જોઈને રંભા સમાન સુંદર રાજુલ હરખે છે.

નવયૌવનથી યુક્ત, મેઘ સમાન શ્યામ વર્ણવાળા અને નિર્મળ ગુણોના સમૂહથી યુક્ત, શ્રી નેમિનાથ પ્રભુ સમીપમાં રહેલા સસરાના ઘરે પહોંચે છે, ત્યાં પશુપક્ષીઓ કરુણ સ્વરે વિલાપ કરે છે.

તે પશુઓ પોતપોતાની ભાષામાં કહે છે કે 'હે પ્રભુ ! અમારી વિનંતીને સાંભળો.' બધાં હરણો વ્યાકુળ થઈને પોકાર કરે છે કે 'હે જિનવર ! કરુણા કરીને અમને જીવિતદાન આપો.'

હરણો વનમાં વસે છે અને કોઈને પણ હાનિ પહોંચાડતાં નથી. જો મળે તો સૂકું ઘાસ ચરે છે. નિર્દોષ એવાં તેઓ હમણાં પાણી અને પવન વિના પ્રાણોને ધારણ કરે છે. આ જોઈ નેમિપ્રભુ વિચારે છે કે કયા દોષોના કારણે આ હરણોને મારવામાં આવશે ?

સર્વ જીવો રમણીરસમાં રક્ત રહીને આ સંસારમાં પરપિંડો વડે પોતાનું પોષણ કરે છે. નરકમાં પડતા જીવોને કોણ શરણરૂપ બનશે ? આ પ્રમાણે શ્રી નેમિ જિનેશ્વર પોતાના મનમાં ચિંતવે છે.

મનમાં અત્યંત કરુણા લાવીને મુક્તના સ્વામી શ્રી નેમિનાથ ભગવાન સર્વ પશુઓને મુક્ત કરાવે છે. રથને વાળીને પ્રભુ પાછા ફરે છે ત્યારે સર્વ લોકો એમને હાથ જોડીને મનાવે છે.

સંસારી એવા સર્વ યાદવોનો પગમાં ચોંટેલા કાદવની જેમ એમણે ત્યાગ કર્યો. રાજિમતી સમાન સુંદર રમણીનો સ્નેહ પણ

હવે હૃદયમાં કોઈ પણ પ્રકારનું શલ્ય આપતો નથી. હૃદયના ઉત્સાહથી શ્રી નેમિપ્રભુએ મોક્ષપુરી સાથે સંધિ કરી. મનમાંથી મત્સરાદિનો ત્યાગ કરી શ્રી નેમિપ્રભુએ નિત્ય સંવત્સર દાન આપ્યું.

શ્રી નેમિપ્રભુ સુરનરથી યુક્ત ગિરનાર પર્વતના શિખર ઉપર પહોંચ્યા. ત્યાં તેઓ ભવવાસની નિંદા કરીને (અર્થાત્ સંસારને અસાર જાણીને) મનરૂપી મેઘને મોડીને, આનંદથી, ઉત્સાહથી સંયમ સ્વીકારે છે. શ્રી નેમિનાથ પ્રભુ ત્યારપછી તપના તેજથી ઝળહળે છે. તેઓ ક્યારેય ધ્યાનથી ચલિત થતા નથી અને નિત્ય આત્મલક્ષી બને છે. ચોપનમા દિવસે ગજગામી પ્રભુ કેવલજ્ઞાનને ઉપાર્જન કરે છે.

અલવેશ્વર શ્રી નેમિપ્રભુના કેવલજ્ઞાનને જાણીને બધા ઈંદ્રો ભેગા મળીને સમવસરણની રચના કરે છે. સૂર્ય અને ચંદ્રની કાંતિથી રાત્રિમાં પણ અંધકાર પ્રવેશ કરતો નથી. વાજિંત્રોના નાદ વડે અને નગારાના શબ્દો વડે ગગનમંડલ ગાજતું હતું. વૈમાનિકો, વ્યંતરદેવો પરમેશ્વરના ચરણકમળને નિરંતર નમે છે.

મનમાં આનંદથી શ્રીકૃષ્ણ પ્રભુને વંદન કરે છે. પ્રભુ સિંહાસન ઉપર બેસે છે. નવા નવા રસયુક્ત અમૃત સમાન વાણીથી જલધરની જેમ શ્રી જિનેશ્વર વરસ્યા. સખીઓ સહિત આવેલી રાજુલરાણીએ ત્યાં સંયમ ગ્રહણ કર્યું. પ્રિય વચનોમાં આસક્ત અને વિષયોમાં વિરક્ત તેમણે સંસારનો ત્યાગ કર્યો.

શ્રી નેમિનાથ પ્રભુનો સૌરીપુરીમાં જન્મ થયો. ૩૦૦ વર્ષ કુમારપણામાં પસાર કર્યાં. પછી પરણવા જતાં તે સમયે સંસારને અસાર જાણી ગિરનારના શિખર ઉપર જઈને આનંદથી સંયમલક્ષ્મી મેળવીને ૭૦૦ વર્ષ તેઓ કેવલજ્ઞાની રહ્યા. રાજુલદેવીને અગ્રણી કરીને મોક્ષનગરીમાં શ્રી નેમિનાથ પ્રભુ આદિ સહુ વિલાસ કરે છે.

દુઃખસમૂહનું વિદારણ કરનારા હે નેમિનાથ પ્રભુ! સમગ્ર

લક્ષ્મીને આપો ! !”

આ સ્તુતિમાં કવિએ નેમિનાથ ભગવાનના જીવનના મહત્ત્વના પ્રસંગો સંક્ષેપમાં લાક્ષણિક શૈલીએ વર્ણવ્યા છે. નેમિનાથ ભગવાન પોતાના લગ્ન નિમિત્તો જમણવાર માટે વાડામાં પૂરવામાં આવેલાં હરણો વગેરે જોઈ અનુકંપાથી દ્રવિત થઈ જાય છે અને લગ્ન કર્યા વિના પાછા ફરે છે.

કવિએ આ કાવ્યમાં હરણો કેટલું નિર્દોષ જીવે છે અને તેથી તેઓ હત્યાને પાત્ર નથી તે પણ એક કડીમાં સરસ વર્ણવ્યું છે.

શ્રી નેમિનાથ પ્રભુ સંસારનો ત્યાગ કરે છે, કૌટુમ્બિક સંબંધો છોડી દે છે એ માટે કવિએ સરસ ઉપમા પ્રયોજી છે કે પગમાં લાગેલા કાદવને માણસ જેમ છોડી દે તેવી રીતે એ સંબંધો તેમણે છોડી દીધા. જુઓ :

“ પગિ લગ્ગા કદ્દવ જિમ સવિ જદ્દવ છંડીય સયલ સંસારિ ”

કવિની વાણી પ્રસંગાનુસાર લાઘવ ધારણ કરે છે. એમની સહજ અને પ્રાસાદિક વાણી અસ્ખલિત વહે છે.

° ° °

## (૪૦) શ્રી જીરાઉલિ પાર્શ્વનાથ વિનતી

જિરાઉલિ અવતારુ ચારૂ ચરિઉ ગુણુ નિલઉ,
મહિયલિ મહિમા સારૂ, સારય સસહર નિમ્મલઉ. ૧
કમલાકેલિ નિવાસ આસસેન નિવ નંદણુઉ,
પણુમિસુ જિનવર પાસુ, સામિય સિવપુર સંદણુઉ. ૨
હીયઇ ધરીજઇ ભાઉ જોયઉ જીરાઉલિ ધણીય,
તઉ લીધઉ સુહ ઠાઉ, ભાગીય ભોગલ ભવ તણીય. ૩
ચમકઇ ચોરચષા સભ્રમ ભાગુ ચરઠહ તણુ,
કલિજુગિ જગ આધારૂ, જીરાઉલી મહિમા ઘણુઉ. ૪

માંઠ મેલ્હાવઇ માણમનિ, જે વિરૂઉ ચિંતાવઈણિ,
સમહિમ સીહ સમાન, જાગંતઉ જીરાઉલુએ. ૫
જં જસુ વલ્લહ હોઇ તં તસુ પૂરઇ પાસપહુ,
સચરાચરિ જિય લોઇવુ જીરાઉલિ જાણિયએ. ૬
જે સુરવર સુરલોઇ, જે પુન્નગ પાયાલિપુણ,
જે નરવર નર લોઇ આણુતિ માનઇ દેવ તુહ. ૭
વયરી વિસહર વાહિ ખલ નાહલ જલ ભય નઈ,
તૂઠઇ જિણનાહિએ એત્થ પ્રભવઇ નહીંય. ૮
જલધરૂ જિમદાતારૂ હરિસણિ હુરિય વિહુંડણઉ,
સેવક જન સાધારૂ, જીરાઉલિ સુહ મંડણ. ૯
કામધેનુ કલિકાલ તૂં સુરતરુ ચિંતારયણુ,
મૂં સવિ સંકટ ટાલિ કરુણાકર કરુણા કરીય. ૧૦
પાસજિણેસર સામિ કિસી કરૂં હૂં વીનતીય,
લાગઉચ્છઉં તુઝ નામિ, સાર કરેવી માહરીય. ૧૧

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી જીરાઉલિ શ્રી પાર્શ્વનાથ વિનતી.

## વિવરણ

શ્રી જિરાવલા પાર્શ્વનાથને વિનતી કરતાં કવિ લખે છે કેઃ

"ચારુ ચારિત્રવાળા, ગુણોના સ્થાન, પૃથ્વીતલ ઉપર જેમનો મહિમા વિસ્તર્યો છે એવા, શરદઋતુના ચંદ્ર સમાન નિર્મળ એવા શ્રી પાર્શ્વપ્રભુ ! આપ જીરાવલા નગરમાં પ્રતિષ્ઠિત છો. લક્ષ્મીદેવીના ક્રીડાના નિવાસરૂપ, અશ્વસેન રાજાના પુત્ર, શિવપુરમાં જવા માટે સ્યંદન(રથ)રૂપ શ્રી જીરાવલા પાર્શ્વ જિનેશ્વરને આપણે પ્રણમીશું.

ભવસંબંધી ભોગોને ભાંગીને સુખના સ્થાનને જેમણે પ્રાપ્ત કર્યું છે એવા શ્રી જીરાવલા પાર્શ્વપ્રભુના હૃદયમાં ભાવ ધરીને દર્શન કરો.

ચોર અને ચરડો પ્રભુના ચમત્કારથી ભ્રમ સહિત ભાગી જાય છે. કલિયુગમાં જગતના આધારરૂપ શ્રી જીરાવલા પાર્શ્વપ્રભુનો મહિમા અપાર છે. તેઓ ભવ્યજીવોનાં મનમાંથી માન અને વિરૂપ ચિંતવન મુકાવે છે. સિંહ સમાન શ્રી જીરાવલા પાર્શ્વપ્રભુનો મહિમા જીવતોજાગતો છે.

જેને જે જે પ્રિય હોય તેને તે તે પાર્શ્વપ્રભુ પૂર્ણ કરે છે. સચરાચર લોકમાં એ જીરાવલા પાર્શ્વપ્રભુ પ્રસિદ્ધ છે.

સુરલોકમાં સુરવરો, પાતાલમાં પુન્નાગ દેવો અને મનુષ્ય-લોકમાં નરવરો, 'હે પ્રભુ! આપની આજ્ઞાને માને છે.'

શ્રી જીરાવલા પાર્શ્વપ્રભુ જેમના પર પ્રસન્ન હોય તેને વૈરી, વિષધર, વ્યાધિ, ખલ, વાઘ, જલનો ભય કે પ્રભાવ થતો નથી.

જલધર (મેઘ) જેમ દાતાર છે તેમ હે જીરાવલામંડન શ્રી પાર્શ્વપ્રભુ! આપનાં દર્શનથી સર્વ પાપોનો વિનાશ થાય છે. તેથી આપ સેવકજનના આધારરૂપ છો.

આ કલિકાલમાં આપ કામધેનુ, કલ્પવૃક્ષ કે ચિંતામણિરત્ન સમાન છો. હે કરુણાકર પ્રભુ! કરુણા કરીને મારા સર્વ સંકટોને દૂર કરો.

હે પાર્શ્વનાથ પ્રભુ! હું કેવી રીતે વિનંતી કરું? આપના ચરણોને નમસ્કાર કરું છું. હે પ્રભુ! મારી સાર કરજો.

• આ લઘુ વિનતીમાં કવિએ જીરાવલા તીર્થમાં બિરાજમાન પાર્શ્વપ્રભુનો મહિમા ગાયો છે. શ્રદ્ધા અને નિષ્ઠાપૂર્વક પ્રભુની ભક્તિ કરનારને વિવિધ પ્રકારના ભય સતાવતા નથી અને તેમની શુભ ઇચ્છા કે માનતા પૂર્ણ થાય છે તે કવિએ સ્પષ્ટ બતાવ્યું છે. કવિએ પોતે લખ્યું છે કે જીરાવલા પાર્શ્વપ્રભુનો મહિમા જીવતોજાગતો (જાગંતઉ) છે.

° ° °

## (૪૧) શ્રી શત્રુંજયમંડન શ્રી આદિદેવ વિનતી

પુણ્વયોગિ વિમલાચલુ પામી,
આદિદેવુ ભજિજસિઉં સિરુ નામી;
પાપભાર ટલિયા જઈ આગઇ,
તઉ સુખિઇં પ્રભુ પગે સિરુ લાગઇં. ૧

મોહ માન મદ મચ્છર ઢાલિઇં,
નીગમ્યા ભવ ઘણા મઈ આલિઇં;
એહૂ એકુ ભવસારુ વિચારઉ,
જીણિ રંગિ રિસહેસુ જુહારઉ. ૨

તાહરાં વચન દુર્ગતિ તારઈં,
રોગ સોગ ભય તાવઢિ વારઈં;
તઉ રિષીશ્વર નમઇં તુઝ પાયા,
ધ્યાઈં દેવ સવિ મૂંકી માયા. ૩

કાચિ રાચિ મનમાણિ કિ દીઠઈં;
ક્ષાર વારિમ ભજે જલિ મીઠઇં;
મૂઢ રે, રિસહનાયક સેવી,
સેવિવઉ અવર દેવુ ન દેવી. ૪

એઉ દેવુ હીયડઇ જઈ આવઇ,
છાંડિવઉ તસુ ભવૂ અમ્હ ભાવઇં;
સ્વામિની કિમ્હઇ ઓલગ પામઉં,
ભુક્તિ મુક્તિ બિંહુ કિંપિ ન કામઉં. ૫

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શત્રુંજયમંડન શ્રી આદિદેવ વિનતી.

### વિવરણ

શ્રી શત્રુંજય તીર્થમાં બિરાજમાન ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતાં કવિ લખે છે :

"પુણ્યયોગે વિમલાચલ(શત્રુંજય)ને પામીને શ્રી આદિદેવ

પ્રભુને શિશ ઝુકાવીને ભજીશું. એમની પાસે જવાથી પાપરૂપી ભાર ટળી ગયો છે. પ્રભુના ચરણુનો મસ્તક દ્વારા સ્પર્શ કરવાથી શાશ્વત સુખની પ્રાપ્તિ થાય છે.

મોહ, માન, મદ, મત્સરમાં મારા ઘણુા ભવો વ્યર્થ પસાર થયા છે. હવે આ ભવને ઉત્તમ માનું છું, કારણુ કે પ્રભુ શ્રી ઋષભજિનનાં મને દર્શન થયાં છે.

હે પ્રભુ ! આપનાં વચનો દુર્ગતિથી બચાવે છે. રોગ, શોક, ભય, તાપને આપની આજ્ઞા નિવારે છે. હે ઋષભેશ્વર ! અન્ય સર્વ માયાને મૂકીને હું આપનું ધ્યાન ધરું છું અને આપના ચરણોને નમસ્કાર કરું છું.

માણેક મેળવ્યા પછી કાચ જોઈને કોણુ મનમાં રાચે ? મીઠા પાણીને છોડીને ખારા પાણીને કોણુ પીવે ? હે મૂર્ખ ! અન્ય દેવ-દેવીઓની સેવાનો ત્યાગ કરી પ્રભુ શ્રી ઋષભજિનની સેવા કર.

જો આ દેવ હૈયામાં આવી જાય તો અમારી ભવરૂપી ભાવઠ દૂર થઈ જાય. હે સ્વામિન્ ! આપની ઓળખ કેમ કરીને પામીએ ? ભુક્તિ (ભોગવિલાસ) અને મુક્તિ એ બન્નેનું અત્યારે કાંઈ પણુ કામ નથી, હાલ આ પાંચમા આરામાં તો હે પ્રભુ ! આપનો વાસ અમારા હૈયામાં રહે એટલું પણુ બસ છે,

આ સ્તુતિમાં કવિએ પોતાના નિરર્થક ગયેલા પૂર્વના ભવો માટે પશ્ચાત્તાપ વ્યક્ત કરી, મળેલા વર્તમાન માનવભવને સાર્થક અને સફળ બનાવવા માટે શ્રી આદિનાથપ્રભુની ભક્તિ ઉપર ભાર મૂકયો છે.

○ ○ ○

## (૪૨) શ્રી પાર્શ્વનાથ વિનતી

સકલ સહાકુલ સોહાગ સુન્દર, તૂ પય પૂજઇ સયલા પુરન્દર;
મંદર ગિરવર ધીર, પાસ સામિ તિયલોય દિવાયરૂ;
ગુણુતુ ગેલિહિં ગાયઇ નાયરુ, સાયર જિમ ગંભીર. ૧

જે આરાહઇ આનાવાડઈ, સિદ્ધિ તણું સુખ તીહ દિખાડઇ;
સંપાડઇ બહુ બહુ લાહ, સિવરમણી વિલસઇ અલવેસરૂ;
સવિહું દેવ એહુ જિ દેહરા-સુર-ભાસુર જિમ દિનનાહુ. ૨

તઇ ભડુ ભાગઉ ભુયબલિ વમ્મહુ, કીધઉ મોહુ નિરિંદુ;
પરમ્મુહુ કમ્મહણી બલવંત, તઉ સિર નામી સુરનર શચા;
તુહ સેવઇ પરમેસર પાયા, છાયા તરૂ જિમ સંત. ૩

ભૂલાઉ ભવિ ભવિ ભમિઉ નિરંતરૂ, દેવ કુદેવ ન જાણુઉં અંતર;
વંતર ધૂરિ મૂ લીહ, હિવઉ જાગિઉ સુહ ગુરુ વયણિહિં;
તઉમઇ જોયઉં અંતર નયણિહિં, રયણિ મોહ તૂં દીહ. ૪

વાણારસિ નયરી મણુહરણી, આસસેણુ નિંવુ તે જિહિં તરુણી,
ધરણી વામા નામી, નિય અવવારઇં તઇં સંભાવિય;
વિન્નવિ ગુરુય પ્રમાણિ, ચડાવીય વાવી જિમ આરામિ. ૫

અવરદેવ દીપતિ જિણુ ભાજઇં, તિણિ દિણિ તોરઉ મહિમા ગાજઇં,
વાજઈં જગિ જય ભંભં, નવકર નીલવણું તણુ કંતી,
તઉ દિટ્ઠિ તુ સેવ કરંતી, વહુપંતી વિણુદંભ. ૬

કહિઉ જલણિ જલંતુ ભયંગમુ,
તઈં તસુ કારિઉ સુરપુર સંગમ,
જંગમ તૂં સુરસાલ;
કેરિ કરિ અહમ ઉપરી તે કરૂણા,
કિમ અવગણીઇં સેવક ધરણા,
શરણાગત પ્રતિપાલ. ૭

કેહા કાલ આજ તૂં ધ્યાયઉ,
તઇં કરૂણાકરૂ જાણી ધ્યાયઉ,
કાયઉ હૂં ઘણુમોહિ;
એ વિનત્તી મનિ અવધારી,

આસ અમ્હારી પૂરિ સવહારી
ભવતારી દઈ બોહિ. ૮

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી પાર્શ્વનાથ વિનતી.

૦ ૦ ૦

વિવરણ

તેવીસમા શ્રી પાર્શ્વપ્રભુને વિનતી કરતાં કવિ કહે છે : "હે પાર્શ્વપ્રભુ ! સર્વ કળાઓથી યુક્ત, હંમેશાં ફળ આપનારા, મનોહર સુંદર એવા આપના ચરણોને સર્વ ઇંદ્રો પૂજે છે. આપ મંદર પર્વત જેવા ધીર છો. ત્રણુ લોકને પ્રકાશિત કરવામાં સૂર્યરૂપ એવા હે પાર્શ્વપ્રભુ ! સાગર જેવા ગંભીર એવા આપના ગુણોને નગરજનો ઉત્સાહથી ગાય છે.

આપની આજ્ઞા પ્રમાણે જે આરાધના કરે છે તેને આપ સિદ્ધિ સંબંધી સુખો દેખાડો છો અને ઘણા ઘણા લાભો આપો છો. શિવરમણીની સાથે આપ વિલાસ કરો છો. મોટે ભાગે સર્વ જિન-મંદિરમાં આપ બિરાજમાન છો અને સૂર્ય સમાન તેજસ્વી છો.

આપે ભૂત, બલિ અને કામદેવના સુભટોને ભાંગ્યા છે અને મોહરાજાને આપે પરાઙ્મુખ કર્યો છે. બલવંત એવા આપે કર્મોને હણ્યાં છે. આપની આગળ સુરેન્દ્રો અને નરેન્દ્રો શીશ ઝુકાવે છે. જેમ સંત, વૃક્ષની છાયાને સેવે છે તેમ તેઓ, હે પરમેશ્વર ! આપના ચરણોને સેવે છે.

અજ્ઞાની એવા અમે ભવોભવમાં નિરંતર ભમ્યા અને સુદેવ તથા કુદેવના અંતરને ન જાણ્યું. હું અન્ય ધર્મમાં લેપાતો રહ્યો. હવે હું સુગુરુનાં વચનોથી જાગ્રત થયો છું. આંતરચક્ષુથી આપને નિહાળું છું તેથી હે પ્રભુ ! રત્નત્રયી મને આપજો.

મનનું હરણ કરનારી એવી મનોહર વારાણસી નગરી છે. ત્યાં અશ્વસેન રાજા રાજ્ય કરે છે. તેમને સુંદર એવી વામા નામની રાણી

છે. તેમની કુક્ષીથી હે પાર્શ્વપ્રભુ! આપ અવતર્યા. ઉદ્યાનમાં જેમ વાવડી શોભે તેમ મોટા કુળમાં આપ શોભવા લાગ્યા.

અન્ય દેવોનું તેજ તે દિવસથી ઓછું થયું. જગતમાં આપનો મહિમા ગાજી ઊઠ્યો અને જય જયની ભંભા વાગવા લાગી. નીલકમળ જેવી આપના દેહની કાંતિ છે. દંભ વિના જ લોકો આપની સેવા કરે છે.

અગ્નિમાં બળતા એવા સાપને આપે બહાર કાઢ્યો અને ત્યાં સ્વર્ગનો (સુરપુરનો) સંગમ કરાવ્યો. આપ જંગમ કલ્પવૃક્ષ સમાન છો. હે શરણાગત પ્રતિપાળ! આપ સેવકની ધારણાને કેમ અવગણો છો? અમારા ઉપર કરુણા કરો!

આજસુધી હું મોહનાં ઘણાં કાર્યો કરતો રહ્યો. કેટલા સમય પછી આજે હું આપને કરુણાકર જાણીને આપનું ધ્યાન ધરું છું!

અમારી આ વિનંતીને મનમાં અવધારીને અમારી આશાને પૂર્ણ કરો. હે પ્રભુ! બોધિબીજ આપીને અમને ભવથી તારો.

આઠ કડીની આ લઘુ રચનામાં કવિ જયશેખરસૂરિએ પાર્શ્વનાથ પ્રભુનો મહિમા વર્ણવ્યો છે. પાર્શ્વપ્રભુ પાસે 'બોધિલાભ' માટે પ્રાર્થના પરાપૂર્વથી થતી આવી છે. ભદ્રબાહુસ્વામીકૃત 'ઉવસગ્ગહરં સ્તોત્ર'માં છેલ્લે 'તા દેવ દિજ્જ બોહિં, ભવેભવે પાસ જિણચંદ' એમ કહેવાયું છે. કવિએ આ પ્રાસાનુપ્રાસયુક્ત વિનતીમાં પણ એ રીતે પોતાના નિરર્થક વેડફાઈ ગયેલા પૂર્વ ભવો માટે પશ્ચાતાપ વ્યક્ત કરી પ્રભુ પાસે બોધિબીજની પ્રાર્થના કરી છે.

• • •

## (૪૩) શ્રી પાર્શ્વનાથ વિનતી

સુથિર થાનક નાણી જાણીઇ જિહાં, જિણેસર પાસ વખાણિયઇ;
તસ તણે ચલણે શિર નામિયઇ, ફલ સમીહિત તતક્ષણ પામીઇ. ૧

અતિઘણી તુઝ ભાલિ વિસાલતા, મંનન લોલ કપોલ નિહાલતા;
કલમ ચંગિમ લોચનિ તૂ વસી, મુખ ભલક જિમ પૂનિમઉ સસી. ૨

સહજિ કંઠ અનંત સોહામણઉ, રદય દેસ સદા રલિયામણુ;
જિસી ભોગલ બાહ બિન્હઇ તિસી, ભવિક ભાવહિ પાણિ તલે વસી. ૩

નખ સવે કરિ વેઉલની કલી, ઉદર પાતલડુ કડિ મોકલી;
ચગિ વસઇ તન સંપદ એકઠી, પરમ જોગી તૂં દૃઢ પાલડી. ૪

ઇસીઉ જોઇ રૂપ અમ્હારડી, કિમઇ તૃપ્તિ ન પામઇ આંખડી;
હીઈ અચ્છઇ નિતુ એહ જિ વાસના, કહિયં પાપ નિહાલિ સુપાસના. ૫

દુરિત દેવતણી લિપિ લોપીઇ, સિવતણાં સુખ તઇ જિન રોપીઇ;
સકલ ભૂતલિ ભાવહિ ભંજણા, અમ્હ મનોરથ પૂરિ ઘણા ઘણા. ૬

સિરિપાસ જિણેસર પણયઇ, સુરેસર મહ વિનતી સાંભલીય;
તિહુયણ આણંદ પાપ સાર(ય) કરે સેવક તણીય. ૭

ઇતિ શ્રી પાર્શ્વનાથ વિનતી.

## વિવરણ

કવિ શ્રી જયશેખરસૂરિએ શ્રી પાશ્ર્વનાથ પ્રભુ વિશે જે વિવિધ રચનાઓ કરી છે તેમાં આ રચના પ્રભુના દેહવર્ણનને લીધે જુદી ભાત પાડે છે. કવિ કહે છે :

“શ્રી પાશ્ર્વપ્રભુ સુસ્થિર સ્થાન(મોક્ષ)ના જ્ઞાની છે એમ જાણીને સ્તુતિ કરીએ. તેમના ચરણોમાં શીશ નમાવીએ અને સાચું ફળ તત્ક્ષણ પામીએ.

હે પ્રભુ! આપ અત્યંત વિશાળ ભાલવાળા છો, આપનું મન નિશ્ચલ છે, કપોલ દર્શનીય છે, આપનાં નેત્રોમાં કમલની મનોહરતા વસેલી છે; પૂર્ણિમાના ચંદ્રની જેમ આપનું મુખ શોભે છે. આપનો કંઠ સ્વાભાવિક જ સોહામણો છે; આપનું વક્ષસ્થળ રળિયામણું છે; આપનાં બન્ને બાહુ ભોગળ જેવાં સુદૃઢ છે, આપના હાથથી ભવિક જનનાં દુઃખો વશ થઈ જાય છે.

આપના હાથના નખો ફૂલની કોમળ કળી સમાન શોભે છે.

આપ કૃશોદર છો, આપની કટિમેખલા શોભે છે, આપની શરીરની સંપત્તિ જાણે પગમાં જ એકત્ર થઈને વાસ કરતી હોય તેમ જણાય છે. પરમ યોગી એવા આપ નિશ્ચયથી જ પાલનહાર છો.

આપના આવા સૌંદર્યને જોઈને અમારી આંખો કેમ તૃપ્તિ પામે ? હૃદયમાં નિત્ય એ જ ભાવના રહે છે કે ક્યારે શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં દર્શન કરીએ.

આપે દુરિતરૂપી દેવોની (અર્થાત્ કુદેવોની) પ્રણાલિકાનો લોપ કર્યો. હે જિન ! આપે મોક્ષ–સુખના બીજને રોપ્યું છે. પૃથ્વી ઉપર રહેલાં બધાં દુઃખોનો નાશ કરી ઘણા ઘણા અમારા મનોરથને પૂર્ણ કરો.

ઇંદ્રોથી વંદન કરાયેલા હે શ્રી પાર્શ્વ-જિનેશ્વર ! મ્હારી વિનંતીને સાંભળીને ત્રિભુવનમાં જીવોને જે રીતે આનંદ થાય તે રીતે કૃપા કરો.”

આ વિનતીમાં કવિએ પ્રથમ કડીમાં શ્રી પાર્શ્વપ્રભુનો મહિમા વર્ણવી, પછીની ત્રણ કડીમાં એમનાં ભાલ, કપોલ, નેત્ર, કંઠ, બાહુ, નખ, કટિ વગેરે અંગાંગોનું મનોહર વર્ણન કર્યું છે, અને છેલ્લી એ કડીમાં પોતાનાં દુઃખો દૂર કરવા પ્રાર્થના કરી છે.

° ° °

### (૪૪) શ્રી શત્રુંજયમંડન શ્રી આદિદેવ વિનતી

મૂં ગમઇ અમૃતની પરિતાઢઉં,
ખેત્રુ સેત્રુ તણઉં અતિ ગાઢઉં;
જિણિ લોચન તણુઇ પથિ પામઇં,
નાસિપઇ નિખિલ પાતક થામઈં. ૧

સ્નાનિ જે સુકૃત હો ન દીસઇ,
તેઉ પુણ્યુ જઈ સેત્રુજ દીસઈ;
એતલુ અપર શાસન બોલઈં,
તોઇ જે કુમતિ તે મુનિ જેલઈં. ૨

ઇણિ ડૂંગરિ ચડિયા મન રંગિઇં,
દેવ સેવકરણા નવ ભંગિઇં;
જીવ જં દુરિત રીસણુ હૂંતા,
તે સવે અમર ઠાણિ પહૂંતા. ૩

જે વસઇં ભવન તૂ નિતુ માલી,
પક્ખિ જાતિ ગુણિ તેઉ હૂં આલી;
સંઘ રંગજ ભલી પરિ દેખી,
ઠાઇં નિશ્ચલ જિસી હુંઇ રેખી. ૪

પંક સંકટિ પડિઉ જણુ જાણી,
ઘોર દોર જિમ આપિય વાણી;
જીણી તીણી રિસહેસરિ દીઠઇં,
પાપ તાપ નવ નિશ્ચિઇં નીઠઇં. ૫

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી શત્રુંજયમંડન શ્રી આદિદેવ વિનતી.

## વિવરણ

શ્રી શત્રુંજય તીર્થ ઉપર બિરાજમાન શ્રી ઋષભદેવને વિનતી કરતાં કવિ કહે છે :

"શત્રુંજયક્ષેત્ર અતિ ગાઢ (જંગલોવાળું) છે. મને અમૃતની જેમ તે ટાઢક કરાવે છે. માર્ગમાં જે નજરે પડે છે એવાં સર્વ પાપ એમના દર્શનથી નાશ પામે છે.

સ્નાનમાં જેટલું સુકૃત (પુણ્ય) દેખાતું નથી તેટલું પુણ્ય શેત્રુંજી નદીમાં સ્નાન કરવાથી થાય છે. આટલી વાત તો અન્ય શાસનમાં પણ બતાવાઈ છે. વળી એથી કુમતિ પણ નાશ પામે છે.

મનમાં ઉત્સાહથી અમે આ ગિરિરાજ ઉપર ચડચા. હે દેવ, વિધ વિધ પ્રકારે હું સેવા કરવા ઇચ્છું છું. જે જીવોનાં શત્રુંજય-ગિરિનાં દર્શનથી સર્વ પાપો હણાયાં તેવા સર્વે જીવો અમર—અક્ષય સ્થાને પહોંચ્યા છે.

રેખા પ્રમાણે નિશ્ચલ થઈને જેઓના વડે સંઘનો ઉત્સાહ સારી રીતે જોવાય છે એવા માળીઓ અને પક્ષીઓ જેઓ આપના ભવનમાં વાસ કરે છે તેઓ અધિકે ગુણવાન (પુણ્યશાળી) છે.

જગતને ઘોર પાપરૂપી કાદવના સંકટમાં પડેલા જાણીને બચાવવા માટે દોરડા સમાન આપની વાણી તેઓના ઉદ્ધાર માટે થાય છે. જેમણે શ્રી ઋષભપ્રભુનાં દર્શન કર્યાં છે તેઓનાં નવ કોટિનાં [મન, વચન અને કાયાથી કરવું, કરાવવું અને અનુમોદવું] પાપના તાપનો અવશ્ય નાશ થાય છે.

શ્રી શત્રુંજય તીર્થ વિશેની આ લઘુ વિનતીમાં કવિએ અનુક્રમે શત્રુંજય તીર્થના ક્ષેત્રનો, શેત્રુંજી નદીના સ્નાનનો, ડુંગર ઉપર ચડવાનો અને આદિનાથ ભગવાનનાં દર્શનનો એમ આનંદ વ્યક્ત કર્યો છે. છેલ્લી કડીમાં કાદવરૂપી સંકટમાં પડેલા જગતને બચાવવા માટે પ્રભુની વાણી દોરડાનું કામ કરે છે એવું કવિએ પ્રયોજેલું રૂપક વાસ્તવિક; મૌલિક અને મનોહર છે.

° ° °

## (૪૫) શ્રી સાહિલામંડન શ્રી આદિનાથ વિનતી

સાહિલા નગરિ ભાવિ અભંગિઇ, આદિ દેવુ નમસિઇ મન રંગિઉ;
ગાઇસ્યુ જિણ ભણી ગુણ સાચા, એતલઇ ફલુ હુસિઇં મુખિ વાચા. ૧
જે કિયાં દુરિત તે ન કહાઇ, ચીતવ્યાં પુણ હિયઇ ન સમાઇ;
હૂં ભવિઇ ભવુ ભમીહિવ ભાગઉ, નાથની ચરણુઉ લગ લાગઉ. ૨
આજ મૂં સકલ ભાવઠિ નીઠી, મૂર્તિ તૂ મનતણુઇ રસિ દીઠી;
સિદ્ધ સંપદ સહી સિવ પામી, ઉલગિઉ પ્રભુ કિમઇ સિવગામી. ૩
સહરૂ ન કિરની પરિ દીપઇ, રાગરોસ તિમિરે નવિ છીપઇં;
તઇં જોઇં જીહતિ દ્દષ્ટિ સરોસી, જીવમાનિ ભવરાનિ તિ કોસી. ૪
જે પડયા અતિ ઘણુઇ ઘર ધંધઇ, ચીકણા કલુષ કમ્મ તિ બાંધઇ;
પાપપંક સઘલા ઇતિ ધોયઇ, ભાવના ભરિ જિ કેતઇ જોયઇ. ૫

આપણુઇ મનિ ઇસ્યું જિ વિચારઉ, માણુસુ ભવ હુઉ હિવ સારઉ,
પાછિલા દિન ગયા સવિ આલિઇ, માચ્છુલા જિમ પડિયા ભવ જાલિઇં. ૬

તું કન્હઇ કુશલરિદ્ધિ ન યાચઇં, કામિની મન ઘણુ ન વિમાચઇ;
આસ એટલી ચિત્તિ ધરીજઇ, તાહરી કિમઇ સેવ કરીજઇ. ૭

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા સાહિલામંડન શ્રી આદિનાથ વિનતી.

વિવરણ

સાહિલા નગરના શ્રી આદિનાથ પ્રભુને વિનતી કરતાં કવિ કહે છે:

"સાહિલા નગરમાં શ્રી આદિનાથ પ્રભુને ઉલ્લસિત મનથી ભિન્ન ભિન્ન પ્રકારે અમે નમસ્કાર કરીએ છીએ. શ્રી જિનેશ્વર પ્રભુના સાચા ગુણોને અમે ગાઈશું. એટલી સુખ અને વચનની સફળતાને જાણીશું.

જે પાપ કર્યાં તે પાપ કહેવાતાં નથી. જે અસદ્ ચિંતન હતું તે પણ હૈયામાં સમાતું નથી. પરંતુ હું હવે ભવોભવની ભ્રમણાને ઉમંગથી તોડી શ્રી આદિનાથ પ્રભુના ચરણોમાં પ્રીતિ કરું છું.

આજે મારું સર્વ દુઃખ નાશ પામ્યું. આપની મૂર્તિનાં દર્શન કરતાં મનમાં રસ ઉત્પન્ન થાય છે. હે પ્રભુ! હું શિવગામી ક્યારે થઈશ?

સૂર્યનાં હજારો કિરણ ચોતરફ પ્રકાશે છે. છતાં પણ તે સૂર્ય રાગદ્વેષના તિમિરને જીતતો નથી. આપને જોવાથી જ જીવ રાગદ્વેષને જીતે છે અને તેનો સંસાર પરિમિત બની જાય છે.

જેઓ અત્યંત ઘરધંધામાં પડેલા છે તેઓ ચીકણાં કલુષિત કર્મો બાંધે છે. પૂર્ણ ભાવનાથી જેઓ આપનાં દર્શન કરે છે તેઓ સકલ પાપપંક ધુએ છે. પોતાના મનમાં જ હું વિચારું છું કે હમણાં પ્રાપ્ત થયેલા મનુષ્યભવને સારવંત બનાવવો જોઈએ. પૂર્વેના

બધા જ દિવસો વ્યર્થ (ફોગટ) ગયા છે. હું માછલાંની જેમ ભવરૂપી જાળમાં પડેલો છુ.

આપની પાસે હું કુશળ રિદ્ધિની યાચના કરતો નથી. કામિનીમાં પણ મારું મન રાચતું નથી. આપની સેવાને હું કેવી રીતે પ્રાપ્ત કરું એટલી જ ચિત્તમાં આશાને ધારણ કરું છું."

આ વિનતી કવિએ સાહિલા નગરના શ્રી આદિનાથ ભગવાનને સંબોધીને લખી છે. આ સાહિલા નગર ક્યાં આવ્યું ? તે છે કે નષ્ટ થઈ ગયું છે ? અને હોય તો તેનું અર્વાચીન નામ શું છે ? આ સંશોધનનો વિષય છે. એ નગરની યાત્રાએ જતાં કવિનું મન ગાઈ ઊઠ્યું છે. પ્રભુનાં દર્શન કરી કવિ કેવી કૃતાર્થતા અનુભવે છે તે આ વિનતીમાં વર્ણવ્યું છે.

° ° °

## (૪૬) શ્રી નેમિનાથ ધઉલ

દ્વારિકા ઘરિ ઘરિ મંગલ ચારૂ, સમુદ્રવિજય નરવર તણઉએ;
સિવાદેવિ માડિય તણઉ મલ્હારૂ, નેમિ કુમરવર પરિણીઇએ. ૧

ઉગ્રસેન રાય તણીય કુમારિ, રાજુલ રૂપિ રલીયામણીએ;
નિસુણિય નેમિ વર નિરુપમ નારિ, આપણુઇ મનિ કલિરવ કરઇએ. ૨
આંચલી૦

આવઉ આવઉ યાદવ કુલિ જાણઉં, દેવ અકલુએ પરિણવઉં માનિસિઇએ;
માહિ મલી કરઉ ઉત્સવ હેવ, તેમ કરઉ જેમ કેસવ ભણઇએ. ૩

મિલીય સુહાગણિ ન્હાવરઇ નાથુ, ઈંદ્રાણી હુઇ ધોલણીએ;
સ્વામિ શ્રૃંગારઇં સુરપતિ, સાધિ હરિ હરિખિ તુ કરિ સાખિઉએ. ૪
ઉગ્રસેન૦

સિરૂવરિ કેવડી આલઉ, ખૂપઓ મણિ મઇ મઉડ મોતી જડિઉએ,
કાને કુંડલ ઝલહલિઉં રુપું, બહરખા બહિડીઓ લગઇએ. ૫
ઉગ્રસેન૦

લહકઇ હીયડલઇ મોતીય હાર, ગયણુગગા કિરિ ઉતરઇંએ,
કરિ બિકણુ કડગ શૃંગાર, ઉલટી અંગિ ચંદન તણીએ. ૬
ઉગ્રસેન૦

ચમર ચંચલ કરિ વાલવઇ નારિ, છત્રહિં રવિકરચ્છાઈયાંએ,
હય ગય રહ ભડ પ્રભુ પરિવારિ, જોયત પાર ન પામીઇએ. ૭
વાજિંત્ર વાજઇ ગુહર ગંભીર, ગિરિવર શૃંગ ગાંજી રહિયાંએ,
વિણુ મણિ મોતીય કંચણુ ચીર, અવર ન દૃષ્ટિ ગોચરિ પડઇએ. ૮
ઉગ્રસેન૦

હરિખિઇંહિં ગહબરી ધઉલ હી માહિ, સિવાદેવિ ધઉલ દેવા ટલીય,
નયણું નિરંતર નીર પ્રવાહ, વરુહુ દેવતા દોહિલઉએ. ૯
ઉગ્રસેન૦

ઘરિ ઘરિ ગૂડીય વંદરવાલિ, તોરણે તલીય તે જાગલીય જોયએ,
સહૂ ચડી માલિ અટાલિ, વરુ જલધર જિમ સામલુએ. ૧૦
ઉગ્રસેન૦

નિરખિય નવ ભવ નેહુલઈ, બાલ ગઉખિ રહી ગોરડીય,
જાણુ પહૂં મિલઉં દેઇય, ફાલ યાદવરાય સામ્હી જઇય. ૧૧
ઉગ્રસેન૦

જાણુએ પિઉ ઉપાડિય નાહુઈ, મઇ કિમત્ર સત્થી પસિઇએ,
ઉડી ન સકઇ એહુ જિ દાહુ, પંખવિહૂણી તડફડઇએ. ૧૨
ઉગ્રસેન૦

અવર નારાયણુ યાદવ કોડિ, વરૂ મોરૂ રવિ જિમ તપઇએ,
હૂં નહી આણિસુ નિજકુલિ ખોડિ, નિરતુ ચિત્તિ ચાલિસુ એહનઈ. ૧૩
ઉગ્રસેન૦

રાણિ રાજલિ તણુઉ આણુ દુ, કવિજણુ કેતલઉ કેવલઇએ,
જય જય જગ ગુરુ નેમિ જિણિંદુ, જીણે નેહઇ જઇ પૂરીઉએ. ૧૪

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી નેમિનાથ ધઉલ.

વિવરણ

કવિ શ્રી જયશેખરસૂરિએ ધઉલના પ્રકારની આ રચના શ્રી નેમિનાથ પ્રભુ વિશે લખી છે. કવિ કહે છે :

"દ્વારિકા નગરીમાં ઘરઘરમાં મનોહર માંગલિક કાર્યો થઈ રહ્યાં છે. સમુદ્રવિજય રાજા અને શિવાદેવી માતાના પુત્ર નેમિકુમાર પરણવા ચાલ્યા છે.

ઉગ્રસેન રાજાની પુત્રી રાજુલ રૂપમાં અત્યંત રૂપાળી છે. નેમિરાજકુમાર શ્યામ છે. તે સાંભળીને દ્વારિકા નગરીની સ્ત્રીઓ પોતાના મનમાં કલરવ (ચર્ચા) કરવા લાગી.

હે યાદવકુલમાં જ્ઞાત ! આવો, આવો. આપને પરણાવવા માટે જ બધા દેવો માંહોમાંહે ઉત્સવ કરવા તૈયાર થયા છે. જેમ કૃષ્ણે કહ્યું તે પ્રમાણે આપ કરો.

સુહાગણ સ્ત્રીઓ સાથે મળીને નેમિકુમારને નવરાવે છે. ઇંદ્રાણીઓ પણ સ્નાપિકા બની છે. હર્ષિત ઇંદ્ર મહારાજા નેમિકુમારને સારી રીતે શણગારે છે.

કોમળ કેવડાથી સુગંધિત એવા મસ્તક ઉપર મોતી અને મણિઓથી જડેલો મુગટ રાખ્યો છે. કાનમાં અત્યંત ઝળહળતાં કુંડલો શોભે છે. બાહુ પર બાજુબંધ બંધાયેલા છે.

હૃદય ઉપર મોતીનો હાર ચમકે છે, જાણે આકાશગંગા નીચે ઉતરી આવી ન હોય ! કંકણ-કડાથી પ્રભુનો શૃંગાર કર્યો છે અને અંગો ઉપર ચંદનનો લેપ કર્યો છે.

નારીઓ હાથમાં ચંચલ ચામરને વીંઝે છે. સૂર્યનાં કિરણોને છત્ર વડે આચ્છાદિત કરે છે. હાથી, ઘોડા, રથ સુભટો આદિ પ્રભુનો પરિવાર જોતાં અમે પાર પામતા નથી.

ગંભીર ધ્વનિથી યુક્ત વાજિંત્રો વાગે છે. પર્વતોનાં શિખરો પણ ગાજી રહ્યાં છે. મણિ, મોતી, કંચન, ચીર સિવાય બીજું

કાંઈ દૃષ્ટિગોચર થતું નથી.

શિવાદેવી અને અન્ય ગોત્રનારીઓ હર્ષિત થઈને ધવલ ગીતો ગાય છે. નયનોમાંથી નિરંતર હર્ષાશ્રુ વહે છે. દુર્લભ એવા નેમિકુમાર સૌનાં મનમાં વસ્યા છે.

ઘરઘરમાં વંદનાવલી ગુંજે છે. તોરણની નીચે રહેલા તે નેમિકુમાર શોભે છે. જલધર જેવા શ્યામવરને સહુ નરનારીઓ પોતપોતાની અટારી પર ચઢીને જુએ છે.

નવ ભવના સ્નેહને જોઈને ગૌર વર્ણવાળી રાજિમતી ગોખમાં પતિને જોવા ઊભી છે. પ્રભુને મળવા તે ઉત્સુક જણાય છે. યાદવ-રાજને મળવા તે સામે જાય છે.

જાણે શીઘ્રતાથી પિયુને મળવા ઇચ્છા કરે છે પરંતુ રાજિમતી શક્તિવિહોણી અબળા છે. પાંખ વિના ઊડી ન શકવાના દાહથી તે તરફડે છે.

બીજા નારાયણ અને કરોડો યાદવોની વચ્ચે મારા સ્વામી સૂર્યની જેમ તપે છે. હું મારા કુળમાં ખોટ નહીં લાવું. નિત્ય એમના ચિત્ત પ્રમાણે જ વર્તન કરીશ.

રાણી રાજુલના આનંદનુ કવિ કેટલું વર્ણન કરી શકશે? જેમના સ્નેહમાં આખું જગત સમાય છે એવા જગદ્ગુરુ શ્રી નેમિ-જિનનો જય થાઓ."

ધઉલ(ધવલ–ધોળ)ના પ્રકારની આ કાવ્યકૃતિમાં કવિએ નેમિ-નાથ પરણવા જાય છે એટલા પ્રસંગનું જ ભાવવાહી નિરૂપણ કર્યું છે. કવિએ આરંભમાં નેમિનાથને સ્નાન કરાવતાં ઇન્દ્ર–ઇન્દ્રાણીઓ, નેમિનાથનો દેહ-શણગાર, લગ્નગીતો ગાતી યાદવ નારીઓ અને પછીથી રાજિમતીના મનોભાવનુ રસિક નિરૂપણ કર્યું છે.

° ° °

## પ્રકરણ ૧૧

# અન્ય લઘુ રચનાઓ

### (૧) દ્વાત્રિંશિકાઓ

શ્રી જયશેખરસૂરિએ (૧) તીર્થાધિરાજ શ્રી શત્રુંજયતીર્થ સ્તુતિ ગર્ભિતા દ્વાત્રિંશિકા, (૨) શ્રી ગિરનાર તીર્થ સ્તુતિ ગર્ભિતા દ્વાત્રિંશિકા અને (૩) શ્રી મહાવીર જિન સ્તુતિ ગર્ભિતા દ્વાત્રિંશિકા – એમ ત્રણ દ્વાત્રિંશિકાઓની રચના કરી છે. એ ત્રણ દ્વાત્રિંશિકાઓનો સંગ્રહ 'દ્વાત્રિંશિકાત્રયી' તરીકે પણ પ્રચલિત છે.*

જૈન સંસ્કૃત સાહિત્યના મહર્ષિ સિદ્ધસેન દિવાકરે બત્રીસ દ્વાત્રિંશિકાઓ લખી છે. દ્વાત્રિંશિકા એટલે બત્રીસ શ્લોકની રચના. સિદ્ધસેન દિવાકરે એવી બત્રીસ બત્રીસીઓની રચના કરી છે માટે એ સંગ્રહ 'દ્વાત્રિંશદ્–દ્વાત્રિંશિકા'ના નામથી સુપ્રસિદ્ધ છે. આજ દિવસ સુધી સંસ્કૃત સાહિત્યમાં સંખ્યા અને ગુણવત્તાની દૃષ્ટિએ સિદ્ધસેન દિવાકરની દ્વાત્રિંશિકાની બરાબરી કરી શકે એવી દ્વાત્રિંશિકાની રચના થઈ નથી. સંસ્કૃત ભાષામાં મહાન જૈન કવિઓ માટે એથી જ સિદ્ધસેન દિવાકર પ્રેરણારૂપ રહ્યા છે.

સિદ્ધસેન દિવાકરને અનુસરીને મહાકવિ હેમચંદ્રાચાર્યે બે દ્વાત્રિંશિકાઓની રચના કરી છે: (૧) અન્ય યોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા, (૨) અનન્યયોગ વ્યવચ્છેદ દ્વાત્રિંશિકા. પોતાની આ દ્વાત્રિંશિકાઓ લખતી વખતે હેમચંદ્રાચાર્ય જેવા મહાન આચાર્યે પણ પોતાની વિનયપૂર્વક લઘુતા દર્શાવતાં કહ્યું છે કે સાચી દ્વાત્રિંશિકાઓ તો સિદ્ધસેન દિવાકરની કહેવાય; મારી દ્વાત્રિંશિકાઓ તો અશિક્ષિત માણસના આલાપ જેવી છે:

---

* આ દ્વાત્રિંશિકાઓ જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી પ્રતાકારે પ્રકાશિત થયેલી છે
વળી, જુઓ 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' ખંડ ૨, પૃ ૧૬૩

क्व सिद्धसेनस्तुतयो महार्था अशिक्षितालापकला क्व चैषा ।
तथापि यूथाधिपतेः पथस्थः स्खलद्गतिस्तस्य शिशुर्न शोच्यः ॥

જૈન સંસ્કૃત સાહિત્યમાં હેમચંદ્રાચાર્ય પછી આપણને કવિ જયશેખરસૂરિ તરફથી ત્રણ દ્વાત્રિંશિકાઓ સાંપડે છે. હેમચંદ્રાચાર્યની જેમ જયશેખરસૂરિ પણ સંસ્કૃત ભાષાના મહાન પંડિત અને કવિ હતા. એટલે એમના જેવા સમર્થ કવિને દ્વાત્રિંશિકા લખવામાં પોતાનું સામર્થ્ય જોવાની ભાવના થાય એ સ્વાભાવિક છે.

શ્રી જયશેખરસૂરિની આ ત્રણ દ્વાત્રિંશિકાઓની રચનાસાલ કે એના રચનાસ્થળ વિષે કશી માહિતી મળતી નથી, પરંતુ કવિની પરિણત પ્રજ્ઞાની આ કૃતિ હોવાનુ એટલે કે એમની મધ્યવયે કે પછીથી લખાયેલી હોવાનુ અનુમાન કરી શકાય છે. ભવિષ્યમાં વધુ માહિતી ઉપલબ્ધ થતાં, એકેએક એમની કૃતિઓના પૌર્વાપર્ય નક્કી થતાં આ કૃતિના રચનાકાળ વિષે વિશેષ માહિતી સાંપડી શકે.

પોતાની દ્વાત્રિંશિકાઓ માટે કવિ જયશેખરસૂરિએ વિષયોની પસંદગી સ્તુતિને અનુરૂપ એવી કરી છે. એમાંની બે દ્વાત્રિંશિકાઓ તો શત્રુંજય તીર્થ નિમિત્તે પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવ ભગવાન અને ગિરનાર તીર્થ નિમિત્તે બાવીસમા તીર્થંકર નેમિનાથ ભગવાનની સ્તુતિ કરવામાં આવી છે. અને ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીની સ્તુતિ ત્રીજી દ્વાત્રિંશિકામાં કરવામાં આવી છે. આ ત્રણે દ્વાત્રિંશિકાઓ એમણે કયા ક્રમે કરી હશે અને તેની વચ્ચે સમયનો ગાળો વીત્યો હશે કે નહીં એની માહિતી આપણને સાંપડતી નથી. પરંતુ તેની હસ્તપ્રત તીર્થંકરોના ક્રમાનુસાર (ઋષભદેવ, નેમિનાથ અને મહાવીર સ્વામી) સાંપડે છે.

આમ ઋષભદેવ ભગવાન, નેમિનાથ ભગવાન અને મહાવીર સ્વામી ભગવાન એમ ત્રણ તીર્થંકરો માટે સ્તુતિરૂપ આ ત્રણ દ્વાત્રિંશિકાની રચના થયેલી છે.

કવિ જયશેખરસૂરિએ શત્રુંજય, ગિરનાર, આબુ, તારંગા, પાટણ વગેરે તીર્થોની વારંવાર યાત્રા કરેલી હતી એવું એમની વિનંતીઓ વાંચતાં પ્રતીત થાય છે એટલે સંભવ છે કે શત્રુંજયની કોઈ યાત્રાના પ્રસંગે સ્થિરતા મળતાં અને ભાવોલ્લાસ જન્મતાં એમણે તે વિશેની દ્વાત્રિંશિકા લખી હોય અને તેવી જ રીતે ગિરનારની યાત્રા પ્રસંગે ગિરનારની દ્વાત્રિંશિકા લખી હોય.

o o o

## ૧. તીર્થાધિરાજ શ્રી શત્રુંજયતીર્થ સ્તુતિગર્ભિતા દ્વાત્રિંશિકા

આ દ્વાત્રિંશિકામાં તીર્થાધિરાજ શત્રુંજય ઉપર બિરાજમાન પ્રથમ તીર્થંકર ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતાં આરંભના ત્રણ શ્લોકમાં કવિ આવી સ્તુતિ કરવા માટે પોતાની અલ્પ શક્તિ અને છતાં ઘણા ભક્તિભાવનો નિર્દેશ કરે છે. કવિ લખે છે કે 'આવી સ્તુતિ કરવામાં મને પ્રેરણા આપનાર તે આપની ભક્તિ જ છે.' જુઓ :

क्व ते स्तुति ? कुंठितशक्रशक्तिः, क्व चाऽहमज्ञेपु धुरीणरेखः ?
स्तुतेर्मिषादेष जनः सुमेरु-मारोढुमुद्यच्छति पङ्गुकल्पः ॥ २ ॥
परं भवद्भक्तिभरेरितः सन्नवं नवं कर्तुमहं यतिष्ये ।
अत्येति नेतः ! कियतीमपि क्ष्मां, यतः परप्रेरणयोपलोपि ॥ ३ ॥

[જે સ્તુતિ કરવામાં ઇંદ્રની શક્તિ પણ કુંઠિત થઈ જાય છે એવી આપની સ્તુતિ ક્યાં ? અને અજ્ઞજનોમાં અગ્રેસર હું ક્યાં ? સ્તુતિના બહાનાથી પાંગળા જેવો આ જન સુમેરુ ઉપર ચઢવાને ઇચ્છે છે. જેમ પાંગળો મેરુપર્વત ચઢવામાં અસમર્થ છે તેમ હું આપની સ્તુતિ કરવામાં અસમર્થ છું.]

[આપની ભક્તિથી પ્રેરિત થયેલો હું નવી નવી સ્તુતિ કરવા માટે પ્રયત્ન કરીશ. પથ્થર પોતે જઈ શકતો નથી, પણ બીજાની પ્રેરણાથી, સહાયથી તે જાય છે તેમ આપની સહાયથી હું સ્તુતિ કરીશ.]

આરંભમાં કવિ શત્રુંજય પર્વતનો મહિમા બતાવતાં એક અપેક્ષાએ મેરુ પર્વત કરતાં પણ તેને ચઢિયાતો દર્શાવે છે. જુઓ :

सुपर्वशैलादपि पर्वतोऽयं, स्वामिन्महीयानिति मे वितर्कः ।
नो चेदवापुः किमु मंक्षु मोक्षं, मुमुक्षवोऽमुष्य शिरोधिरुह्य ? ॥६॥

[હે સ્વામી ! આ પર્વત મેરુપર્વત કરતાં મહાન છે એમ મારો વિતર્ક છે. જો એમ ન હોત તો મુમુક્ષુઓએ આ ગિરિરાજ પર ચઢીને શીઘ્ર મોક્ષ કેવી રીતે પ્રાપ્ત કર્યો ?

સિદ્ધાચલ તીર્થાધિરાજ ઉપર અનેક મહાત્માઓએ મોક્ષગતિ પ્રાપ્ત કરી છે. પર્વત ભારે હોવા છતાં સંસારસમુદ્ર તરી જવામાં સહાયરૂપ છે એ વિશે કવિએ નીચેના શ્લોકમાં સરસ કવિત્વમય વિરોધાભાસ દર્શાવ્યો છે :

अमुं महद्भ्योऽपि महान्तमद्रिं, श्रयन्ति महात्म्यघना जनाये ।
भवाब्धिमस्तावमदभ्रपारं, तरन्ति ते मंक्षु तदीश चित्रम् ॥ १० ॥

[મહાન કરતાં પણ મહાન એવા પર્વતને જે મહાન વ્યક્તિઓ આશ્રય કરે છે તેઓ શીઘ્ર સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. આશ્ચર્યની વાત એ જ છે ! કારણ કે ભારે વસ્તુ સાથે હોય તો સમુદ્રમાં બૂડી જવાય, પણ આ તો ભારે પર્વત હોવા છતાં લોકોને તે તારે છે]

કવિએ કોઈ કોઈ શ્લોકમાં અહીં શ્લેષાલંકારથી તીર્થનો મહિમા દર્શાવ્યો છે. ઉ. ત., નીચેના શ્લોકમાં કૌશિક શબ્દ પર શ્લેષ રહેલો છે. જુઓ :

केचित्त्वोपास्तिविधौ प्रमोदं, परे प्रमादं च दधत्यऽधन्याः ।
द्वयेऽपि ते कौशिकता लभन्ते, स्वर्गे विनैनं गिरिमद्रिदुर्गे ॥२०॥

[આપની ઉપાસનાનાં કાર્યમાં કેટલાક આનંદ ધારણ કરે છે. તેઓ પણ ધન્ય છે અને બીજા જેઓ પ્રમાદને ધારણ કરે છે તેઓ

અધન્ય છે, છતાં બંને કૌશિકપણાને પ્રાપ્ત કરે છે. (કૌશિક શબ્દના બે અર્થ થાય છે. જેઓ ધન્યતા મેળવે છે તેઓ સ્વર્ગમાં કૌશિક એટલે કે ઇન્દ્ર બને છે અને અધન્ય લોકો સામાન્ય પર્વતના શિખરો પર કૌશિક એટલે કે ઘુવડ બને છે.)

આ દ્વાત્રિંશિકાના ઉત્તર ભાગમાં કવિ ઋષભદેવ ભગવાનની સ્તુતિ કરતાં કરતાં પોતાની મોક્ષગતિની પાત્રતા ક્યારે થશે એ વિશે વિવિધ દૃષ્ટાંતો સહિત પ્રશ્ન કરે છે અને અંતિમ શ્લોકમાં શ્લેષથી પોતાના ગુરુ અને પોતાનું નામ વણી લઈને પ્રભુ પાસે એમના ચરણકમલની સેવાની, શરણાગતિની યાચના કરે છે :

एवं सर्वसुपर्वसंहतियुत श्रीमन्महेन्द्रार्चित ।
श्री शत्रुञ्जयशेखर । प्रियकर । श्रीमद्युगादीश्वर ।
वाचो मार्गमुपेतया स्तुतिमिषाच्चेतः स्थभक्तयाऽनया,
चेत्तुष्टोसि तदा सदा निजपदाभ्यर्णे स्थितिं देहि मे ॥ ३२ ॥

[આ સર્વ દેવોના સમૂહથી યુક્ત, દેવેન્દ્રથી અર્ચિત શ્રી શત્રુંજયના મુગટ સમાન, હે પ્રિયકર યુગાદીશ્વર ! સ્તુતિના બહાનાથી વાણીરૂપી માર્ગ પર મારા ચિત્તમાં આવેલી ભક્તિ વડે જો આપ પ્રસન્ન છો તો મને હંમેશાં આપના ચરણકમળની પાસે નિવાસ આપો.]

० ० ०

## ૨. શ્રી ગિરનાર તીર્થ સ્તુતિગર્ભિત દ્વાત્રિંશિકા

ગિરનાર તીર્થની સાથે ભગવાન નેમિનાથનું નામ વિશિષ્ટ રીતે સંકળાયેલું છે. નેમિનાથ ભગવાન ગિરનાર પર્વત પર નિર્વાણ પામ્યા હતા. વર્તમાન ચોવીસીના તીર્થંકરોમાં મલ્લિનાથ ભગવાન-(મલ્લિકુંવરી)ની જેમ નેમિનાથ ભગવાન પણ બાળ બ્રહ્મચારી હતા. એટલે કવિએ આ દ્વાત્રિંશિકાના પ્રથમ શ્લોકમાં જ ગિરનાર પર્વત અને કામદેવને જીતનાર નેમિનાથ ભગવાન એ બન્નેને માટે સરસ

અનુપ્રાસયુક્ત પદાવલીની રચના કરી છે. જુઓ :

शृङ्गारयन्तं गिरिमुज्जयन्तं, पंचेषु चक्रम् धुतमुजयन्तम् ।
श्री नेमिनं नौमि निरस्तमोह, व्यपोहितुं भक्तिपरस्तमोऽहम् ॥१॥

[ઉજ્જયંત ગિરિના શણગારરૂપ, કંપિત કામદેવના ચક્રને જીતનાર, મોહથી રહિત એવા શ્રી નેમિનાથ ભગવાનની ભક્તિમાં તત્પર એવો હું અજ્ઞાનનો નાશ કરવા માટે સ્તુતિ કરું છુ]

આ દ્વાત્રિંશિકામાં પણ કવિ પ્રભુની સ્તુતિ કરવા માટેની પોતાની શક્તિ અલ્પ છે તેમ દર્શાવે છે અને છતાં પોતે નિંદ્ય નથી તે ઉદાહરણથી સમજાવે છે. જુઓ :

स्तुतं श्रुतज्ञैः समतोदधे, त्वा स्तुवन्नविद्वानपि नास्मिनिन्द्यः ।
निम्बः स्फुटन्मासि मधौ विकासि-रसालसंशालिनि किं विगेयः ? ॥२॥

[હે સમતાના સાગર ! આપ વિદ્વાનોથી સ્તવાયેલા છો. છતાં પણ આપની સ્તુતિ કરતો અવિદ્વાન એવો હું નિન્દ્ય નથી, કારણ કે આમ્રથી યુક્ત ચૈત્ર મહિનામાં વિકસિત લીબડો શું નિન્દ્ય છે ?]

નેમિનાથ ભગવાનના માતાપિતાનાં નામ સમુદ્રવિજય અને શિવાદેવી છે. એ બન્નેનાં નામની સાર્થકતા કેવી છે તે શબ્દજ્ઞાનના પંડિત કવિ નીચેના બે શ્લોકમાં સરસ રીતે દર્શાવે છે. જુઓ :

नृपः समुद्रो विजयात् पयोधे-र्जातो जगन्नाथ ! यथार्थनामा ।
लोकद्वयास्तोकसुखोपनेता, चिन्तामणिः प्रादुरभूयतस्त्वम् ॥४॥
आदस्थ सिंहासनमुग्रनाद दुर्वादिदन्तीन्द्रनिराकरिष्णुम् ।
याऽजीजनत्त्वा महिला बलाढ्यं, चित्रं ! शिवेति श्रुतिमापसापि ॥५॥

[હે જગતનાથ ! સમુદ્રવિજય રાજા યથાર્થ નામવાળા થયા, કારણ કે લોકદ્વયમાં પુષ્કળ સુખને આપનાર આપ ચિંતામણિ રત્ન પ્રગટ થયા છો હે ભગવન્ ! જે સ્ત્રીએ ઉગ્ર શબ્દવાળા દુર્વાદિરૂપી હસ્તિશ્રેષ્ઠને હરાવનાર સિંહાસન ઉપર બેસીને બળવાન એવા આપને જન્મ આપ્યો તે સ્ત્રી 'શિવા' નામે પ્રખ્યાત થઈ તે આશ્ચર્ય છે.]

રૂપક અને ઉત્પ્રેક્ષા અલંકાર કવિને અત્યંત પ્રિય છે. કવિની વાણી સહજ રીતે રૂપકાદિ અલંકારો સહિત વહે છે. કવિ શ્લોક બાર, તેર અને ચૌદમાં તો ઉપરાઉપરી રૂપકો પ્રયોજતા જાય છે. જુઓઃ

पपात पूरे पतितं यदीये, त्रिलोकमन्तर्भववार्द्धि तस्यां ।
कृष्णानुजः कृष्णतनुश्च कृष्ण-चित्रोऽभवस्त्व प्रमदापगायाम् ॥१२॥
भवन्मतेन्दोर्मम हृच्चकोरे, शमामृतं साधुहितं विपासौ ।
अदभ्रविश्रोतसिकाभ्ररेखा, सैषान्तरुत्थाय करोति विघ्नम् ॥ १३ ॥
नीतं फलाशा मम चारुचेतः क्षेत्रे त्वदाज्ञामृतसारणीभिः ।
कुतोऽप्युपेतो बत बोधिबीजम् , प्रमादकोलः सकलं निहन्ति ॥ १४ ॥

[આ સંસારરૂપી સમુદ્રમાં આખો ત્રિલોક પડી ગયો છે, પરંતુ પ્રમદારૂપી નદીમાં તમે કૃષ્ણના નાનાભાઈ, કૃષ્ણ શરીરવાળા, કૃષ્ણ ચિત્ર થયા અર્થાત્ તમે તેમાં ન ડૂબ્યા પણ તરી ગયા. આપના મતરૂપી ચંદ્રના સારા અને હિતકર શમામૃતને પીવાને માટે ઇચ્છા-વાળા આ હૃદયરૂપી ચકોરને આ અજ્ઞાનરૂપી મેઘપંક્તિ આ અંતરમાં ઉત્પન્ન થઈને વિઘ્ન કરે છે. મારા સુંદર ચિત્તરૂપી ખેતરમાં વપન કરેલ છે બોધિબીજ તે આપની આજ્ઞારૂપી અમૃતની નીકથી ફળની આશાને પ્રાપ્ત કરે છે, પરંતુ ક્યાંકથી આવેલો આ પ્રમાદરૂપી સૂકર બધાને હણી નાખે છે]

કવિની વાણી ક્યારેક ઉપાલંભનું રૂપ પણ ધારણ કરે છે. નેમિનાથ ભગવાને કામરૂપી શત્રુને વિવશ કર્યો છે તો તેઓ તેવી કળા પોતાને પણ કેમ શીખવતા નથી એવો પ્રભુને ઉપાલંભ કવિ એક નહીં પણ ત્રણેક શ્લોકમાં દર્શાવે છે. જુઓ :

युधि त्वया त्रासित एष कामो, मच्चित्तदुर्गं विवशो विवेश ।
तत्रापि वीरस्त्वमुपागतोऽसि, तद्दूरय क्रूरममुं निगृह्य ॥ १९ ॥
अपायतः पासि कथं त्रिलोक-मोकस्तवैवातिक्लिशं भृशं सः ।
मच्चेत एतत्त्वयि मध्यगेऽपि, यत्साम्प्रतं लुम्पति कामचौरः ॥२०॥

यद्वा स्वसद्मापि समत्वसार !, नाऽरिरक्षितं रक्षितुमुद्यमस्ते ।
अयं शमः कस्य न विस्मयाय, पुनः प्रभो ! न प्रभुधर्म एषः ॥२१॥

[હે ભગવાન્ ! યુદ્ધમાં તમારાથી ત્રાસ પામેલો આ કામદેવ વિવશ થયેલો મારા ચિત્તરૂપી દુર્ગમાં વસેલો છે. ત્યાં પણ વીર એવા તમે આવી ગયા છો માટે ક્રૂર એવા તેને ખેંચીને મારાથી દૂર કરો. અત્યંત નાના તમારા ઘર સ્વરૂપ મારા ચિત્તમાં તમે રહ્યા છતાં પણ હમણાં આ કામરૂપી ચોર લૂંટે છે તો લોકનું નાશથી કેમ રક્ષણ કરો છો ? અથવા હે સમત્વસાર ! અંતરશત્રુથી વિનષ્ટ પોતાના ઘરને પણ રક્ષણ કરવામાં તમારો ઉદ્યમ નથી. આ તમારી શાંતિ કોને વિસ્મય ન કરાવે ? પરંતુ હે પ્રભુ ! આ પ્રભુનો ધર્મ નથી.]

પોતાના આંતરશત્રુઓ ઉપર વિજય મેળવવા માટે કવિ અંતિમ શ્લોકમાં નેમિનાથ ભગવાનને વારંવાર પ્રાર્થના કરે છે. જુઓ :

सम्भूय भावारिभिरेवमर्घमानं स्वयं शाश्वत सौख्यलीनः ।
उपेक्षसे मां यदि तद्वराकी, निराश्रया नाथ ! दया क्व यातु ? ॥३१॥
उत्सार्य मात्सर्यमदादिवेत्रिव्रातं निरातङ्कतया कथञ्चित् ।
विश्वेश ! विश्वासुखपीडितोऽहं, प्राप्तोऽस्मि ते दृष्टिमतः प्रसीद ॥३२॥

[હે ભગવન્ ! શાશ્વત સૌખ્યમાં લીન એવા આપ જો ભાવરૂપી શત્રુથી પિડાતા એવા મારી ઉપેક્ષા કરો છો તો હે નાથ ! આશ્રયરહિત બિચારી દયા ક્યાં જાય ? હે વિશ્વેશ ! કોઈ પણ પ્રકારે માત્સર્યમદાદિ દ્વારપાળને દૂર કરીને નિર્ભયરૂપે સંસારના દુઃખથી પીડિત થયેલો આપની સમક્ષ આવ્યો છું, તે કારણથી આપ પ્રસન્ન થાઓ.]

આ દ્વાત્રિંશિકામાં બત્રીસ શ્લોક ઉપરાંત એક વધુ શ્લોક લખીને કવિએ તેમાં પોતાનુ નામ પણ ગૂંથી લીધું છે. કવિઓની એવી પરંપરા છે.

० ० ०

## ૩. શ્રી મહાવીર જિન સ્તુતિગર્ભિતા દ્વાત્રિંશિકા

શ્રી મહાવીર સ્વામીની સ્તુતિ માટે લખાયેલી આ દ્વાત્રિંશિકા અગાઉની બે દ્વાત્રિંશિકા કરતાં જુદી છાપ પાડે છે. આમાં કોઈ તીર્થના મહિમાનું વર્ણન નથી. ભગવાન મહાવીરસ્વામીના ગુણ-લક્ષણોને કવિએ સરસ રીતે બિરદાવ્યાં છે. આ દ્વાત્રિંશિકામાં કવિએ જેમ અર્થની દૃષ્ટિએ સ્વયંપર્યાપ્ત એવા શ્લોકની રચના કરી છે. તેમ પોતાના ભાવ કે વિચારને અભિવ્યક્ત કરવા માટે ક્યાંક સળંગ બે શ્લોક અથવા ત્રણ શ્લોક અથવા સળંગ ચાર કે પાંચ શ્લોકનો પણ ઉપયોગ કર્યો છે. પદ્યરચના અને શબ્દ ઉપરના કવિના પ્રભુત્વની એ પ્રતીતિ કરાવે છે. છઠ્ઠા અને સાતમા શ્લોકનુ યુગ્મ, આઠમા અને નવમા શ્લોકનું યુગ્મ, અગિયારમા અને બારમા શ્લોકનુ યુગ્મ, એકવીસથી ચોવીસ સુધીના ચાર શ્લોકનું 'કલાપકમ્' તથા ચૌદથી અઢાર સુધીના પાંચ શ્લોકનુ 'કુલકમ્' એવી રચના કવિએ આ દ્વાત્રિંશિકામાં કરી છે.

છઠ્ઠા અને સાતમા શ્લોકના યુગ્મમાં કવિએ ભગવાન મહાવીર સ્વામી માટે કેવાં કેવાં વિવિધ વિશેષણો પ્રયોજ્યાં છે તે જુઓ :

अहोनिरासं करुणानिवासं, ससंवरं साररमाविलासम् ।
आयासदूरं महिमोरुपूरं, सन्देहमन्देहसमूहसूरम् ॥ ६ ॥
असंपराय नवहेमकायं, विभिन्नभावारिबलं विमायम् ।
महोमहोल्लासभवं भवन्तं, सन्तो नमन्तो मुदमावहन्ति ॥ ७ ॥
[युग्मम्]

[પાપને દૂર કરનાર, દયાના ઘર, સંવર સહિત શ્રેષ્ઠ લક્ષ્મીના વિલાસ સ્વરૂપ (આયાસ), ખેદથી રહિત, મહિમાના વિશાલ પૂર સમાન, સંદેહમુક્ત, મૂર્ખ સમૂહને સમજાવવામાં પંડિત સમાન, પુનર્જન્મરહિત, નવા સોના સમાન કાયાવાળા, ભાવશત્રુનો નાશ કરનાર, માયારહિત, તેજથી મહાન, ઉલ્લાસને જન્મ આપનાર,

એવા આપને નમન કરતાં લોકો આનંદને વહન કરે છે]

ચૌદથી અઢાર સુધીના શ્લોકમાં રમણીઓ ઉપર ભગવાન રાગવાળા ન થયા તેનું સરસ શબ્દચિત્ર કવિએ રમણીઓના વિશેષણોનો પ્રયોગ કરીને દોર્યું છે. તે જુઓ :

सलीलहासालयहावभाव-विलासहेलारसमंथरासु ।
अकुण्ठवाणी कलकण्ठ कण्ठ-रोलम्बजायाजयलालसासु ॥ १४ ॥
अमन्दमन्दारमरन्द बिन्दु-मत्तालिझंकाररवाकुलासु ।
आपीड ताडकललाममंजु-मजीरहारावलिभासुरासु ॥ १५ ॥
रम्भोरुदण्डासु सरोजनाल-सोमालबाहाचलकंकणासु ।
बिम्बी फलाभाधरपल्लवासु, कपोलपालीकलकुण्डलासु ॥ १६ ॥
विभावरी वल्लभभित्तिभाल-विलोल कालच्छविकुन्तलासु ।
अभगुराडम्बर पंचबाण तूर्णीरधम्मिलमनोरमासु ॥ १७ ॥
सम्पन्नरागाभरमारदारा हंकारसंहारपरायणासु ।
आसीर ह्रो संगमदेवमाया-सिद्धासु रामासु विभो ! न रागी ॥१८॥
॥ कुलकम् ॥

[લીલાપૂર્વક હાસ્ય–કટાક્ષ–હાવભાવ કરવાવાળી, વિલાસ હેલા-રસથી મંદ ગતિવાળી, અકુંઠ વાણી એવા કોયલના મધુર સ્વરથી ભ્રમરોને જીતવાની ઇચ્છાવાળી, વિકસિત મંદાર પુષ્પરસના બિંદુથી મત્ત, ઝંકાર શબ્દથી વ્યાપ્ત, મુગટ, કર્ણાભૂષણ, અતિશય સુંદર નૂપુર હારની આવલિઓથી શોભિત, કેળના દંડ સમાન જંઘાવાળી, કમલની નાલયુક્ત કોમળ બાહુ પર ચંચલ છે કંકણ જેનાં એવી, બિમ્બફળ તુલ્ય હોઠના પલ્લવવાળી, મનોહર ગાલ પર મનોહર લટકતા કુંડલોવાળી, અર્ધ ચંદ્રમા તુલ્ય લલાટ ઉપર ચંચલ કાળા વાળવાળી, સફલ અડંબરવાળા કામદેવના ભાથા સમાન અંબોડાથી મનોહર, સંપન્ન રાગસમૂહથી યુક્ત, કામદેવની પત્નીના

અહંકારનો સંહાર કરવામાં તત્પર એવી સંગમ કરવામાં દેવ-માયા તુલ્ય સિદ્ધ એવી રમણીઓ ઉપર હે વિભુ! આપ રાગવાળા ન થયા.]

કવિની અન્ય દ્વાત્રિંશિકાઓની જેમ આ દ્વાત્રિંશિકા પણ રૂપકાદિ અલંકારથી પ્રચુર છે. એવી પોતાની ગંભીર વાણી વડે કવિ ભગવાન મહાવીર સ્વામીનાં ચરણકમળની સેવા પોતાને જન્મોજન્મ મળે એવી ભાવના વ્યક્ત કરે છે. કવિએ વૃક્ષ અને પક્ષીનું રૂપક પ્રયોજીને પોતાની ભાવના ચિત્રાત્મક શૈલીએ દર્શાવી છે. જુઓ:

कामो न कामे न चिरं रिरंसा, महे महेलासु ममावहेला ।
विहंगमोहं समयद्रुमे ते, भवामि मे केवलमेवमीहा ॥ ३१ ॥

[મને કામમાં પ્રીતિ નથી, લાંબા કાળ સુધી સંસારમાં રમવાની ઇચ્છા નથી. મને સ્ત્રીઓ પ્રત્યે અનાદર છે. તમારા સમયરૂપી (શાસનરૂપી) વૃક્ષમાં હું પક્ષી બનું–કેવલ એ જ મારી ઇચ્છા છે.]

આમ ત્રણે દ્વાત્રિંશિકાઓમાં કવિ શ્રી જયશેખરસૂરિ તીર્થંકર પરમાત્માની સ્તુતિ કરે છે અને ક્યારેક પ્રાર્થનારૂપે, તો ક્યારેક ઉપાલંભરૂપે પરમાત્માને વિનંતી કરતાં, પરમાત્માના ચરણની સેવા પોતાને મળી રહે અને મોક્ષગતિ માટે પોતે અધિકારી બને તેવી ભાવના વ્યક્ત કરે છે. ઉપજાતિ છંદમાં લખાયેલી આ ત્રણે દ્વાત્રિંશિકાઓમાં કવિ જયશેખરસૂરિનાં અસાધારણ પાંડિત્ય અને કવિત્વનાં જેમ દર્શન થાય છે તેમ એમના ઉચ્ચ જ્ઞાન અને ભક્તિભાવનાં પણ દર્શન થાય છે.

સંસ્કૃત સાહિત્યમાં દ્વિાત્રિંશિકાઓના ઇતિહાસમાં કવિ શ્રી જયશેખરસૂરિકૃત આ 'દ્વાત્રિંશિકાત્રયી' પણ સીમાચિહ્નરૂપ બની ગઈ છે.

o o o

## (૨) સમ્યક્ત્વ કૌમુદી

કવિ જયશેખરસૂરિએ સંસ્કૃત ભાષામાં જે કેટલીક રચનાઓ કરી છે તેમાં અદ્યાપિ અપ્રકાશિત રહેલી એક રચના તે 'સમ્યક્ત્વ કૌમુદી' છે. આ કૃતિની રચના એમણે વિ. સં. ૧૪૫૭માં કરી છે, જેમાં એમણે પોતાના નામનો નિર્દેશ પણ કર્યો છે. જુઓ :

हयेषुलोक १४५७ सव्येदे, सूरीः श्री जयशेखरः ।
संक्षिप्यसंदधर्मेमा कथां सम्यक्त्व कौमुदी ॥ २ ॥*

'સમ્યક્ત્વ કૌમુદી'ના નામથી સંસ્કૃત ભાષામાં જુદા જુદા કેટલાક કવિઓએ રચનાઓ કરી છે, જેની માહિતી નીચે પ્રમાણે છે.

(૧) ચૈત્ર ગચ્છના ગુણાકરસૂરિએ વિ. સં. ૧૫૦૪માં 'સમ્યક્ત્વ કૌમુદી કથા' નામની કૃતિની રચના કરી છે. આ કૃતિની રચના ૧૪૮૮ જેટલા શ્લોકમાં થયેલી છે.[1]

(૨) આગમ ગચ્છના સિંહદત્તસૂરિના શિષ્ય સોમદેવસૂરિએ 'સમ્યક્ત્વ કૌમુદી' નામની રચના વિ. સં. ૧૫૭૩માં કરી છે. આ કૃતિની રચના ૩૩૫૨ શ્લોકમાં થઈ છે.[2]

(૩) જયચંદ્રસૂરિના શિષ્ય જિનહર્ષગણિએ વિ. સં. ૧૪૮૭માં 'સમ્યક્ત્વ કૌમુદી'ની રચના કરી છે. આ રચના ૨૮૫૮ શ્લોકમાં કરવામાં આવી છે.[3]

---

* જુઓ: 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', ખંડ ૨, પૃ. ૧૫૬.

૧ જુઓ: 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૫૧૪ અને 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', ખંડ ૨, પૃ ૧૫૭

૨. જુઓ: જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૫૨૮ તથા 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', ખંડ ૨, પૃ. ૧૫૭

૩ જુઓ: 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', ખંડ ૨, પૃ. ૧૫૬.
આ ગ્રંથ જૈન આત્માનંદ સભા તરફથી વિ. સં. ૧૯૭૦મા છપાયો છે. અને એનુ ભાષાંતર એ જ સંસ્થા તરફથી વિ. સં. ૧૯૭૩મા છપાયું છે.

(૪) સોમદેવસૂરિના શિષ્ય જયચંદ્રસૂરિએ સોળમા સૈકામાં 'સમ્યક્ત્વ કૌમુદી'ની રચના કરી છે.[૧]

(૫) 'સમ્યક્ત્વમાઈ ચઉપઈ' સં. ૧૩૩૧ પછી, લે. જિનેશ્વરસૂરિના શિષ્ય જગડુ.[૨]

(૬) 'સમ્યક્ત્વ રાસ'(અષ્ટ ભાષામાં), સં. ૧૫૦૫ માગશર, તલવાડામાં સંઘકલશ ગણિ. (તપગચ્છ–રત્નશેખરસૂરિ–ઉદયનંદિના શિષ્ય)[૩]

(૭) 'સમ્યક્ત્વ કૌમુદી રાસ'–સં. ૧૬૨૪ મહા સુ પુનમ બુધવાર, સવાલખ દેશમાં, લે. હીરકલશ. (ખરતરગચ્છ દેવતિલક. ઉ. હર્ષપ્રભુના શિષ્ય.)[૪]

(૮) 'સમ્યક્ત્વ કૌમુદી રાસ' – સં. ૧૬૪૨ માઘ સુદ પાંચમ ગુરુવાર, ત્રંબાવતી (ખંભાત)માં–લે. વચ્છરાજ [પાર્શ્વચંદ્રસૂરિ–સમરચંદસૂરિ–રત્નચંદ (ચારિત્ર) શિષ્ય.][૫]

(૯) 'સમક્તિના ષટસ્થાન સ્વરૂપની ચોપઈ' યશોવિજયજીકૃત અર્થ (ટબ્બા) સહિત, સં. ૧૭૩૩ ચોમાસું ઈદલપુરમાં.[૬]

આ ઉપરાંત ધર્મકીર્તિ, મંગરાસ, મલ્લિભૂષણ, યશઃકીર્તિ, યશઃસેન, વત્સરાજ (ઋષિ) અને વાદિભૂષણ નામના કવિઓએ દરેકે 'સમ્યક્ત્વ કૌમુદી' નામની કૃતિની રચના કરેલી મળે છે તથા એ નામની ત્રણ જુદી જુદી કૃતિઓ પણ સાંપડે છે જેમાં એના કર્તાનું નામ નથી.[૭]

આમ 'સમ્યક્ત્વ કૌમુદી' નામની સંખ્યાબંધ કૃતિઓ પંદરમા-

૧. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', પૃ. ૪૬૫
૨. 'જૈન ગૂર્જર કવિઓ', પ્રથમ ભાગ, પૃ ૮
૩ 'જૈન ગૂર્જર કવિઓ', પ્રથમ ભાગ, પૃ. ૪૪
૪ 'જૈન ગૂર્જર કવિઓ', પ્રથમ ભાગ, પૃ ૨૩૪
૫. 'જૈન ગૂર્જર કવિઓ', પ્રથમ ભાગ, પૃ ૨૬૯
૬. 'જૈન ગૂર્જર કવિઓ', દ્વિતીય ભાગ, પૃ ૩૪
૭ જુઓ : 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', ખંડ ૨, પૃ ૧૫૭

સોળમા સૈકામાં લખાયેલી આપણને મળી આવે છે. આ બધી કૃતિઓમાં સમયાનુક્રમની દૃષ્ટિએ જોઈએ તો સૌથી પ્રથમ કૃતિ જયશેખરસૂરિની જણાય છે. એથી પૂર્વેની 'સમ્યક્ત્વ કૌમુદી' નામની કોઈ કૃતિ હજુ સુધી ઉપલબ્ધ જણાતી નથી. જો કે સમ્યક્ત્વનો વિષય એટલો પ્રાચીન છે કે આ નામની અન્ય કોઈ કૃતિ સાંપડે તો તે સ્વાભાવિક છે. વળી સમ્યક્ત્વનો વિષય એ પાયાના સિદ્ધાંતનો વિષય હોવાથી એના વિશેનું સાહિત્ય અન્ય નામથી પણ પ્રાચીન સમયમાં ઉપલબ્ધ રહ્યું છે.

કવિ જયશેખરસૂરિએ આ ગ્રંથની રચના ગદ્યપદ્યમાં કરી છે અને તેનું શ્લોકપ્રમાણ કૃતિને અંતે જણાવ્યું છે તે પ્રમાણે ૯૯૭ જેટલું છે એના ઉપર ખરતરગચ્છના કવિ ગુણવિનયે ટીકા લખેલી છે.[1]

કવિ જયશેખરસૂરિનો જન્મ વિ. સં. ૧૩૯૮માં થયો હતો. એટલે આ કૃતિની રચના એમણે ૫૯ વર્ષની ઉંમરે કરી છે. વિ. સં. ૧૪૩૬માં 'ઉપદેશચિંતામણિ' જેવો આકરગ્રંથ એમણે લખ્યો તે પછી એકવીસ વર્ષે આ ગ્રંથની રચના કરી છે.

કવિ જયશેખરસૂરિએ આ કૃતિના અંતિમ શ્લોકમાં પોતાના નામનો અને કૃતિની રચનાસાલનો નિર્દેશ કર્યો છે. વળી, હસ્તપ્રતમાં શ્લોકસંખ્યાનો પણ ઉલ્લેખ થયો છે એટલે કૃતિની રચનાસાલ વિશે કોઈ સંદેહ રહેતો નથી. એમણે કયા સ્થળે રહીને રચના કરી હશે તે વિશે હજી સુધી માહિતી મળતી નથી.

કવિ જયશેખરસૂરિકૃત 'સમ્યક્ત્વ કૌમુદી' નામની આ કૃતિ હજી સુધી અપ્રકાશિત રહી છે. એની એક હસ્તપ્રત અમદાવાદના સંવેગી ઉપાશ્રયમાં ઉપલબ્ધ છે. (નં. ૩૪૩૧)

કવિએ આ ગ્રંથની શરૂઆત વર્ધમાન સ્વામીને નમસ્કાર

૧ જુઓ. ગુણવિનયકૃત 'નલદવદંતી પ્રબંધ'ની પ્રસ્તાવના, લે સં. ડૉ. રમણલાલ શાહ.

કરીને કરી છે. ગ્રંથારંભમાં જ એમણે પોતાનું પ્રયોજન જણાવ્યું છે. તે પ્રમાણે પોતે આ વિષયનું નિરૂપણ સંક્ષેપમાં કરે છે અને તે પણ પોતાના શિષ્યોને સમજાવવાને માટે. જુઓ:

श्री वर्धमानमानम्य जिनत्रिजगदीश्वरं वक्ष्ये
संक्षिप्य शिष्याणां कृते सम्यक्त्व कौमुदी ॥ १ ॥

'સમ્યકત્વ કૌમુદી'ના વિષયનું નિરૂપણ આર્યસુહસ્તિસૂરિ અને સંપ્રતિ મહારાજાના નિમિત્તે થયું છે. શ્રી આર્યસુહસ્તિસૂરિ કોઈક સમયે વિહાર કરતાં કરતાં ગૌડદેશના પાટલીપુત્ર નગરમાં પધાર્યા ત્યારે દેશભ્રમણના વિનોદથી વિચરતા ત્યાં આવેલા સંપ્રતિ-મહારાજા આર્યસુહસ્તિસૂરિને વંદન કરીને ધર્મદેશના સાંભળવા બેઠા. ગુરુભગવંત ધર્મદેશના આપતાં કહે છે કે મનુષ્યભવ, આર્યક્ષેત્ર, ઉત્તમ કુળ, સંપૂર્ણ ઇન્દ્રિઓ આદિ સામગ્રીનો લાભ હોવા છતાં જીવને સમ્યકૃત્વ રત્ન દુર્લભ છે. વળી સમ્યકૃત્વયુક્ત જીવો પ્રાયે વૈમાનિક દેવ થાય છે. આ પ્રમાણે ધર્મદેશના સાંભળી રાજા સંપ્રતિ આર્યસુહસ્તિસૂરિને પ્રશ્ન કરે છે કે 'સમ્યકૃત્વ યોગ્ય કયો જીવ હોય ? વળી પૂર્વે કયા ભાગ્યશાળી આત્માએ સમ્યકૃત્વનું પાલન કર્યું હતું અને તેનું શું ફળ પ્રાપ્ત થયું હતું ? આ વાત સદૃષ્ટા-ન્ત કહેવા દ્વારા મારા પર કૃપા કરો.'

ત્યારપછી આર્યસુહસ્તિસૂરિએ સમ્યકૃત્વને પ્રકાશિત કરનારી અર્હન્દાસ શ્રેષ્ઠીની કથા કહી.

રાજગૃહી નગરીના શ્રેણિક મહારાજાના રાજ્યમાં અત્યંત ધર્માનુરાગી અર્હન્દાસ નામના શ્રેષ્ઠી વસતા હતા. તેઓને આઠ પત્નીઓ હતી. તેમની સાથે વિષયસુખને અનુભવતા નિરતિચાર શ્રાવકપણાને પાલન કરતા તેઓ સુખે દિવસો પસાર કરતા હતા. એવામાં કોઈક સમયે મહાવીર પરમાત્મા વૈભારગિરિ પર સમવસર્યા અને સમ્યકૃત્વનુ મહત્ત્વ સમજાવતી ધર્મદેશના આપી. અર્હન્દાસ શ્રેષ્ઠી-

એ પણ પર્વતિથિમાં સમસ્ત જિનમંદિરોનાં દર્શન–મહાન તિથિએ ચૈત્યમાં દેવપૂજા–સ્નાત્રાદિ પૂજા કરવી એવો નિયમ ગ્રહણ કર્યો.

તે નગરમાં કોઈક સમયે કૌમુદી મહોત્સવ થયો. સર્વ નગર-જનોએ એ મહોત્સવમાં ભાગ લીધો પરંતુ અર્હન્‌દાસ અને તેમની પત્નીઓએ ધર્મક્રિયામાં જ રાત્રિદિવસ પસાર કર્યો. અર્હન્દાસે આઠે પત્નીઓને સમ્યક્ત્વનું સ્વરૂપ સમજાવ્યું. તે માટે તેઓ વચ્ચે વિવિધ દૃષ્ટાંતોની ચર્ચા પણ થઈ. અર્હન્દાસની આઠમી પત્ની કુંદ-લતા નાસ્તિક જેવી હતી. પરંતુ, તે પણ સમ્યક્ત્વનો પ્રત્યક્ષ પ્રભાવ જોઈ પ્રતિબોધ પામી. પછી તેણે દીક્ષા ગ્રહણ કરી. આમ, સમ્ય-ક્ત્વથી ધર્મ-આરાધનામાં લીન બનેલા અર્હન્દાસ શ્રેષ્ઠી કષ્ટમાંથી મુક્તિ મેળવે છે. સમ્યક્ત્વનો પ્રગટ પ્રભાવ જોઈ ઘણાં નગરજનો જૈનધર્મનો સ્વીકાર કરે છે. અંતે સંયમ સ્વીકારી અર્હન્દાસ મોક્ષ-પદ મેળવે છે.

'સમ્યક્ત્વ કૌમુદી'ની રચના સરળ ગદ્યપદ્યમાં કરી છે. કવિની ભાષા અને શૈલી કેવી છે તે એમની આરંભની નીચેની કંડિકા વાંચવાથી સમજાશે :

वंदामहे महेच्छंतं सूरिमार्यसुहस्तिनं यस्मादजनि सम्यक्त्वा कं प्रः संप्रति भूपतिः ॥ ३ ॥ तथाहि । भगवंतः श्री वीरविभोरन्वये दुर्धर मकरध्वज वीर विजयः जनितयशः समुदय धवलित धरावलय श्री स्थूल-भद्रमुनींद्र शिष्यादश पूर्वा कूपारपारगम पटु प्रज्ञावज्ञात पुरुहूत सूरय । श्री आर्यसुहस्तिसूरयः कदाचिन्निर्विकल्प नवकल्प विहारोद्यता गौड-देशे पाटलिपुत्रपुरं सपरिवाराः प्राप्ता । प्रासुके वनप्रदेशेष्व तस्थिरे । तदा च देशचर्याविनोदेन विचरतस्तत्रयातस्य त्रिखंड भरता तर्वर्त्तिभूपाल-मालापालितशासनस्य श्री संप्रति भूपस्य यथाविधि वंदित्वा निषण्णस्य पुरत एवं ते । धर्मदेशना व्यधुः । भो महाराजनरजन्मार्यक्षेत्र सुकुल सकल करण पाटवादि समग्र सामग्री लाभेपि दुर्लभं खलु सम्यक्त्व

रत्नं जीवानां। तदेवदेवं गुरुं धर्मं च सम्यगूलक्ष्यति। समस्त क्लेश प्रहाणरूपांमुक्ति च ददाति। यतः पिधानं दुर्गति द्वारो, निधानं सर्व संपदां,

विधान मोक्ष सौख्यानां, पुण्यैः सम्यक्त्वमाप्यते ॥ १ ॥
सम्यक्त्व मित्रादपरं न मित्रं,
सम्यक्त्व बंधो न परोस्तिबंधुः,
सम्यक्त्व रत्नादपरं न रत्नं,
सम्यक्त्व लाभान् न परोस्ति लाभः ॥ २ ॥

तिर्यग्नरकयोर्द्वारदृढा सम्यक्त्वमर्गला देवमानव निर्वाण सुख-द्वारैक कुंचिकारं। भवेद् वैमानिकादवश्यं, जंतुः सम्यक्त्व वासितः। यदि नौघात सम्यक्त्वो, वधायुर्नापि वैपुरा ॥ ४ ॥ तदाकर्ण्य भूपतिः पप्रच्छ। भगवान् सम्यक्त्व योग्यः कीदृशः स्यात्। गुरुभिरुक्त। भाषाबुद्धि विवेक वाक्य कुशलः। शंकादि दोषो तो गंभीरः प्रशम-श्रियापरिगतौ वश्येंद्रियोधैर्यवान्। प्राचीर्ण्यं यदि निश्चिय व्यवहृतौ भक्तिश्च देवगुरा। वौचित्यादि गुणैरलंकृततनुः सम्यक्त्व योग्यो भवेत ॥ १ ॥ पुनः राज्ञाविज्ञप्तं भगवन् पुराकेन भाग्यवता सम्यक्त्वमेव-यंत्पालितां। तस्य च किं फलं जातमिति कथानक कथनेन मयि प्रसीद। ततो गुरुर्जगाद् यद्वेवं नरदेवत सम्यक्त्व द्योतिनीमर्हदास श्रेष्ठिनः कथामवहितः श्रुणु ॥ तथाहि ॥

આમ, 'સમ્યક્ત્વ કૌમુદી' ગ્રંથમાં સમ્યક્ત્વના સ્વરૂપની તથા સમ્યક્ત્વના પ્રકારની વિચારણા કરવામાં આવી છે. તેમાં કવિએ સમ્યક્ત્વના મહિમા વિશે કેટલીક ઉત્તમ પદ્ય પંક્તિઓ આપી છે. જેમ કે:

सम्यक्त्व मित्रादपरं न मित्रं, सम्यक्त्व बंधोर्न परोस्तिबंधुः।
सम्यक्त्व रत्नादपरं न रत्नं, सम्यक्त्व लाभान्न परोस्ति लाभः ॥ २ ॥

पिधानं दुर्गति दारो निधानं सर्वसंपदां ।
विधानं मोक्षसौख्याना, पुण्यैः सम्यक्त्वमाप्यते ॥ १ ॥
होई चउथोवासस्स, जं फलं चिंतिएणमणसावि ।
पुउवगरणगहणे छट्ठोवासस्स लहइ फलं ॥ १ ॥
गमणारंभे जायइ, अठमभत्तोववास जं पुणं ।
गमणे पुण दशम कयं दुचाल संजिणहर पवेसे ॥ २ ॥

આમ 'સમ્યક્ત્વ કૌમુદી' એ સમ્યક્ત્વનો વિષય સમજાવવા માટે, કથાના આલંબન સહિત તત્ત્વવિચારણાનો સરલ સંસ્કૃત ભાષામાં લખાયેલો એક ઉત્તમ ગ્રંથ છે. આ ગ્રંથ સંક્ષેપમાં લખાયેલો હોવાને કારણે થોડા સમયમાં જ ખરતરગચ્છના કવિ ગુણવિનય જેવા સમર્થ પંડિતને એના ઉપર ટીકા લખવાનું મન થાય એ જ આ ગ્રંથની મહત્તા દર્શાવવા માટે પૂરતું છે.

° ° °

## (૩) આત્માવબોધ કુલક

કુલક શબ્દ જૈન સાહિત્યમાં વિશેષ અર્થમાં વપરાયો છે. कुलक સંસ્કૃત શબ્દ છે. 'કુલ' શબ્દ ઉપરથી તે આવેલો છે. 'કુલ' એટલે કુટુંબ. કુલક એટલે કુટુમ્બ કરનાર. એકલદોકલ વ્યક્તિને આપણે કુટુંબ કહેતા નથી, પરંતુ માતાપિતા, દીકરા-દીકરી ભાઈ-બહેન વગેરે મળીને એક કુટુમ્બ થાય છે. ત્રણચાર પેઢીનાં વિશાળ કુટુમ્બમાં તો ઘણા બધા સભ્યો હોય છે. તે દરેકનાં વય, જાતિ, સ્વભાવ ઇત્યાદિની લાક્ષણિકતા ભિન્ન ભિન્ન હોવા છતાં તેઓ બધાં સંબંધથી જોડાયેલાં હોય છે અને તેઓ બધાંમાં કેટલુંક સમાન તત્ત્વ રહેલું હોય છે.

જેમ જીવનમાં તેમ સાહિત્યમાં કેટલાક શ્લોકો કે કેટલીક પંક્તિઓ એક કુટુમ્બનાં સભ્ય હોય તેવા પરસ્પર સંકળાયેલાં હોય છે. આથી એક જ વિષય ઉપરના કેટલાક શ્લોકો કે ગાથાઓના

સમુદાયને 'કુલક' કહેવામાં આવે છે.

'કુલક' શબ્દના જુદા જુદા અર્થ સંસ્કૃત કોશમાં આપવામાં આવ્યા છે. તે અનુસાર કુલક એટલે (૧) સારા કુટુમ્બનો, (૨) સમુદાયના ઉપરી, (૩) વિશિષ્ટ કુલના સમર્થ કલાકાર, (૪) કીડીઓનો રાફડો, (૫) સંગ્રહ, (૬) આઠ શ્લોકનો સમુદાય, (૭) પાંચથી પંદર સુધીના શ્લોક પરસ્પર અનુક્રમે એવી રીતે સંકળાયેલા હોય જેમાં વ્યાકરણની દૃષ્ટિએ માત્ર એક જ વાક્ય રહેલું હોય. આમ કુલક શબ્દના જુદા જુદા અર્થ થાય છે. સાહિત્યમાં કુલક શબ્દનો અર્થ થાય છે – 'એક જ વિષય ઉપરનાં પાંચ અથવા આઠથી વધુ શ્લોક કે ગાથાનો સમુદાય.'

સંસ્કૃત 'કુલક' શબ્દ ઉપરથી પ્રાકૃત 'કુલય' શબ્દ આવેલો છે અને જૈન પ્રાકૃત સાહિત્યમાં 'કુલક' અથવા 'કુલય' શબ્દ સારા પ્રમાણમાં વપરાયેલો જોવા મળે છે.

કુલ અથવા કુટુમ્બના જુદા જુદા સભ્યો મળીને એક સમુદાય થાય છે, પરંતુ દરેક વ્યક્તિનું પોતાનું સ્વતંત્ર અને સ્વયંપર્યાપ્ત, અસ્તિત્વ અને વ્યક્તિત્વ હોય છે. એથી તેના ક્રમમાં ફેરફાર કરવાથી ખાસ કાંઈ ફરક પડતો નથી, જેમ કે 'માતપિતા' ને બદલે 'પિતામાતા' બોલીએ અથવા 'ભાઈ-બહેન'ને બદલે 'બહેન-ભાઈ' બોલીએ અથવા 'દીકરાદીકરી'ને બદલે 'દીકરીદીકરા' બોલીએ તો અર્થની દૃષ્ટિએ કાંઈ ફરક પડતો નથી. એવી જ રીતે કુલકમાં પ્રત્યેક શ્લોક અથવા ગાથા સ્વતંત્ર અને સ્વયંપર્યાપ્ત હોય છે. એટલે ગાથાઓનો ક્રમ આગળપાછળ કરવાથી ખાસ કોઈ ફરક પડતો નથી, કારણ કે પ્રત્યેક શ્લોક અથવા ગાથામાં એક સ્વતંત્ર વિચાર-બિંદુ હોય છે. જેમ કુટુમ્બનાં સભ્યોને વય અથવા જાતિ કે એવા કોઈ ક્રમાનુસાર ગોઠવી શકાય છે, તેમ કુલકના શ્લોકને અથવા ગાથાને પણ કોઈક ક્રમાનુસાર ગોઠવી શકાય છે. પરંતુ એ ક્રમ હંમેશાં એ જ પ્રમાણે આવવો જોઈએ કે રહેવો જોઈએ તે અનિવાર્ય નથી.

આઠ કે તેથી વધુ શ્લોકની વર્ણનાત્મક કે અન્ય પ્રકારની રચના હોય અને જેના શ્લોકો આગળપાછળ કરી શકાય તેવા ન હોય તો તેવી રચનાને 'કુલક' કહેવામાં આવતી નથી. કુલકમાં તો પ્રત્યેક શ્લોક અથવા ગાથા એક મુક્તક જેવી બને છે. એક જ વિષય ઉપરનાં એવાં કેટલાંક મુક્તકોનો સમુદાય કુલક બને છે. એટલે કે કુલક એવા પ્રકારની રચના છે કે જેમાં બે-ચાર શ્લોક ઉમેરવા હોય તો ઉમેરી શકાય છે અને તેમાંથી બે-ચાર શ્લોક કાઢી નાખવા હોય તો કાઢી નાંખી શકાય છે. એમ કરવાથી કવિતાની કલાત્મકતા કે સર્જનાત્મકતાને ખાસ કશી હાનિ પહોંચતી નથી.

મનુષ્યજીવન સ્થૂલ અને સૂક્ષ્મ પ્રકારના અનેક અનુભવોથી સમૃદ્ધ બને છે. જ્ઞાની મહાત્માઓના અનુભવમાં વિશિષ્ટ પ્રકારનો પ્રકાશ હોય છે. વળી તેઓ મનીષી કે મહર્ષિ હોવાથી તેમનું કથન શ્લોક કે ગાથારૂપે કવિતામાં અવતરે છે તેમની અનુભૂતિમાંથી અને પ્રતિભામાંથી પ્રત્યેક શબ્દ અર્થગર્ભિત બનીને અવતરે છે. અને એ બધા શબ્દો પરસ્પર ગૂંથાઈને એવી ચમત્કૃતિભરેલી રમ્ય રચના બને છે કે વાંચનાર કે સાંભળનારનાં ચિત્તને તે જ્ઞાન-પ્રકાશ સાથે અતિશય આનંદ આપે છે. બધા જ શ્લોક કે ગાથાનું સામર્થ્ય એકસરખું ન હોઈ શકે. પરંતુ જેમ શ્લોક કે ગાથાનું સામર્થ્ય વિશેષ તેમ એવી રચનાને પોતાની પાસે સાચવી રાખવાનું માનવજાતને વિશેષ ગમે છે. એટલે કેટલીયે એવી રચનાઓ હોય છે જેમાં અનુભવોનો ભંડાર અને જ્ઞાનનો પુંજ એવી ઉચ્ચ કોટિનો હોય છે અને એની શબ્દસંકલના એવી સરસ હોય છે કે માનવજાત એને પોતાના હૈયામાં અને જીહ્વાગ્રે સંગ્રહી રાખે છે. કેટલાય એવા શ્લોક કે ગાથા માત્ર બેચાર સૈકા નહીં પણ પાંચપંદર હજાર વર્ષથી પણ વધુ સમય સુધી માનવજાત પાસે સચવાઈ રહે છે. માનવજાતનો એ અમૂલ્ય વારસો છે, અમૂલ્ય ખજાનો છે. મનુષ્યજીવનને ઘડવા-સંસ્કારવાનું, પતન થતાં અટકાવવાનું અદ્ભુત બળ આવી ચિરંતન

પંક્તિઓમાં રહેલું હોય છે.

જૈન સાહિત્યમાં તીર્થંકર પરમાત્મા, ગણધર ભગવંતો અને ત્યારપછી અનેક સમર્થ જ્ઞાની-મહાત્માઓએ પોતાની જ્ઞાનપ્રસાદી આપેલી છે. એવા વિપુલ સાહિત્યમાં 'કુલક'નો પણ એક વિભાગ છે. જૈન સાધુભગવંતોમાં નિયમિત વ્યાખ્યાન આપવાની પરંપરા અવિરતપણે ચાલી આવી છે. વ્યાખ્યાનમાં આવા કુલકો, સુભાષિત પ્રકારના શ્લોકો બહુ ઉપયોગી થાય છે, કારણ કે આવા માર્મિક શબ્દોથી શ્રોતાઓના મન ઉપર ઘણી સચોટ અને પ્રબળ અસર થાય છે. એટલા માટે પ્રાચીન સમયમાં સ્વાધ્યાય કરનારા, સાધુ-ભગવંતો પાસે જુદા જુદા વિષયના કુલકોનો સંગ્રહ સચવાયેલો રહેતો. કુલકસંગ્રહની પ્રાચીન હસ્તપ્રતોમાં ક્યાંક ક્યાંક જુદા જુદા વિષયની બેપાંચ હજાર જેટલી ગાથાઓ નવી રચવામાં આવી હોય અથવા સંગ્રહિત કરવામાં આવી હોય એવું પણ જોવા મળે છે.

કુલકનો રચનાપ્રકાર એવો છે કે જે પ્રકારના રસિક વાચક-વર્ગમાં ઝડપથી પ્રચલિત બની જાય છે. એક સ્થળેથી બીજે સ્થળે ઝડપથી એ ગતિ કરે છે. એટલે કુલકના શ્લોકોમાં કવિનું કર્તૃત્વ છે તેનું બહુ મહત્ત્વ રહેતું નથી, પરંતુ તેનું કથયિત્વ બહુ મહત્ત્વ-નું બની જાય છે. પરિણામે જૈન કુલકસાહિત્યમાં કેટલીયે એવી ગાથાઓ છે જેના કર્તાના નામની આપણને ખબર નથી. વળી ત્યાગી જૈન સાધુ-મહાત્માઓ આવી ગાથાઓ ઉપરના પોતાના કર્તૃત્વના અધિકાર માટે સભાન હોતા નથી. તેઓ તો છૂટે હાથે, મોકળા મનથી, જ્ઞાનદાન દેવામાં જ નિમગ્ન હોય છે. એટલે કુલક સાહિત્ય-માં એકની એક ગાથા એક કરતાં વધારે કુલકમાં જોવા મળે એમ બનવું સ્વાભાવિક છે.

જૈન કુલકસાહિત્ય, પ્રાકૃત કે અર્ધમાગધી ભાષામાં વિશેષ-પણે લખાયેલું સાંપડે છે. દાનકુલક, શીલકુલક, તપકુલક, ભાવ-કુલક, પુણ્ય-પાપકુલક, કર્મકુલક, વૈરાગ્યકુલક, સાધુયોગ્ય નિયમકુલક,

ગુણાનુરાગ કુલક, ગૌતમ કુલક, દશ શ્રાવક કુલક, અભવ્યકુલક, ખામણા કુલક, જીવાનુશાસ્તિ કુલક. ઇન્દ્રિયાદિ વિકાર નિરોધ કુલક, સાર સમુચ્ચય કુલક, ઇત્યાદિ અનેક પ્રકારનાં કુલક લખાયેલાં પ્રકૃત સાહિત્યમાં મળે છે.

સમર્થ કવિ જયશેખરસૂરિએ સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી ભાષામાં વિવિધ પ્રકારની રચનાઓ કરેલી છે. વળી એમની રચનાઓમાં અસંખ્ય એવા શ્લોકો મળે છે જે મુક્તક કે સુભાષિતના પ્રકારના બની ગયા છે. એટલે કુલકની રચના કરવી એમની કવિ-પ્રતિભાને માટે સાવ સરળ વાત છે. વસ્તુતઃ કુલકની એમણે રચના ન કરી હોય તો આપણને આશ્ચર્ય થાય.

શ્રી જયશેખરસૂરિએ 'આત્માવબોધકુલકમ્' નામની રચના કરી છે જે ઉપલબ્ધ છે. જુઓ :

इय जाणिऊण तत्त, गुरुवईठ्ठं परं कुण पयत्तं;
लहिउण केवलसिरिं, जेणं जयसेहरो होसि. ४३

[આ પ્રમાણે ગુરુશ્રીએ ઉપદેશેલા શ્રેષ્ઠ તત્ત્વને જાણીને હે જીવ ! તેમાં તું પ્રબળ પ્રયત્ન કર, કે જેથી કેવલશ્રી (કેવલજ્ઞાન) પામીને જયશેખર (આઠ કર્મનો જય કરનારો) થઈશ... ૪૩.]

કવિશ્રી જયશેખરસૂરિએ અન્ય કોઈ 'કુલક'ની રચના કરી હોય તો તેના કોઈ સંદર્ભ, અદ્યાપિ ઉપલબ્ધ નથી. 'આત્માવબોધ કુલક'ની રચના અન્ય કવિઓના કુલકોની રચનાની અપેક્ષાએ સુદીર્ઘ છે. એમાં પ્રાકૃત ભાષામાં ૪૩ જેટલી ગાથાઓ આપવામાં આવી છે.

निअविन्नाणे निरया, निरयाइ दुहं लहंति न कयावि;
जो होइ मग्गलग्गी कहं सो निवडेइ कूवम्मि ? ५

[જે જીવ નિરંતર આત્મવિજ્ઞાનમાં રક્ત રહે છે તે નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવતાનાં દુઃખો કદાપિ પણ પામતો નથી, કારણ કે જે (વીતરાગકથિત માર્ગરૂપી) સીધે માર્ગે જાય છે તે

જીવ (નરકાદિ જેમાં છે એવા સંસારરૂપી) કૂવામાં ક્યાંથી પડે ?]

ચિત્તની ચપલતાના ત્યાગ વિશે તેઓ લખે છે :

दुक्खाण खाणी खलु रागदेसा, ते हुंति चित्तंमिचलाचलंमि
अज्झप्पजोगेण चएइ चित्तं, चलत्तमालाणिअकुञ्जरुव्व. १२

[દુઃખોની ખાણ જેવા રાગદ્વેષો ચલાચલ ચિત્તમાં હોય છે. જેમ સ્થંભ સાથે બાંધેલો હાથી ચપલપણાનો ત્યાગ કરે છે, તેમ અધ્યાત્મ-યોગથી ચિત્ત ચપલતાનો ત્યાગ કરે છે.]

કવિએ અહીં સુંદર ઉપમા આપી છે, તેવી જ રીતે વાદળાંથી ઢંકાયેલા સૂર્યની ઉપમા આપતાં તેઓ કહે છે :

जीव ! सयं चिअ निम्मिअ, तणुघणरमणी कुटुंब नेहेणं;
मेहेण व दिणनाहो, छाइज्जसि तेअवतो वि. १५

[જેમ વાદળાંઓથી તેજસ્વી સૂર્ય પણ ઢંકાઈ જાય છે તેમ હે જીવ ! તારી મેળે જ ઉત્પન્ન કરેલા શરીર, ધન, સ્ત્રી અને કુટુંબ-સ્નેહથી તું પણ શક્તિરૂપે લોકાલોક પ્રકાશક જ્યોતિરૂપ હોવા છતાંય આચ્છાદિત થાય છે ]

વળી કવિ શરીરના શૃંગારની નિરર્થકતા દર્શાવતાં લખે છે :

वरमत्तपाणण्हाय य, सिंगार विलेवणेहिं पुठ्ठो वि;
निअपहुणो विहडंतो, सुणएण वि न सरिसो देहो. १७

[ઉત્તમ જાતિનાં ભોજન, પાન, શૃંગાર અને વિલેપનથી પોષણ મેળવ્યા છતાં આ શરીર પોતાના માલિકને છોડી દે છે. શ્વાન જેટલી કૃતજ્ઞતા પણ તેનામાં નથી ]

મનુષ્ય શરીરમાં પોતાના આત્મા પ્રત્યે શ્વાન જેટલી કૃતજ્ઞતા પણ નથી. વળી અભિલાષા એક પ્રકારની અને વર્તન અન્ય પ્રકારનું ધરાવનાર માટે તેઓ કહે છે :

 

सहिलसंसि चित्तसुद्धि, रज्जसि महिलासु अहह मूढत्तं;
नीलीमिलिए वत्थंमि, धवलिमा किं चिरं ठाई ? २१

[મન શુદ્ધિની અભિલાષા રાખે છે અને સ્ત્રીઓ વિષે આસક્ત થાય છે. અહા ! શું તારું મૂઢપણું ! ગળીની સાથે મળેલા વસ્ત્રમાં ધોળાશ કેટલો વખત ટકી શકશે ?]

મનુષ્યનાં સાચાં કુટુંબીજનો કોણ કોણ છે તે રૂપક શૈલીએ વર્ણવતાં તેઓ કહે છે :

धम्मो जणओ करुणा, माया भाया विवेगनामेणं;
खंते पिआ सुपुत्तो, गुणो कुटुंबं इमं कुणसु. २३

[હે આત્મન્ ! તું આવું અંતરંગ કુટુંબ કર કે ધર્મ એ જ પિતા, કરુણા એ જ માતા, વિવેક એ જ ભ્રાતા, ક્ષમા એ જ પત્ની અને જ્ઞાન–દર્શન–ચારિત્રાદિક ગુણ એ જ સુપુત્ર.]

મનુષ્યના ભવભ્રમણ માટે કર્મપ્રકૃતિરૂપી સ્ત્રી કેવો ભાગ ભજવે છે તે દર્શાવતાં તેઓ કહે છે :

अइपालिआहिं पगइत्थिआहिं, जं भामिओसि बंधेउं;
संते वि पुरिसकारे, न लज्जसे जीव ! तेणंपि. २४

[અતિ લાલનપાલન કરાયેલી કર્મ–પ્રકૃતિરૂપી સ્ત્રીએ હે જીવ ! તારામાં પુરુષાર્થ છતાં તને બંધનોથી બાંધીને ચાર ગતિમાં રખડાવ્યો છે, તેથી શું તને જરા પણ લાજશરમ નથી આવતી ?]

વળી કવિ પાંચ ઇન્દ્રિયોરૂપી ચોર જીવની કેવી દુર્ગતિ કરી નાખે છે તે બતાવી તેનાથી ચેતતા રહેવા માટે બોધ આપતાં કહે છે :

पंचिंदियपरा चोरा, मणजुवरन्नो मिलित्तु पावस्स;
निअनिअअत्थे निरता, मूलठिइइ तुज्झ लुंपंति. २७
हणिओ विवेगमंती, भिन्नं चउरंगधम्मचक्कंपि;
लुठ्ठं नाणाइधणं, तुमंपि छूढो कुगइकूवे. २८

[હે આત્મન્! પોતપોતાના વિષયમાં આસક્ત આ પાંચ ઇન્દ્રિય-રૂપ મહાન ચોર, પાપી મનરૂપ યુવરાજની સાથે મળી તારી (જ્ઞાન, દર્શન, ચારિત્ર દિ) મૂળ સ્થિતિને અર્થાત્ તારા આત્મગુણરૂપ મૂળ ધનને લૂંટી લે છે.

એઓએ આ વિવેકરૂપી મંત્રીને હણી નાખ્યો, ચતુરંગ ધર્મ-ચક્રને (મનુષ્યજન્મ, ધર્મશ્રવણ, શ્રદ્ધા અને સંયમવીર્ય રૂપને) પણ ભેદી નાખ્યું, જ્ઞાનાદિ ધનને લૂંટ્યું અને તને પણ દુર્ગતિ કૂપમાં નાખ્યો.]

મિથ્યાત્વરૂપી રાક્ષસ અને મમત્વરૂપી દુર્ગમ શિલાને પણ ધ્યાનના બળથી સહજમાં તોડી શકાય છે એ દર્શાવતાં કવિએ કેવું સરસ ઉદ્બોધન કર્યું છે :—

रयणिअरो मिच्छत्त, मणदुक्कडओ सिला ममत्तं च;
तं भिंदसु भवसेलं, झाणासणिणा जिअ सहेलं. ३५

[જ્યાં રાક્ષસ જેવું મિથ્યાત્વ રહે છે, અને જ્યાં મનના પાપથી ઉત્પન્ન થયેલ મમત્વરૂપી શિલા છે, તે સંસારરૂપી કઠિન દુર્ગમ પર્વતને ધ્યાનરૂપી વજ્ર વડે સહજતાથી હે જીવ! તું ભેદી નાંખ.]

મહાત્મા હોવાનો, ઉપદેશક હોવાનો દંભ કરનારા ઉપર પ્રહાર કરતાં તેઓ સરસ દૃષ્ટાંત પ્રયોજે છે :

अप्पाणमबोहंता, परं विबोहंति केइ तेवि जडा;
भण परियणंमि छुहिए, सत्तागारेणः किं कज्जं. ३८

[આત્માને બોધ કર્યા વગર કેટલાક બીજાને વિશેષ બોધ કરવા જાય છે. તેઓ ખરેખરા જડ છે. એક બાજુ પોતાનો પરિવાર ભૂખ્યો છે. છતાં તેઓને દાનશાળા માંડવાનું શું પ્રયોજન છે તે તું કહે?]

'આત્માવબોધ કુલક'ને અંતે કવિ ગાથમાં શ્લેષથી પોતાના નામને વણી લઈ ઘાતી કર્મનો ક્ષય કરી કેવળજ્ઞાન કેવી રીતે પામી

શકાય તે દર્શાવતાં કહે છે :

इय जाणिऊण तत्तं, गुरुवईट्ठं पर कुण पयत्तं;
लहिऊण केवलसिरिं, जेण' जयसेहरो होसि. ४३

[આ પ્રકારે ગુરુશ્રીએ ઉપદેશેલા તત્ત્વને જાણીને પ્રયત્ન કર, કે જેથી કેવલશ્રી (કેવલજ્ઞાન) પામીને જયશેખર (આઠ કર્મનો જય-કરનારો) થઈશ ]

આમ આ 'આત્માવબોધ કુલક' માં કવિ શ્રી જયશેખરસૂરિએ આત્મહિત કેવી રીતે થાય, ચાર પ્રકારની ગતિના પરિભ્રમણમાંથી કેવી રીતે નીકળી શકાય અને કેવળજ્ઞાન તથા મુક્તિ કેવી રીતે પામી શકાય તેનુ તત્ત્વગર્ભિત અને રસિક કવિત્મય વાણીમાં નિરૂ-પણ કર્યું છે.

० ० ०

## (૬) બૃહદ્ અતિચાર

જૈન ધર્મમાં આત્મવિશુદ્ધિ માટે જે વિવિધ પ્રકારના ઉપચારો બતાવવામાં આવ્યા છે તેમાંનો એક મહત્ત્વનો પ્રકાર તે અતિ-ચારનો છે.

ભગવાન મહાવીરે જીવને સંયમમાં રાખવાને માટે જુદા જુદા પ્રકારનાં વ્રતો દર્શાવ્યાં છે એમ કરવામાં એમણે ત્યાગી સાધુ-સાધ્વીઓ અને ગૃહસ્થો શ્રાવક-શ્રાવિકાઓના કક્ષાભેદને લક્ષમાં રાખ્યો છે. કોઈ પણ જીવ જે કક્ષાએ હોય ત્યાંથી આત્મવિશુદ્ધિના માર્ગે ઉપર ચડે એ જ આ વ્રતો પાછળનો મહત્ત્વનો આશય છે. પોતે ધર્મની આરાધના માટે જાતિ, કુલ, વય, અભ્યાસ વગેરેને કારણે અપાત્ર છે અને પોતાનો મનુષ્યજન્મ નિષ્ફળ ગયો છે એવી નિરાશા કોઈપણ જીવને ન અનુભવવાની આવે એ દૃષ્ટિએ વ્રતો ફરમાવવામાં આવ્યાં છે કે જેથી પ્રત્યેક આરાધક જીવ પોતાની વર્તમાન કક્ષાથી પોતાની પાત્રતા અને શક્તિ અનુસાર આત્મવિશુદ્ધિ માટે પુરુષાર્થ

કરી મોક્ષમાર્ગ ઉપર આરૂઢ થાય.

ભગવાન મહાવીરે મોક્ષમાર્ગને માટે સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન, અને સમ્યક્‌ચારિત્રની આરાધના સહિત પાંચ મુખ્ય વ્રતો બતાવ્યાં છે : (૧) અહિંસા, (૨) સત્ય, (૩) અસ્તેય, (૪) બ્રહ્મચર્ય અને (૫) અપરિગ્રહ.

આ પાંચ મહાવ્રતોનું પરિપાલન ત્યાગી સાધુ-સાધ્વીએ સવિશેષ-પણે કરવાનું હોય છે. એટલા માટે એમનાં વ્રતોને મહાવ્રત કહેવામાં આવે છે. એ પાંચ વ્રતો ગૃહસ્થ શ્રાવક-શ્રાવિકાઓએ પોતાના ગૃહસ્થ જીવનની મર્યાદાને લક્ષમાં રાખી આચરવાનાં હોય છે. એટલા માટે ગૃહસ્થોનાં આ પાંચ વ્રતો [અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ] ને અણુવ્રત કહેવામાં આવે છે.

ગૃહસ્થોએ મહાવ્રતોને બદલે અણુવ્રત આચરવાનાં હોવાથી એમના જીવનને સંયમ અને મર્યાદાવાળુ બનાવવા ભગવાન મહાવીરે બીજાં સાત વ્રતો ઉમેર્યાં છે તે સાત વ્રતમાં ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત છે. આમ ગૃહસ્થોએ નીચે પ્રમાણે કુલ બાર વ્રત ધારવાનાં હોય છે :

પાંચ અણુવ્રત :

(૧) સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વ્રત
(૨) સ્થૂલ મૃષાવાદ વિરમણ વ્રત
(૩) સ્થૂલ અદત્તાદાન વિરમણ વ્રત
(૪) શીલ વ્રત
(૫) પરિગ્રહ પરિમાણ વ્રત

ત્રણ ગુણ વ્રત :

(૬) દિગ્‌ પરિમાણ વ્રત
(૭) સાતમું ભોગોપભોગ વિરમણ વ્રત
(૮) અનર્થદંડ વિરમણ વ્રત

॥ अथ वृद्ध अतिचार लिख्यते ॥ इच्छाकारेण संदिसह भगवन् गुरु पर्व नणी ॥ पाखिस विशे-
ष अतिचार आलोउं ॥ इछं नमो अरिहंताणं ॥ इछं श्रावक तणे धर्मे ॥ श्रीसम्यक्त्व मूल ॥ बा-
रव्रत तणी [illegible] ॥ इछं अरिहंत देव ॥ सुसाधु गुरु ॥ जिन प्रणीत धर्म ॥ जावतो समकित प्रतिपा-
ल्युं ॥ इम तो लौकिक लोकोत्तर देवगत ॥ गुरुगत पर्वगत ॥ मिथ्यात्व चतुर्विध नणिइ हरि
हर ब्रह्मा सूर्य इंद्र चंद्र ग्रह ॥ गोत्र गणेश आदि दिग्पाल ॥ क्षेत्रपाल स्कंद कपिल बुद्ध हनुमंत ॥
यक्ष नाग ॥ मुक्ति दायक नणी आराधीइं ॥ ते लौकिक देवगत मिथ्यात्व ॥ चरक परिव्रा-
जक ॥ कौलिक पालिक द्विज ॥ तापस संसारतारक नणी मानीइं ॥ ते लौकिक गुरुगत मिथ्या-
त्व ॥ परपरिग्रहीत ॥ जिनबिंब वैरुड्य ॥ ब्रह्म शांति प्रमुख ॥ जैन देवदेवी तणुं देवद्रव्य पू-
जन ॥ ते लोकोत्तर देवगत मिथ्यात्व ॥ पासत्था ॥ उसन्ना ॥ कुशील संसक्त ॥ आहाछंद ॥ निह्न-
व ॥ बोटिक ॥ इम लिंगी तणें जे विशेष गुरु बुद्धि ॥ ते लोकोत्तर गुरुगत मिथ्यात्व ॥ ए चतुर्विध मि-
थ्यात्व अशातना परिहरी ॥ श्रीसमकित तणा पांच अतिचार सोधुं ॥ शंका कंखा ॥ वि-
तिगिच्छा ॥ परपासंडी प्रसंसा ॥ परपासंडी संथुओ ॥ शंका जीवादिक नवतत्त्व आदि केतल-

‘અતિચાર’ની હસ્તપ્રતિનું પ્રથમ પૃષ્ઠ
[શ્રી અનંતનાથજી જૈન જ્ઞાનભંડારની હસ્તપ્રતિ]

नकायाइंकरीणरीवन अनुमतिकरीसमाचसुंदोइं तेसविंहंमनवचनकायाइंकरीमि
छामिदुक्कडं॰ पडिसिद्धाणकरणे कीच्चाणमकरणेपडीकमणे असद्दहणेयतहा विव
रायपरीरूवणाए य १ देशावगासियंउवभोगंपरिभोगपच्चखामि अन्नत्थणाभोगेणं सह
स्सागारेणं महत्तरागारेणं सव्वसमाहिवत्तियागारेणं वोसीरामि इतिश्रीमद्धिवद्दग
च्छश्रृंगारहूज्यश्रीजयश्रीजयघोषसूरीकृतश्रावकवृहदतिचारसंपूर्ण ।

'અતિચાર'ની હસ્તપ્રતિનું અંતિમ પૃષ્ઠ

ચાર શિક્ષા વ્રત :

(૯) સામાયિક વ્રત
(૧૦) દેશાવગાશિક વ્રત
(૧૧) પૌષધ વ્રત
(૧૨) અતિથિ સંવિભાગ વ્રત.

બધા જીવો માટે રોજેરોજ બધા જ વ્રતોનું સંપૂર્ણ પરિપાલન કરવાનું અઘરું છે. અજ્ઞાન કે પ્રમાદને કારણે કે તેવા પ્રકારના સંયોગોને કારણે વ્રતપાલનમાં ક્યારેક શિથિલતા આવી જવાનો સંભવ છે. એવો શો ઉપાય વિચારીએ કે જેથી વ્રતપાલનમાં ઓછામાં ઓછી શિથિલતા આવે ? એ માટે જૈન શાસ્ત્રકારોએ વ્રતપાલનમાં આવતા દોષોના નીચે પ્રમાણે ચાર સૂક્ષ્મ પ્રકાર પાડ્યા છે: (૧) અતિક્રમ, (૨) વ્યતિક્રમ, (૩) અતિચાર અને (૪) અનાચાર. આ ચાર પ્રકાર અનુક્રમે ઉત્તરોત્તર વધુ ગંભીર દોષરૂપ છે. અને એટલા માટે આરંભમાં જ જો એ દોષને વધતો અટકાવવામાં આવે તો મનુષ્ય મોટા પાપમાંથી બચી જઈ શકે.

અતિક્રમ એટલે વ્રતભંગ માટે મનમાં વિચાર ઉદ્ભવવો કે ઇચ્છા જન્મવી.

વ્યતિક્રમ એટલે તેવી ઇચ્છા પાર પાડવા માટે શરીરના હલન-ચલનરૂપી ક્રિયા શરૂ થવી.

અતિચાર એટલે તેવી વ્રતભંગરૂપ ક્રિયા કરવા માટે દેહથી તૈયાર થવું અને આગળ વધવું.

અનાચાર એટલે તેવા દોષરૂપ, વ્રતભંગરૂપ, પાપરૂપ, ક્રિયા કરવી. ઉદા૦ તરીકે કોઈને રાત્રે ભોજન ન કરવાનું વ્રત હોય. તેવી વ્યક્તિને રાત્રે ભોજન કરવાની મનમાં ઇચ્છા થાય તો તે અતિક્રમ છે તેવી ઇચ્છા માટે તે જો ઊભો થાય તો તે વ્યતિક્રમ છે અને

ત્યારપછી તે જો હાથમાં ખાવાનુ લે તો તે ક્રિયા અતિચાર છે અને ખાવાનું મોઢામાં મૂકી ખાઈ જાય તો તે અનાચાર છે, વ્રતભંગ છે. વ્રતભંગ ન થાય એ માટે આગળના ત્રણે તબક્કા ઉપર અને તેમાં પણ અતિચાર ઉપર વિશેષપણે ભાર મૂકવામાં આવ્યો છે જેથી વ્યક્તિ વ્રતભંગમાંથી બચી જાય. અલબત્ત, કેટલીક ક્રિયાઓમાં અતિ· ચાર અને અનાચાર વચ્ચે બહુ ફરક રહેતો નથી, માટે કેટલાક અતિચાર અનાચારરૂપ હોય છે.

જૈન શાસ્ત્રકારોએ સાધુ-સાધ્વીજી માટે તેમજ ગૃહસ્થો માટે જુદા જુદા અતિચાર લખ્યા છે. એ અતિચારમાં પણ રોજેરોજ દિવસ–રાતના ચિંતન માટે સંક્ષેપમાં અતિચાર રાખ્યા છે અને પર્વતિથિ [પાક્ષિક, માસિક, ચાતુર્માસિક, સાંવત્સરિક પર્વતિથિ] માટે બૃહદ્ અતિચાર લખ્યા છે.

જૈનધર્મની શ્વેતામ્બર અને દિગમ્બર એવી બે મુખ્ય પરંપરા છે, તથા શ્વેતામ્બરમાં મૂર્તિપૂજક, સ્થાનકવાસી, તેરાપંથી એવી વિભિન્ન શાખાઓ છે. મૂર્તિપૂજકમાં તપગચ્છ, અચલગચ્છ, ખરતર-ગચ્છ એવા વિવિધ ગચ્છો છે. આમ વિભિન્ન શાખાઓ અને ગચ્છોના પૂર્વાચાર્યોએ પોતપોતાની શાખા-પ્રશાખાના અનુયાયીઓ માટે પોતપોતાની શૈલીથી સૂત્રો અને અતિચારોની રચના કરેલી છે. સૂત્રો પ્રાયઃ અર્ધમાગધી ભાષામાં કે સંસ્કૃતમાં છે. પંદરમા–સોળમા સૈકાની આસપાસ તત્કાલીન લોકભાષા [એટલે કે જૂની ગુજ-રાતી ભાષા]ને લક્ષમાં રાખી તેઓએ અતિચાર જૂની ગુજરાતી ભાષામાં ગદ્યમાં લખેલા છે.

વિભિન્ન શાખાઓના જે 'અતિચાર' મળે છે તેમાં વિધિપક્ષ અચલગચ્છના કવિ શ્રી જયશેખરસૂરિએ પણ શાસ્ત્રાનુસાર ગુજરાતી ગદ્યમાં અતિચાર લખ્યા છે. એ અતિચાર સંક્ષેપરૂપે અને બૃહદ્‌રૂપે એમ બન્ને રીતે ઉપલબ્ધ છે. વસ્તુતઃ બૃહદ્ અતિચારમાં સંક્ષિપ્ત અતિચાર સમાવિષ્ટ જ છે. આ બૃહદ્ અતિચાર કેવા છે અને તેની

ભાષા કેવી છે તે નીચેના કેટલાક નમૂના ઉપરથી જોવા મળશે.

વ્રતભંગ અનેક રૂપે સંભવિત છે પરંતુ સર્વસામાન્ય એવા મુખ્ય મુખ્ય અતિચારો પૂર્વાચાર્યોએ પોતાનાં સૂત્રોમાં દર્શાવ્યાં છે અને તેને અનુસરીને ગુજરાતી 'અતિચાર'ના કર્તાઓએ તે તે અતિચારમાં તત્કાલીન ગદ્યમાં દર્શાવ્યા છે.

જૈન ધર્મમાં સમ્યગ્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર ઉપર અત્યંત ભાર મૂકવામાં આવ્યો છે પાપ એ પાપ છે એવી જ્યાં સુધી જીવને ખબર ન પડે ત્યાં સુધી અજ્ઞાન જીવ પાપને પણ ઇષ્ટ ધર્મ સમજી બેસે તેવો ભય રહે છે. એટલા માટે સમ્યગ્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્રની આવશ્યકતા રહે છે આ ત્રણેને માટે જૈનધર્મમાં સંક્ષેપરૂપે એક જ શબ્દ વપરાય છે. તે છે 'સમ્યક્ત્વ' અથવા 'સમક્તિ'.

અતિચારોનુ પરિશોધન કરવામાં આવે તે પૂર્વે મનુષ્યને સમક્તિનો ખ્યાલ હોવો જરૂરી છે એટલા માટે વ્રતોના અતિચાર લખવાનો આરંભ કરતાં પૂર્વે સમક્તિના અતિચાર ન લાગે તે ઉપર ભાર મૂકવામાં આવ્યો છે.

કવિ જયશેખરસૂરિએ એટલા માટે આ બૃહદ્ અતિચારનો આરંભ નીચે પ્રમાણે સમક્તિના અતિચારથી કર્યો છે. [અહીં પ્રાચીન હસ્તપ્રત અનુસાર પાઠ આપ્યો છે.]

"અથ બૃહ અતિચાર લિખ્યતેઃ ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્ ગુરુ પર્વ ભણી પાખિ સવિશેષ અતિચાર આલોઉ ઇચ્છં. 'નમો અરિહંતાણં ઇચ્છં શ્રાવકતણે ધર્મે શ્રી સમ્યક્ત્વ મૂલ બારવ્રત ભણીઇ. ઇચ્છં અરિહંત દેવ શ્રુસાધુગુરુ જિન પ્રણિત ધર્મભાવતો સમક્તિ પ્રતિપાલું', દ્રવ્યતો લૌકિક લોકોત્તર દેવગત, ગુરૂગત, પર્વગત મિથ્યાત્વ ચતુર્વિધ ભણિઇ. હરિહર બ્રહ્મા સૂર્ય ઇંદ્ર ચંદ્ર ગ્રહ ગૌત્ર ગણેશ દિગ્પાલ ક્ષેત્રપાલ સ્કંદ કપિલ બુદ્ધ હનુમંત યક્ષ ભક્તિ મુક્તિ દાયક ભણી આરાધીઇં તે લૌકિક દેવગત મિથ્યાત્વ ચરક પરિવ્રાજક કૌલ કપાલિક

દ્વિજ તાપસ સંસાર તારક ભણી માનીઇં તે લૌકિક ગુરુગત મિથ્યાત્વ અપર પરિગૃહીત જિનબિંબ ચૈત્ય બ્રહ્મશાંતિ પ્રમુખ જૈન દેવદેવી તણું દેવબુધ્ધે પૂજન તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ પાસત્થા ઉસન્ના કુશીલ સંસક્ત આહાછંદ નિન્હવ બોટિક દ્રવ્યલિંગી તણે જે વિષે ગુરૂબૂદ્ધિ તે લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ એ ચતુર્વિધ મિથ્યાત્વ યથાશક્તિં પરિહરું એ શ્રી સમક્તિ તણાં પાંચ અતિચાર શોધું. શંકા કંખા વિતિગીચ્છા પરપાસંડી પરસંસા પરપાસંડી સંશુઓ. શંકાજીવાદિક નવતત્ત્વમાંહિ એકે તત્ત્વ માંહિ એકે તત્વ તણો મન સંદેહ ધર્યો હોઈ. કાક્ષા અપરધર્મતણો અભિલાષ ધર્યો હોઇ. અથવા સર્વે ધર્મ સરખા લેખવ્યા હોઇં વિતિગિચ્છા ધર્મતણો ફલ પ્રતેં મન સંદેહ ધર્યો હોઇં અથવા મલ મલિન ગાત્ર તપોધન તપોધના દેખી દૂગંછા કીધી હોઇં. પરપાસંડી પરસંસા પરદર્શની તણો અતિશય વિદ્યાખ્યાત દેખી પ્રસંસા કીધી હોઇં પરપાસંડી સંશુઓ પરદર્શનીશુ સંસ્તવ પરિચય ઇષ્ટ ગોષ્ટ અંતરગત પ્રીતી ભક્તિ દાન આલાપાદિક કીધા કરાવ્યા હોઇં. પરતિર્થે સ્વવસપણે ગયા હોઇં. સ્નાન દાનહોમ મહોત્સવ કીધા કરાવ્યા હોઇં તથા સંક્રાંતિ ગ્રહણ સ્નાન દાનાદિક કર્મ સમાચર્યાં હોઇં તથા હોલી પડલી પૂજી હોઇં. પીપલ તુલસી પાંણી ઘાલ્યા હોઇં, નદી કુંડ પ્રમુખ લૌકિક તિર્થે ધર્મબુધ્ધે સ્નાન કીધુ હોઇં, આદિત્યવારે એકાદસી ભણી તપ કીધો હોઇં, લોક પ્રવાહે દેવદેવી ભણી યાત્રા ઉજાંણી માંની હોઇં પાંણીગ્રહણુ દિને જિહાં સુધી કન્યાદાંન ન દીધૂં હોઇં તિહાં સુધી કંન્યાના માવિત્ર ઉપવાસ કરે કન્યાહલ લીધું હોઇં નીલ તુલસી પરણાંવ્યાં હોઇં શ્રાદ્ધ સંવત્સરિ જિમ્યા હોઇં અજાપડવે બલેવ ભાવબીજ આખત્રીજ વિણાયગ ચોથ નાગપાંચમ ઝીલણા છઠ્ઠિ શીલ સાતમી દ્રો આઠમી મહિનોમ અહવદશમિ વિજયદસમી ભીમ એકાદસી, વચ્છ બારસી ધનતેરસી સિવચતુર્દસી પિતૃદી અમાવાશ્યા માહિપૂંનમિ તથા સંક્રાંતિ ગ્રહણ વિતિપાત વૈધૃતી પ્રમુખ લૌકિક પર્વ અને અષ્ટમી ચતુર્દસી પૂર્ણિંમા અમાવાશ્યા અને

પજૂષણ પર્વ તણી ત્રીજ ચોથ પાંચિમ ટાલી અનેરે દિવસે પર્વબુધ્ધે તપ કીધો હોઈં અનેરું જે કોઈ જિનવચન વિરાધ્યું હોઇં અનેરું સમ્યક્ત્વ વિષે પક્ષ દિવસ માંહિ જિકો કોઈ અતિચાર હૂઓ હોઈં તે સવિહું મનવચન કાયાઈં કરી મિચ્છામિ દુક્કડં."

લઘુ અતિચાર શ્રાવકો રોજેરોજ સવાર-સાંજ પ્રતિક્રમણમાં બોલે છે અને બૃહદ્ પાક્ષિક અતિચાર પાક્ષિક પ્રતિક્રમણમાં બોલાય છે. જૈન પાઠશાળાઓમાં વિદ્યાર્થીઓને જૈન ધાર્મિક સૂત્રો અને અતિચારો કંઠસ્થ કરાવાય છે કે જેથી પ્રતિક્રમણ વગેરે રોજેરોજની ક્રિયાઓમાં હાથમાં ગ્રંથ રાખવાની જરૂર ન રહે. સૂત્રો અર્ધમાગધીમાં છે અને તેમાં સમયાનુસાર કોઈ ભાષાકીય ફેરફારો થયા નથી પરંતુ અતિચાર તત્કાલીન ગદ્યમાં લખાયેલા હોવાને કારણે તેમાં કાલાનુસાર કેટલાક ભાષાકીય ફેરફારો થયા છે, પરંતુ તે ફેરફારો અર્થને બાધા કરે એવા નથી. આજે અચલગચ્છમાં શ્રી જયશેખરસૂરિએ લખેલા અતિચારો જે રીતે છપાય છે અને કંઠસ્થ કરાય છે તેમાં ભાષાનુ કેટલુંક અર્વાચીન સ્વરૂપ જોવા મળે છે. હાલ ગ્રંથોમાં છપાયેલા અતિચારનો નમૂનો હસ્તપ્રતના નમૂના સાથે સરખાવતાં આ તફાવત જોઈ શકાય છે. સમક્તિના અતિચાર વિષે હસ્તપ્રતમાંથી આપેલી ઉપરની કંડિકાઓ સાથે વર્તમાન સમયમાં મુદ્રિત થયેલી નીચેની કંડિકાઓને સરખાવો.

સમક્તિનાં અતિચાર પછી કવિ બાર વ્રતનાં અતિચાર અનુક્રમે આપે છે અને ત્યારપછી જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપાચાર, વીર્યાચાર અને સંલેખનાના અતિચાર આપી બૃહદ્ અતિચાર પૂરા કરે છે.

ઇચ્છં શ્રાવકતણે ધર્મે શ્રી સમ્યક્ત્વમૂળ બારવ્રત ભણીએ. ॥ઇચ્છં॥ અરિહંત દેવ, સુસાધુ ગુરુ, જિનપ્રણીત ધર્મ, ભાવતઃ સમક્તિ પ્રતિપાલું દ્રવ્યતો લૌકિક લોકોત્તર દેવગત, ગુરુગત, પર્વગત, મિથ્યાત્વ ચતુર્વિધ ભણીએ. હરિ, હર, બ્રહ્મા, સૂર્ય, ઈંદ્ર, ચંદ્ર, ગ્રહ, ગોત્રજ, ગણેશ, દિક્પાલ, ક્ષેત્રપાલ, સ્કંદ, કપિલ, બુદ્ધ, હનુમંત, યક્ષ, રાક્ષસ,

ભક્તિ મુક્તિદાયક ભણી આરાધીએ. તે લૌકિક દેવગત મિથ્યાત્વ. ચરક, પરિવ્રાજક, કૌલ, કાપાલિક, દ્વિજ, તાપસ સંસારતારક ભણી માનીએ તે તો લૌકિક, ગુરુગત મિથ્યાત્વ, પરપરિગ્રહીત જિનબિંબ વૈરોટયા બ્રહ્મ શાંતિ પ્રમુખ જૈન દેવદેવીતણું જે દેવબુદ્ધે પૂજન તે લોકોત્તર દેવગત મિથ્યાત્વ, પાસત્થા, ઉસન્ના, કુશીલ, સંસક્ત, આહાછંદ, નિન્હવ, બોટિક, દ્રવ્યલિંગીતણે વિષે જે ગુરુબુદ્ધિ પૂજન તે લોકોત્તર ગુરુગત મિથ્યાત્વ. એ ચતુર્વિધ મિથ્યાત્વ યથાશક્તે પરિહરું. એ શ્રી સમકિત તણા પાંચ અતિચાર શોધુ.

"શંકા, કંખા, વિતિગિચ્છા, પરપાસંડિ પરસંસા, પરપાસંડિ-સંથુઓ. શંકા, જીવાજીવાદિક નવતત્ત્વમાંહે એકૈતત્ત્વતણો મન સંદેહ ધર્યો હોય. કાંક્ષા – અપર ધર્મ તણો અભિલાષ ધર્યો હોય, અથવા સર્વે ધર્મ સરખા લેખવ્યા હોય, વિતિગિચ્છા – ધર્મતણા ફલ પ્રત્યે મન સંદેહ ધર્યો હોય, અથવા મલમલીન ગાત્ર તપોધન, તપોધના દેખી દુગંછા કીધી હોય. પરપાસંડિ પરશંસા પરદર્શનીતણી અતિશય વિદ્યાખ્યાત દેખી પ્રશંસા કીધી હોય, પરપાસંડિ સંથુઓ – પરદર્શનીશું સંસ્તવ પરિચય ઇષ્ટ ગોષ્ટી અંતરંગ પ્રીતિ ભક્તિ દાન આલાપાદિક કીધાં કરાવ્યાં હોય, પરતીર્થે સ્વવશપણે ગયા હોઈએ. સ્નાન, દાન, હોમ, મહોત્સવ કીધાં–કરાવ્યા હોય, તથા સંક્રાંતિ-ગ્રહણસ્નાન દાનાદિક કર્મ સમાચર્યાં હોય, હોલી, પડલી પૂજી હોય. પીપલ તુલસી, પાણી ઘાલ્યાં હોય. નદી, કુંડ, પ્રમુખ લૌકિક તીર્થે ધર્મ બુદ્ધે સ્નાન, કીધું હોય, આદિત્યવારે દેવદેવી ભણી યાત્રા ઉજાણી માની હોય, કન્યાહલ લીધું હોય, નીલ તુલસી પરણાવ્યાં હોય, શ્રાદ્ધ સંવત્સરી જમ્યા હોઈએ, અજાપડવો, બલેવ, ભાઈબીજ, અખાત્રીજ, વિણાયગચોથ, નાગપાંચમ, ઝીલણાછઠ્ઠ, શીલસાતમ, ધ્રુ આઠમ, માહીનોમ, અહ્‌વદશમી, વિજયાદશમી, ભીમએકાદશી, વચ્છબારશી, ધનતેરશી, શિવચતુર્દશી, પૈતૃકી અમાવાશ્યા માહીપૂનમ, તથા સંક્રાંતિ, ગ્રહણ, વ્યતિપાત, વૈધૃત પ્રમુખ લૌકિક-પર્વ, અને અષ્ટમી, ચતુર્દશી, પૂર્ણિમા, અમાવાસ્યા તથા પર્યુષણ

પર્વ તણી ત્રીજ, ચોથ, પાંચમ, ટાળી અનેરે દિવસે પર્વબુદ્ધે તપ કીધું હોય, અનેરું જે કોઈ જિનવચન વિરાધ્યું હોય અનેરો સમ્યક્ત્વ વિષે પક્ષ દિવસમાંહે જિકો કોઈ સુક્ષ્મ, બાદર, અતિચાર હુઓ હોય તે સવિ હું મને વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં."

જૈનધર્મની વિવિધ શાખાઓમાં પ્રતિક્રમણ વગેરે વિધિમાં કેટલોક ફરક જોવા મળે છે. સામાયિક, ચૈત્યવંદન, દેવવંદન, પ્રતિક્રમણ વગેરે ક્રિયાઓ એક પ્રકારની સામાચારી છે. સમાચારીમાં વખતોવખત ફેરફાર થતા રહે છે. સમર્થ પૂર્વાચાર્યો પોતાના દેશ-કાળને અનુલક્ષીને જો એમાં ફેરફાર કરે છે તો વિશાળ અનુયાયી વર્ગ તેને અનુસરે છે. પ્રતિક્રમણની ક્રિયામાં વિધિપક્ષ (અચલગચ્છ) અને તપગચ્છના અતિચારોમાં કેટલોક તફાવત જોવા મળે છે. ભગવાન મહાવીરે ગૃહસ્થોને માટે જે બાર વ્રતોનો ઉપદેશ આપ્યો છે તે બાર વ્રતોમાં અદ્યાપિ પર્યંત કોઈ ન્યૂનાધિકતા થઈ નથી એટલે કે બારને બદલે અગિયાર કે તેર વ્રતની વાત ક્યારેય થઈ નથી. પરંતુ પૂર્વાચાર્યોએ સૂત્રોમાં લખેલા વ્રતના અતિચારોનું ગદ્યમાં અવતરણ કરવામાં ગચ્છ કે સમુદાય અનુસાર કેટલોક ફરક અવશ્ય જોવા મળે છે. કોઈ એક વ્રતના અતિચારને સરખાવવાથી આ તફાવત સ્પષ્ટ થશે. ઉદા. તરીકે પાંચમું પરિગ્રહ પરિમાણવ્રત લઈએ. એના અતિચાર અચલગચ્છના જયશેખરસૂરિ અનુસાર નીચે પ્રમાણે છે :

પાંચમું પરિગ્રહ પરિમાણવ્રત નવવિધ ખિત્ત, ઘર, હટ્ટ, વાડિય, કુવિય, ધણ ધન્ન, હિરણ્ણ, સુવણ્ણ અઇ પરિમાણ, દુપ્પય ચઉપ્પયમિય નવવિહ પરિગ્ગહ વયંતુ એ પાંચમા પરિગ્રહ પરિમાણ વ્રત-તણાં પાંચ અતિચાર શોધું. ખિત્તવત્થુપ્પમાણાઇક્કમ્મે, હિરણ્ણ સુવણ્ણપ્પમાણા ઇકમ્મે, ધણધન્નપ્પમાણાઇક્કમે, દુપ્પયચઉપ્પયપ્પમણા ઇકમ્મે, કુવિયપ્પમાણાઇકમ્મે, ક્ષેત્રવાસ્તુ, હિરણ્ણ, સુવણ્ણ ધણ ધાન્ય દ્વિપદ ચતુષ્પદ, રીછ પીછ તણો પ્રમાણાતિક્રમ કીધો હોય

અથવા પરિગ્રહ તણે કારણે મોટા આરંભ કઠમર્દ માંડયા હોય, આહટ્ટ દોહટ્ટ ધર્યો હોય, આપણો પરિગ્રહ પુત્ર પૌત્રાદિક તણો કરી આપણે કાજે અણાવ્યો હોય. પરિગ્રહ પ્રમાણ લીધું ન હોય, લેઈને પઢિઉં ન હોય, પઢીને વિસાર્યું હોય, વિસારીને સંભાર્યું ન હોય, અનેરું એ પાંચમાં પરિગ્રહ પરિમાણ વ્રત વિષે પક્ષદિવસમાંહે જિકો કોઈ સૂક્ષ્મ બાદર અતિચાર હુઓ હોય તે સવિહું મને વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

તપગચ્છ અનુસાર આ અતિચાર નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે :–

પાંચમે પરિગ્રહ પરિમાણવ્રતે પાંચ અતિચાર, ધણધન્ન, ખિત્ત વત્થૂ૦ ધન ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, રૂપ્ય, સુવર્ણ. કુપ્ય, દ્વિપદ, ચતુષ્પદ એ નવવિધ પરિગ્રહ તણા નિયમ ઉપરાંત વૃદ્ધિ દેખી મૂર્છા લગે સંક્ષેપ ન કીધો, માતા, પિતા, પુત્ર સ્ત્રીતણે લેખે કીધો, પરિગ્રહ પ્રમાણ લીધું નહીં, લઈને પઢિઉં નહીં, પઢવું વિસાર્યું અલીધું મેલ્યું. નિયમ વિસાર્યા પાંચમે પરિગ્રહ પરિમાણવ્રત વિષઇઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસમાંહિ સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુઓ હોય તે સવિ હું મને વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

ખરતરગચ્છ અનુસાર આ અતિચાર નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે :–

પાંચમે પરિગ્રહ પરિમાણ વ્રતે પાંચ અતિચાર, ધણ ધન્ન ખિત્ત વત્થુ. ॥ ધન, ધાન્ય, ક્ષેત્ર, વસ્તુ, રૂપ્ય, સુવર્ણ, કુપ્ય, દ્વિપદ, ચતુષ્પદ નવવિધ પરિગ્રહ તણા નિયમ ઉપરાંત વૃદ્ધિ દેખી મૂર્છા લગે સંક્ષેપ ન કીધો. પરિગ્રહ પરિમાણ લેઈ પઢયો નહી, પઢી વીસારીઓ, નિયમ વીસાર્યા. પાંચમે પરિગ્રહ પરિમાણ વ્રત વિષઇઓ અનેરો જે કોઈ અતિચાર પક્ષ દિવસ માંહે સૂક્ષ્મ બાદર જાણતાં અજાણતાં હુવો હોય તે સહુ મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

તપગચ્છ અને ખરતરગચ્છના અતિચાર મુખ્યત્વે વંદિત્તુસૂત્રને આધારે લખાયા છે. વંદિત્તુસૂત્રમાં પદ્યમાં અર્ધમાગધી ભાષામાં અતિચાર આપવામાં આવ્યા છે. અને તેમાં તે ઉપરાંત પણ બીજી કેટલીક ગાથાઓ પણ છે. ગૃહસ્થ માટેનાં આ પ્રાચીન સૂત્રોનો પ્રભાવ ઘણો મોટો રહ્યો છે. તપગચ્છ અને ખરતરગચ્છમાં રોજેરોજનાં પ્રતિક્રમણમાં અતિચારસ્વરૂપ આ વંદિત્તુસૂત્ર બોલાય છે, જ્યારે અચલગચ્છમાં વંદિતુસૂત્રને બદલે રોજેરોજના પ્રતિક્રમણમાં શ્રી જયશેખરસૂરિકૃત લઘુ અતિચાર બોલાય છે.

કવિ શ્રી જયશેખરસૂરિએ પોતાના સમયને અનુસરીને લોકો સમજી શકે એ રીતે તત્કાલીન ગુજરાતી ગદ્યમાં અતિચારની રચના કરી છે. ચાર સૈકા પછી પણ એમણે લખેલા અતિચાર આજ દિવસ સુધી રોજેરોજ અચલગચ્છનાં પ્રતિક્રમણમાં બોલાતા રહ્યા છે એ એમના પવિત્ર વ્યક્તિત્વનો અને સમર્થ લેખનનો પ્રભાવ અનુયાયીઓ ઉપર કેવો રહ્યો છે તેની આપણને પ્રતીતિ કરાવે છે.

o o o

## (૫) શ્રી પાર્શ્વનાથ કળશ

કવિ શ્રી જયશેખરસૂરિએ સંસ્કૃત-પ્રાકૃત અને જૂની ગુજરાતી ભાષામાં જે કેટલીક લઘુ રચના કરી છે તેમાં સંસ્કૃત ભાષામાં રચેલી શ્રી पार्श्वनाथ कळश નામની કૃતિ ઉપલબ્ધ છે. આ કૃતિ અદ્યાપિ અપ્રકાશિત છે.*

જૈનોમાં તીર્થંકરના જન્મનો મહોત્સવ ઘણો મોટો ગણાયો છે. તીર્થંકર પરમાત્માનો જીવ પ્રાયઃ એની આગળના ભવમાં દેવગતિમાં હોય છે. ત્યાંથી મનુષ્યરૂપે માતાના ઉદરમાં આવે છે અને જ્યારે જન્મ થાય છે ત્યારે જૈન માન્યતા પ્રમાણે, ઇન્દ્ર અવધિજ્ઞાનથી તીર્થં-

* આ કૃતિની એક હસ્તપ્રતિ એલ ડી ઇન્સ્ટિટ્યૂટના હસ્તપ્રત ભંડારમા છે. આ શોધનિબંધના પરિશિષ્ટમા આ આખી કૃતિ ભવાર્થ સાથે આપેલી છે

કરતાં જન્મસ્થળ અને દિશા જાણે છે. તે દિશામાં આઠદસ પગલાં ચાલીને ઇન્દ્ર તીર્થંકર ભગવાનની સ્તુતિ કરે છે. અને ત્યારપછી બીજા દેવોની સાથે તીર્થંકર પરમાત્માની માતા પાસે આવી બાળ તીર્થંકરને લઈને મેરુશિખર ઉપર જઈ તેમને સ્નાન કરાવે છે. અને ત્યારપછી એ બાળ તીર્થંકરને માતાની ગોદમાં પાછા મૂકી જાય છે. આથી જૈનોની આ ક્રિયાવિધિને 'સ્નાત્ર' અથવા 'સ્નાત્રકળશ' તરીકે ઓળખાવવામાં આવે છે. બધાં જૈનમંદિરોમાં દરરોજ સવારના આ સ્નાત્ર કળશવિધિ કરવામાં આવે છે. તીર્થંકરો ચોવીસ છે. તેમાંથી કોઈ પણ એક તીર્થંકરની પ્રતિમા લઈને સ્નાત્રકળશ વિધિપૂર્વક કરવામાં આવે છે.

સ્નાત્રકળશના પ્રકારની રચનાઓ સંસ્કૃત, પ્રાકૃતમાં લખાયેલી છે. વર્તમાન સમયમાં, વીરવિજયજીકૃત ગુજરાતીમાં લખાયેલી છે તે 'સ્નાત્રપૂજા' સવિશેષ પ્રચલિત છે. અચલગચ્છમાં યતિ શ્રી ક્ષમાલાભજીકૃત ગુજરાતીમાં લખાયેલી સ્નાત્રપૂજા પ્રચલિત છે.

કવિ શ્રી જયશેખરસૂરિએ સંસ્કૃત ભાષામાં પચીસ શ્લોકપ્રમાણ 'શ્રી પાર્શ્વનાથ કળશ' નામની રચના કરી છે. એટલે એમાં અન્ય સામાન્ય વિગતો ઉપરાંત શ્રી પાર્શ્વનાથ ભગવાનની વિશિષ્ટ-વિગતોનો નિર્દેશ પણ સ્વાભાવિક રીતે થયેલો છે. આ કૃતિનો આરંભ-કવિ નીચે પ્રમાણે કરે છે :

भो भो भविकलोका भाग्यालोकादिह देव ।
सद्मनि समुदिता निरंजन जिनपूजन प्रमुदिताः ॥
निवार्य सकल कलंकमलमविकल प्रभाव भवनस्य ।
श्री पार्श्वनाथस्य श्रणुत जन्माभिषेक "कलशं" ॥ १ ॥

[ હે ભવિકલોકો ! ભાગ્યના પ્રકાશથી જ આ દેવમંદિરમાં એકઠા થયેલા, નિરંજન એવા જિનેશ્વરદેવના પૂજનથી આનંદિત-થયેલા, સકલ કલંકમલનું નિવારણ કરીને અને સંપૂર્ણ પ્રભાવના આશ્રયરૂપ એવા શ્રી પાર્શ્વનાથનાં જન્માભિષેક કળશને સાંભળો.][1]

ત્યારપછી કવિએ કાશી નગરી, ત્યાં રાજ્ય કરતા અશ્વસેન રાજા, એમની રાણી વામાદેવી, વામાદેવીએ જોયેલાં ચૌદ સ્વપ્ન, પોષ વ. ૧૦ની રાત્રીએ થયેલો પાર્શ્વપ્રભુનો જન્મ વગેરે ઘટનાઓનું વર્ણન કર્યું છે.

તીર્થંકરોનો જન્મ-દિવસ કલ્યાણક તરીકે મનાય છે. તીર્થંકરોનો જન્મ થતાં જ ચારે બાજુ હર્ષ અને આનંદનુ વાતાવરણ પ્રસરી જાય છે. આધિ, વ્યાધિ દૂર થાય છે અને લોકોનું કલ્યાણ થાય છે માટે એમના જન્મદિવસને કલ્યાણક તરીકે ઓળખાવવામાં આવે છે.

કવિ એ પ્રસંગનુ વર્ણન કરતાં લખે છે:

अनुषन्न(षग)दाता मुदितमाता दिवस इव वर कोकः ।
सितरुचि विशाखा माजिशाखा वित्त विदेखिल लोकः ॥
अध ऊर्द्ध तिर्यग् रुचक वर्मस्थितिर संगत माय ।
मिह दिक्कुमारी ततिरुदारीकृत निमूषमियाय ॥ ६ ॥

[ચંદ્રમા જ્યારે વિશાખા નક્ષત્રમાં હતો ત્યારે ભગવાનનો જન્મ થયો હતો. તે સમયે બધા લોકો આનુષંગિક દાન આપતા હતા. જેમ ચક્રવાક પક્ષીઓનો દિવસે આનદ માતો નથી તેમ લોકોનો પણ આનંદ સમાતો નહોતો. લોકો નક્ષત્રશાખા વિષે જ્ઞાન ધરાવતા હતા. અધો, ઊર્ધ્વ, તિર્યક્ રુચક્ પ્રદેશમાંથી, આભૂષણોથી, અલંકારોથી સજ્જ થઈને શુદ્ધ હૃદયવાળી છપ્પન દિક્કુમારિકાઓ આવી ]

તીર્થંકર ભગવાનનો જન્મ અવધિજ્ઞાનથી જાણીને એમના અભિષેક માટે ઇંદ્ર અને દેવો જે તૈયારી કરે છે તેનું વર્ણન ત્યારપછીના પાંચ શ્લોકમાં કરવામાં આવ્યું છે. ઇન્દ્ર દેવોસહિત વામા માતા પાસે જાય છે અને બાળ તીર્થંકરને લઈને પાંચ રૂપ ધારણ કરીને મેરુ પર્વતના શિખર ઉપર જાય છે તેનું સરસ વર્ણન તેરમા શ્લોકમાં કરવામાં આવ્યું છે. જુઓ:

निद्रामसुद्रा मुदित तंद्रामेष मातुरदत्त।
पच प्रपंचित वसु पुरुदं वितपाणि जिनमादत्त ॥
सत्त्र चामर कुलिश डामर विहित भक्ति रंवं च।
क्रोडस्थ भगवाने व मघवा मेरुगिरि मानं च ॥ १३ ॥

[ઇંદ્રે માતાને અવસ્વાપિની નિદ્રા આપીને, પ્રભુનું પ્રતિબિંબ માતા પાસે રાખીને, એક રૂપથી પ્રભુને પોતાના ખોળામાં બેસાડીને, બે રૂપથી પ્રભુને બે બાજુ ચામર ઢાળવા લાગ્યા, એક રૂપથી પ્રભુ ઉપર છત્ર ધારણ કર્યું અને એક રૂપથી આગળ વજ્ર ઉછાળવા લાગ્યા એમ પાચ રૂપ ધારણ કરીને ભક્તિ કરતા તેઓ મેરુપર્વતના શિખર ઉપર ચાલવા લાગ્યા.]

મેરુપર્વત ઉપર પાંડુકવનમાં દક્ષિણ બાજુ આવેલી શિલા ઉપર ઇંદ્ર પ્રભુને ખોળામાં રાખીને સિંહાસન ઉપર બેસે છે તે સમયે બધા દેવો અભિષેક કરવા માટે વિવિધ જાતિના જે કળશ ભરી લાવ્યા છે તેનું નિરૂપણ કરવામાં આવ્યું છે. ઇંદ્ર પોતે ચાર વૃષભનું રૂપ લઈ આઠ શિંગડામાંથી આઠ જળધારા વડે પ્રભુનો અભિષેક કરે છે તેમનું નિરૂપણ કેટલું મનોહર થયું છે તે જુઓ :

समधिगतचारः सुकृतसारः प्रथमहरिरविकार।
ऋषभानशेष प्रीतलेखश्चतुर एव चकार ॥
तच्छृंग मुक्ता घृसृण युक्ता वारिधारा अष्ट।
जिनसिरसि पतिता वीक्ष्य वितता मनसि कोहि न हृष्टः ॥ १९ ॥

[પારંપરિક આચારોને જાણનારા, પ્રકૃષ્ટ પુણ્યાત્મા, સર્વ બીજા દેવોને પ્રસન્ન કરનારા, અવિકારી એવા પ્રથમ ઇન્દ્ર સૌધર્મેન્દ્રે ચાર વૃષભનાં રૂપ લઈને તેનાં આઠ શિંગડાંમાંથી પડેલા કુંકુમ સુગંધિત પદાર્થોથી યુક્ત એવી આઠ જલધારાઓ વડે પ્રભુનો અભિષેક કર્યો એ જોઈને મનમાં કોણ પ્રસન્ન ન થાય ?]

આ કળશના અંતે કવિ કહે છે કે ઇંદ્ર મહારાજે પાર્શ્વનાથ

પ્રભુનો સ્નાત્ર મહોત્સવ આવી રીતે કર્યો. ત્યારપછી કવિ અનુરોધ કરે છે કે 'હે ભવ્યજનો! તમે પણ આ રીતે પ્રભુનો સ્નાત્રવિધિ કરો.' જુઓ :–

श्री वामेयममेय गुणमिंद्र स्नपयामास।
येन तेन विधिना सुजनः स्नपयतु शुभ सवास॥ २४॥

[અપરિમિત ગુણવાળા શ્રી પાર્શ્વનાથ પ્રભુનો ઇંદ્રે સ્નાત્ર-મહોત્સવ કર્યો તે જ વિધિ વડે 'હે ભવ્યજનો! તમે પણ પ્રભુનો સ્નાત્રવિધિ કરો.']

અંતિમ શ્લોકમાં કવિએ શ્લેષથી પોતાનું નામ વણી લીધું છે. પાર્શ્વનાથ ભગવાન શેખર-સુંદર છે, કારણ કે તેમના મસ્તક ઉપર ફણા છે. એવા 'શેખર-સુંદર જય પામો, જય પામો–' એમ કવિએ કહ્યું છે શ્લેષથી એવો અર્થ લઈ શકાય કે દેવો દ્વારા પાર્શ્વપ્રભુના થયેલા સ્નાત્ર મહોત્સવનું સુંદર વર્ણન કરનાર જય-શેખરસૂરિ જય પામો. જુઓ :–

जय जयशेखर सुंदर सुर निकर स्नापित पार्श्वजिनरज।
तेंपि च जयतु तस्मिन् समये येनार्थं दृष्टोसि॥ २५॥

આમ પચીસ શ્લોકની 'પાર્શ્વનાથ કળશ નામની આ રચનામાં કવિ જયશેખરસૂરિએ પાર્શ્વનાથ પ્રભુના જન્મ સમયનાં સ્નાત્ર-મહોત્સવનું શાસ્ત્રીય પરંપરાનુસાર અને શાસ્ત્રીય વિધિ અનુસાર સવિગત નિરૂપણ કર્યું છે. આમાં કવિની વિશેષ શક્તિ એમના શબ્દ-પ્રભુત્વમાં રહેલી જોઈ શકાય છે. કવિ સંસ્કૃત ભાષામાં શ્લોક-રચના જાણે પોતાની માતૃભાષા હોય તેમ સહજ અને સરળ રીતે કરે છે. અનુપ્રાસયુક્ત પદાવલી કે યમક-રચના આ કાવ્યમાં સ્થળે સ્થળે જોવા મળે છે.

કવિના ભાષાસામર્થ્યની અને કવિની પ્રતિભાની ઉત્તમ પ્રતીતિ કરાવે એવી આ એક મનોરમ રચાના છે.

આ કૃતિ કવિ જયશેખરસૂરિની છે એવું આ અંતિમ શ્લોક ઉપરથી પ્રતીત થાય છે સામાન્ય રીતે આવી લઘુ રચનાઓની બાબતમાં એની ઉપલબ્ધ હસ્તપ્રતિમાં પ્રત્યેક કૃતિને અંતે 'જયશેખરસૂરિ કૃતા' એમ સ્પષ્ટ નિર્દેશ મળે છે. આ કૃતિને અંતે હસ્તપ્રતિમાં ઇતિ 'શ્રી પાર્શ્વનાથ કળશ' એટલો જ માત્ર નિર્દેશ થયેલો છે, પરંતુ જયશેખરસૂરિની અન્ય લઘુ કૃતિઓની સાથે વચ્ચે આ કૃતિ આપેલી હોવાથી તે જયશેખરસૂરિની કૃતિ છે એમ એના અંતિમ શ્લોક પરથી જણાય છે. ભવિષ્યમાં અન્ય કોઈ હસ્તપ્રતો મળી આવે અને આ કૃતિની પુષ્પિકાની પંક્તિમાં જયશેખરસૂરિનો સ્પષ્ટ નિર્દેશ મળે તો આટલી સંદિગ્ધતા પણ ટળે. હાલ તો આ કૃતિ અન્ય કોઈ કવિની છે એવું પ્રમાણ ન મળે ત્યાં સુધી જયશેખરસૂરિની એ રચના છે એમ માનવું જ વધુ ઉપયુક્ત છે.

० ० ०

## (૬) શ્રી બૃહદજિત શાન્તિ સ્તવન

કવિ શ્રી જયશેખરસૂરિએ 'શ્રી બૃહદજિત શાંતિ સ્તવન' નામની, સંસ્કૃતમાં કરેલી શ્લોકબદ્ધ રચના મળે છે. અચલગચ્છના કવિઓએ રચેલી 'અજિત શાંતિ સ્તવ' નામની બે રચનાઓ મળતી હોવાના કારણે શ્રી વીરગણિકૃત 'અજિત શાંતિ સ્તવ' કદમાં આઠ શ્લોક જેટલી નાની રચના હોવાથી તે 'લઘુ અજિતશાંતિ સ્તવ' તરીકે ઓળખાય છે અને કવિ શ્રી જયશેખરસૂરિકૃત રચના ૧૭ શ્લોક જેટલી મોટી રચના હોવાથી તે 'બૃહદજિત શાંતિ સ્તવ' તરીકે ઓળખાય છે.

જૈનોના વર્તમાન ચોવીસીના ચોવીસ તીર્થંકરોમાં પ્રત્યેકની સ્તવના જેમાં કરવામાં આવી હોય એવી સ્વતંત્ર રચનાઓ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશમાં અનેક થયેલી છે. વળી જેમાં ચોવીસેચોવીસ તીર્થંકરની સ્તુતિ કરવામાં આવી હોય એવી પણ કેટલીક રચનાઓ થયેલી છે. એમાં હેમચંદ્રાચાર્યકૃત 'સકલાર્હત્ સ્તોત્ર' સુપ્રસિદ્ધ છે.

કેટલીક રચનાઓં કે જેમાં પાંચ મુખ્ય તીર્થંકરો શ્રી ઋષભદેવ, શ્રી શાંતિનાથ, શ્રી નેમિનાથ, શ્રી પાર્શ્વનાથ, શ્રી મહાવીરસ્વામીની સ્તુતિ કરવામાં આવી હોય એવી પણ લખાયેલી છે. 'કલ્લાણ કંદં,' 'સર્વજ્ઞાઃ સર્વ દ્રષ્ટારો' વગેરે સ્તુતિઓ એ માટે સુપ્રસિદ્ધ છે. એક જ તીર્થંકરની સ્તુતિ કરતી કેટલીક મહત્ત્વની દીર્ઘ રચનાઓ પણ થયેલી છે, જેમાં શ્રી ઋષભદેવ માટે 'ભક્તામર સ્તોત્ર' અને શ્રી પાર્શ્વનાથ ભગવાન માટે 'કલ્યાણ મંદિર' સ્તોત્ર અત્યંત સુપ્રસિદ્ધ છે. આ ઉપરાંત બીજાં કેટલાંયે સ્તોત્ર જુદા જુદા તીર્થંકરોને માટે લખાયેલાં છે, જેની સવિગત માહિતી 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત-ઇતિહાસ', 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ' અને 'જૈન સાહિત્યકા બૃહદ્ ઇતિહાસ'માં સાંપડે છે. વળી એવી કેટલીયે રચનાઓ પોતપોતાના ગચ્છમાં સુપ્રચલિત બનેલી પણ છે. ઉદાહરણ તરીકે 'જીરિ-કાપલ્લી પાર્શ્વનાથ સ્તોત્ર' અચલગચ્છમાં સુપ્રચલિત છે અને નવ સ્મરણમાં તેને સ્થાન અપાયેલું છે

જૈન સંસ્કૃત-પ્રાકૃત સાહિત્યમાં સૂત્ર અને સ્તોત્રના પ્રકારની અનેક કૃતિઓ લખાયેલી છે. એમાં કેટલીયે કૃતિનો મહિમા આપો-આપ લોકોમાં વધી જતો હોય છે. કેટલીક કૃતિઓના સ્મરણથી કે મુખપાઠથી લોકોને કે સંઘને ચમત્કારિક લાભ થયા હોવાના પ્રસંગો પણ ઇતિહાસમાં સાંપડે છે. સમય જતાં એવી મહિમાવંત કૃતિઓ પ્રાતઃસ્મરણીય બની જાય છે. જૈનોના જુદા જુદા ગચ્છમાં આવી કેટલીક કૃતિઓ પ્રાતઃસ્મરણીય બનેલી છે. આવી નવ કૃતિઓના સમૂહને 'નવસ્મરણ' કહેવામાં આવે છે અને કેટલાયે સાધુ–સાધ્વીઓ તથા ગૃહસ્થો આ નવસ્મરણનું રોજ સવારના નિયમિત પઠન કરતાં હોય છે પર્વના દિવસે એવા નવ અથવા એમાંથી કેટલાંક સ્મરણ ઉપાશ્રયમાં ગુરુ ભગવંતના મુખે શ્રવણ કરવાની પરંપરા પણ ચાલી આવી છે

ચોવીસ તીર્થંકરોમાંથી કોઈ પણ બે તીર્થંકરોની એક જ કૃતિમાં એક જ સ્તોત્રમાં સાથે સ્તવના કરવામાં આવી હોય અને એવી રચના

લોકપ્રચલિત બની હોય તો તે 'અજિતશાંતિ-સ્તવ' છે. કોઈકને પ્રશ્ન થાય કે ચોવીસ તીર્થંકરોમાંથી એકસાથે બે તીર્થંકરોની સ્તવના માટે શ્રી અજિતનાથ અને શ્રી શાંતિનાથ ભગવાનની જ પસંદગી કેમ ? બીજા તીર્થંકરોની કેમ ન થઈ? એનો ખુલાસો એ છે કે શાશ્વત ગણાતા મહાતીર્થ શ્રી શત્રુંજય પર્વત ઉપર ચાતુર્માસ કરનાર તીર્થંકરોમાં શ્રી અજિતનાથ અને શ્રી શાંતિનાથ પ્રભુ છે.

તેઓ ગુફામાં ચાતુર્માસ રહ્યા હતા. પછીના કાળમાં તેઓ દરેકની પ્રતિમાવાળાં બે ચૈત્યો થયાં હતાં. પ્રાચીન સંદર્ભ મળે છે તે પ્રમાણે નેમિનાથ ભગવાનના વચનથી એમના ગણધર શ્રી નંદિષેણ શત્રુંજય તીર્થયાત્રાએ પધાર્યા હતા અને ત્યાં તેમણે આ બન્ને તીર્થંકરોની સાથે સ્તુતિ કરી 'અજિત શાંતિ સ્તવ' રચના કરી હતી.

'અજિત શાંતિ'ની રચનામાં અજિતનાથ અને શાંતિનાથ એ બે તીર્થંકરોની સાથે સ્તુતિ કરવામાં એક તાત્ત્વિક અર્થ એવો પણ ઘટાવવામાં આવે છે કે માણસ જ્યાં સુધી અજિત થતો નથી ત્યાં સુધી શાંતિ પામી શકતો નથી અને માણસ જ્યાં સુધી શાંત થતો નથી ત્યાં સુધી અજિત થઈ શકતો નથી.

અન્ય એક મત પ્રમાણે મહર્ષિ નંદિષેણ નેમિનાથ ભગવાનના શાસન દરમ્યાન નહીં પણ ચરમ તીર્થંકર મહાવીર સ્વામીના શાસન દરમ્યાન થયા હતા. એટલું તો નિર્વિવાદ છે કે અત્યંત પ્રાચીન સમયથી 'અજિતશાંતિ સ્તવ' નામની મહર્ષિ નંદિષેણે રચેલી કૃતિ આપણને મળે છે અને એના ઉપર ભૂતકાળમાં લખાયેલી કેટલીક ટીકાઓ પણ સાંપડે છે.

અર્ધમાગધી ભાષામાં વિવિધ છંદમાં સાલંકાર, પદલાલિત્યયુક્ત, એવી અપૂર્વ આ રચના છે કે એક વખત ભાવથી અર્થ સહિત જે એની અનુપ્રેક્ષા કરે છે તેના હૃદયમાં એ સ્તુતિ વસી જાય છે. વળી આ સ્તુતિનો ચમત્કારિક મહિમા-પણ અનેક લોકોથી શ્રદ્ધાપૂર્વક મનાતો આવ્યો છે અને એથી આ સ્તુતિનો

સમાવેશ પર્વના દિવસોની પ્રતિક્રમણાદિ ક્રિયામાં પણ કરવામાં આવ્યો છે અને પ્રાતઃસ્મરણીય નવસ્મરણમાં પણ એને સ્થાન આપવામાં આવ્યું છે.

મહર્ષિ નંદિષેણની આ રચના કાવ્યગુણથી પણ એટલી બધી સભર, સમૃદ્ધ છે કે એના અનુકરણ કે અનુસરણરૂપે 'અજિત શાંતિ સ્તવ' નામની રચના કરવાનું અન્ય અનુગામી કવિઓને મન થયા વગર રહે નહીં. આ સ્તોત્ર ઉપરથી શ્રી વીરગણિએ અપભ્રંશ ગાથામાં 'લઘુ અજિત શાંતિ સ્તવ'ની રચના કરી છે. શ્રી જિન-વલ્લભગણિએ પણ 'લઘુ અજિત શાંતિસ્તવ' નામની પ્રાકૃતમાં સત્તર ગાથાની રચના કરી છે. શ્રી ધર્મઘોષગણિએ પ્રાકૃતમાં સત્તર ગાથાની મંત્રગર્ભિત રચના કરી છે. શ્રી ઉપાધ્યાય મેરુનંદન કવિએ પણ 'અજિત શાંતિ સ્તવની રચના કરી છે અને તેવી રીતે શ્રી જયશેખરસૂરિએ સંસ્કૃત ભાષામાં સત્તર શ્લોકની 'બૃહદજિત શાંતિ સ્તવ' નામની રચના કરી છે.

શ્રી જયશેખરસૂરિએ 'અજિત શાંતિ સ્તવ'નો આરંભ નીચેના બે શ્લોકથી કર્યો છે. તે દરેકમાં અનુક્રમે અજિતનાથ ભગવાન અને શાંતિનાથ ભગવાનને નમસ્કાર કર્યો છે.

सकलसुख निवहदानाय सुरपादपं ।
पादपंकजनतानेकनाकाधिपम् ॥
अचलशिव निलयमप्रलय गुणशोभितम् ।
नौमि जिनमजितमहमजितमुदितोदितम ॥ १ ॥

[સર્વ સુખોના સમૂહને આપવામાં જે કલ્પવૃક્ષ સમાન છે, જેમના ચરણકમળમાં અનેક ઈંદ્રો નમેલા છે, જેમનો અચલ મોક્ષમાં વાસ છે, જે અક્ષય ગુણોથી શોભાયમાન છે, જે ઉત્તરોત્તર ઉદય-વાળા છે અને જે રાગાદિથી અજિત છે એવા શ્રી અજિતનાથ

ભગવાનને હું નમસ્કાર કરું છું.]

शांतिमुपशांतभवभूरिभय परिभवं ।
भुवनवन सुघन घन वारिवर वैभवम् ॥
परमशर्मिदुसमम सममहि मोदघे–
र्नेतुमीहामनंतामहं संदधे ॥ २ ॥

[સંસારના ઘણા ભય દ્વારા થતો પરાભવ જેમનો શમી ગયેલો છે, જગતરૂપી વનમાં સઘન મેઘના જળ જેવો જેમનો ઉત્તમ વૈભવ છે, જેમની સમતા ઉત્કૃષ્ટ છે, અપાર મહિમારૂપી સમુદ્રને માટે જે ચંદ્ર સમાન છે એવા શાંતિનાથ પ્રભુને નમસ્કાર કરવાને હું અનંત ઈચ્છા ધારણ કરું છું]

ત્યાર પછીના ત્રણ શ્લોકમાં શ્રી અજિતનાથ અને શ્રી શાંતિનાથ ભગવાનનો મહિમા દર્શાવી મોક્ષરૂપી સંપદ પોતાને આપવા માટે કવિ પ્રાર્થના કરે છે છઠ્ઠા અને સાતમા શ્લોકમાં કવિએ અનુક્રમે અજિતનાથ અને શાંતિનાથ ભગવાનનાં માતાપિતા, લાંછન અને શરીરપ્રમાણ, દેહકાંતિ ઇત્યાદિનુ વર્ણન કર્યું છે.

જન્મ–નિર્દેશ પછી કવિએ એ બન્ને તીર્થંકરોનાં રાજ્યાવસ્થા દીક્ષા અને કેવળજ્ઞાનનું વર્ણન કર્યું છે. કેવળજ્ઞાન થતાં દેવતાઓએ પ્રાતિહાર્યયુક્ત રચેલા સમવસરણનું વર્ણન પણ કરવામાં આવ્યું છે. પંદરમા શ્લોકમાં કવિએ અજિતનાથ અને શાંતિનાથ ભગવાનની ભાવપૂર્વક સ્તવના કરનારને કેવા લાભ થાય છે તેનો મહિમા દર્શાવ્યો છે. જુઓ :

द्विपरिपुव्यालवेताल रोगानला ।
नीर चौरादयोऽन्येऽति सकलाः खलाः ॥
तं न लुपति कंचुकिन इव वंजुलं ।
नमति यो विमदमिदमेव जिनयामलम् ॥ १५ ॥

[મદરહિત અજિતનાથ તથા શાંતિનાથના યુગલને જે નમે

છે તેને વંજુલ વૃક્ષને જેમ સર્પ લોપી શકતો નથી, તેમ હાથી, શત્રુ, સર્પ, વૈતાલ, રોગ, અગ્નિ, જળ, ચોર અને બીજા પણ દુર્જનો તેને લોપી શકતા નથી.]

મહર્ષિ નંદિષેણ કવિએ પોતાની 'અજિત શાંતિ' રચનામાં પર્વતિથિએ એના પઠન ઉપર જેમ ખાસ ભાર મૂક્યો છે તેમ કવિ જયશેખરસૂરિએ પણ પાક્ષિક, ચાતુર્માસિક અને સાંવત્સરિક પર્વના દિવસે આ સ્તોત્ર બોલવાનો મહિમા ફલશ્રુતિ તરીકે દર્શાવ્યો છે. જુઓ :

पाक्षिके किल चतुर्मासिके वार्षिके ।
पर्वणि प्रकृतवर पुण्यनर नायके ॥
योऽमुमति सौममति रजित शांति स्तव ।
पठति निश्रुणोति लभते सुख स ध्रुवम् ॥ १६ ॥

[પાક્ષિક, ચોમાસી, અને સંવત્સરી પર્વ કે જેમાં નર અને નરનાયકોએ ઉત્તમ પુણ્ય આરંભ્યાં છે, એવા શ્રેષ્ઠ પર્વમાં જે સૌમ્ય બુદ્ધિવાળા જનો આ 'અજિત શાંતિ સ્તવ'નો પાઠ કરે છે અને જે સાંભળે છે તે નિશ્ચય સુખ પામે છે.]

છેલ્લા શ્લોકમાં અજિતનાથ અને શાંતિનાથ ભગવાન સંઘને હર્ષ ઉત્પન્ન કરો એવી મંગલ ભાવના કવિએ દર્શાવી છે. જુઓ :

गुणराजिविराजितमरिपुपराजित ।
मजितशांतिजिन युगलमिदम् ॥
मतिशुभ्रसभाजनमतिशयभाजन ।
मुपजनयतु संघस्य मुदम् ॥ १७ ॥

[ગુણોની શ્રેણીથી સુશોભિત, શત્રુથી નહિ પરાજય પામેલું, અતિ નિર્મળ બુદ્ધિવાળા સભાજનવાળું અને અતિશયોના પાત્રરૂપ શ્રી અજિતનાથ તથા શ્રી શાંતિનાથ ભગવાનનું યુગલ સંઘને હર્ષ ઉત્પન્ન કરો.]

કવિ શ્રી જયશેખરસૂરિ સમર્થ કવિ હતા, જ્ઞાની હતા, સંયમી હતા, અને વિશાળ સાહિત્યના રચયિતા હતા. એટલે એમણે રચેલું આ સ્તોત્ર પણ મહિમાવંત, નિત્ય સ્મરણીય બની રહે એ સ્વાભાવિક છે. આ સ્તોત્રમાં સંસ્કૃત ભાષા ઉપરનું કવિનું અસાધારણ પ્રભુત્વ પદે પદે જોવા મળે છે. કવિની રચના લયબદ્ધ અને અલંકારયુક્ત છે. કવિના કલ્પનાવૈભવની પ્રતીતિ અગિયારમા શ્લોકમાં સવિશેષ આપણને થાય છે. જુઓ :

यत्पदांभोजभजनाय जातत्वरैः ।
संघसघट्टघन घृष्ट भूषणभरैः ॥
व्यूढमपि रुचिर चिर रूढ रस निर्भरैः ।
पाणितलमानमभवन्न भो निर्जरैः ॥ ११ ॥

[પ્રભુજીનાં ચરણકમળને ભજવા જેમને ઉતાવળ થયેલી છે, સંઘના અથડાવાથી જેમનાં આભૂષણોનો સમૂહ અત્યંત ઘસાઈ ગયેલો છે અને જેઓ લાંબા કાળથી ઉત્પન્ન થયેલા સુંદર ભક્તિરસથી ભરપૂર છે એવા દેવતાઓથી વિશાળ આકાશ પણ હથેલી જેવડું થયું હતું ]

આ સ્તોત્રરચનામાં કવિએ સમાસનો ઉપયોગ કરી, અર્થગર્ભ શબ્દોને પ્રાસાનુપ્રાસની દૃષ્ટિએ એવી સરસ રીતે પાસે ગોઠવ્યા છે કે જેનુ પઠન કરતાં પણ આહ્લાદ અનુભવાય છે. ઉ. ત., રાજિવિરાજિત, મતિરજિત, ચતુર્માસિકે વાર્ષિકે, નિલયમપ્રલય, જિનમજિતમહજિત-મુદિતોદિતમ, સુઘનઘન, ભવભૂરિભય, સમમસમઃહિમોદધે. કવિનું પ્રશસ્ય શબ્દપ્રભુત્વ અહીં નિહાળી શકાય છે. કવિ જાણે કે શબ્દોને યથેચ્છ રમાડતા, લાડ લડાવતા હોય એવું અનુભવાય છે.

'અજિત શાંતિ સ્તવન' કવિની પ્રતિભાશીલ રચના છે. માટે જ એનો નિત્યસ્મરણ તરીકેનો મહિમા આજે પણ એટલો જ રહ્યો છે.

o o o

## આરાધના સ્તબક

કવિ શ્રી જયશેખરસૂરિએ સંસ્કૃત, પ્રાકૃત અને પ્રાચીન ગુજરાતી ભાષામાં જે અનેક રચનાઓ કરી છે તેમાં સંસ્કૃત ભાષામાં 'આરાધના સ્તબક' નામની ૩૭ શ્લોકની એક રચના પણ પ્રાપ્ત થાય છે.*

આ કૃતિમાં એની રચનાસાલ કે એના રચનાસ્થળનો ઉલ્લેખ મળતો નથી, પણ વિ.સં. ૧૪૩૬થી વિ.સં. ૧૪૬૨ સુધીના કવિના જીવનકાળ દરમિયાન આ કૃતિની રચના થઈ હશે એ તો નિશ્ચિત છે. કવિની અન્ય કૃતિઓની પ્રશસ્તિમાં આ નાનકડી કૃતિનો ક્યાંય નિર્દેશ થયેલો જોવા મળતો નથી.

કવિએ કૃતિના અંતિમ શ્લોકમાં પોતાનું નામ ગૂંથી લીધું છે અને જણાવ્યું છે કે માણસ રાત્રિએ આ સ્તોત્રપાઠ કરીને શયન કરે છે તેને દેવપદ અથવા મોક્ષપદ અવશ્ય સાંપડે છે. જુઓ:

आराधनास्तवक एष कृतः क्रमेण ।
साम्यस्थितेन गुरुणा जयशेखरेण ॥
एता विभाव्य निशियः शयनं विधत्ते ।
तस्मै महोदयपदं नियतं प्रदत्ते ॥ ३७ ॥

આ 'આરાધના સ્તબક'માં કવિ જયશેખરસૂરિ પ્રથમ શ્લોકમાં પંચ પરમેષ્ઠીને નમસ્કાર કરીને, સ્વ અને પરનો ઉપકાર કરનારા દશ પ્રકારની આરાધના વિશે સંક્ષેપમાં કહે છે. જુઓ:

परमं परमेष्टिपञ्चकं प्रणिपत्यात्मपरोपकारकम् ।
विदधामि समासतः स्फुटं, दशधाराधनसूत्रसंग्रहम् ॥ १ ॥

* જુઓ શ્રી વિધિપક્ષગચ્છીય અણગારસ્ય સાર્થાનિ વિધિ સહિતાનિ પંચ પ્રતિક્રમણ સૂત્રાણિ' નામના ગ્રંથમાં આ કૃતિ છપાયેલી જોવા મળે છે પ્રકાશક: શા સોમચંદ ધારશી કચ્છ અંજારવાળા. વીર સં. ૨૪૫૧ માગશર વદ ૦॥. વિ સં ૧૯૮૧ પ પૂ ગૌતમસાગરજી મ.સા.ના સદુપદેશથી... પૃ. ૪૦૪.

વૈરાગ્યના તરંગોથી વ્યાપ્ત કોઈ બાલમુનિ પોતાના ગુરુભગવંતને વિનંતી કરતાં કહે છે કે 'મને સંસારરૂપી સમુદ્રથી પાર ઉતારો.' ગુરુભગવંત પણ મધુર, કોમળ, મનોહર અને જૈનસિદ્ધાંતને અનુસરતાં વચનો વડે બાલમુનિને ઉત્સાહ પમાડવા કહે છે કે 'હે બાલમુનિ ! જે પ્રાણીઓનો જન્મ થાય છે તેનું મરણ પણ અવશ્ય જ છે. માટે તું પંડિતમૃત્યુ થાય એવું આચરણ કર.' કવિ લખે છે:

जननं यदि जातमंगिना, मरणं तन्नियतं भविष्यति ।
इति निश्चयतः प्रमोदभाक् तदिमं पंडितमृत्युमाचर ॥ ६ ॥

બાલમુનિને ત્યાર પછી ગુરુભગવંત દસ પ્રકારની આરાધના કઈ કઈ તે બતાવે છે. જુઓ:

अतिचार विशोधनं व्रतोच्चरणणं क्षामणमागसा कुरु ।
त्यज पातक कारणानि वैश्रय चत्वारि निनिन्द दुःकृतम् ॥७॥
सुकृतान्यनुमोदयात्मनः, शुभभावं कुरु चाशन त्यज ।
स्मर पंचनमस्कृतीर्मुदा शिवसौख्यानि लभस्व भो यथा ॥ ८ ॥

(૧) અતિચારની આલોયણા લેવી, (૨) ગુરુભગવંત પાસેથી વ્રતોનું ઉચ્ચારણ કરવું, (૩) ચોર્યાશી લાખ જીવાયોનિને ખમાવવાં, (૪) અઢાર પાપસ્થાનકોને વોસિરાવવાં, (૫) ચાર શરણોનો સ્વીકાર કરવો, (૬) દુષ્કૃત્યોની નિંદા કરવી, (૭) સુકૃત્યોની અનુમોદના કરવી, (૭) શુભ ભાવને ધારણ કરવો, (૯) અનશનનો સ્વીકાર કરવો અને (૧૦) નવકારમંત્રનું સ્મરણ કરવું. શુભગતિની આરાધના કરવા માટે આ દસ અધિકારો જણાવ્યા છે. આ દશ અધિકારોને જે આરાધે છે તે મોક્ષસુખને જલદી મેળવે છે.

ગુરુભગવંતનો ઉપર મુજબ ઉપદેશ ગ્રહણ કરી બાલમુનિ કહે છે કે 'જ્ઞાનદિક પાંચ આચારમાં મને જે કોઈ સૂક્ષ્મ અતિચાર લાગ્યો હોય તે સર્વને મન, વચન, કાયાથી શુદ્ધ કરીને દેવગુરુની સાક્ષીથી આલોવું છું. અકાલમાં અભ્યાસ કર્યો હોય અને કરાવ્યો

હોય, વિધિથી અભ્યાસ કરનારને વિઘ્ન કર્યું હોય, અપમાન કર્યું હોય અથવા અભ્યાસ કરવાથી અભિમાન આવ્યું હોય. વળી જ્ઞાનાભ્યાસીને વસ્ત્ર, ભોજન અને પુસ્તકોથી મારી શક્તિ પ્રમાણે સહાય ન કરી હોય તથા જ્ઞાનોપકરણની આશાતના કરી હોય તે સર્વ મિથ્યા થાઓ. ફળની શંકા વગેરે કારણોથી શુભ એવા સમ્યક્ત્વને મલિન કર્યું હોય અથવા જિનેશ્વરનું હર્ષથી પૂજન ન કર્યું હોય તેમજ જિનેશ્વરની આજ્ઞા સારી રીતે પાળી ન હોય. મેં કોઈ વખતે ગુરુદ્રવ્ય, દેવદ્રવ્ય વાપરી લીધું હોય અથવા શક્તિ છતાં નાશ પામતાં તે દ્રવ્યની ઉપેક્ષા કરી હોય તો તે સર્વ દર્શનાચાર વિશેનું મારું પાપ મિથ્યા થાઓ. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ સહિત ચારિત્રને જો મેં સારી રીતે પાળ્યું ન હોય અથવા એકેન્દ્રિય, બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય અને પંચેન્દ્રિય જીવોની મેં અભિઘાતાદિ દશ પ્રકારે કરીને વિરાધના કરી હોય તો તે ચારિત્રાચાર વિશેનું મારું પાપ વૃથા થાઓ.'

વળી બાલમુનિ કહે છે, 'ક્રોધાદિકથી હું જૂઠું બોલ્યો હોઉં', અદત્ત એવી પારકી વસ્તુ પોતાની કરી ગ્રહણ કરી હોય, મનુષ્ય, દેવ, તિર્યંચ સંબંધી ત્રણ પ્રકારનું મૈથુન સેવ્યું હોય, નવ પ્રકારનાં ધન-ધાન્યાદિક વિશે મમતા કરી હોય તેમજ રાત્રિભોજન-ત્યાગના નિયમમાં જે અતિચાર લાગ્યો હોય તે સર્વ મિથ્યા થાઓ. શક્તિ છતાં બાર પ્રકારનું તપ કર્યું ન હોય, તેમજ મોક્ષસાધનના ધર્મકાર્યમાં ઉદ્યમ ન કર્યો હોય તે સર્વની હું નિંદા કરું છું.'

શિષ્ય આ પ્રમાણે પોતાના અતિચારની આલોચના કરે છે ત્યારે ગુરુભગવંત તેને કહે છે કે.... 'ભાવથી ધારણ કરેલાં તે વ્રતોને ફરીથી કહે કે જેથી તે વ્રતોનું અતિચાર રહિત પાલન કરી શકાય. પ્રાણીઓના અપરાધને સહન કર. સર્વ સાથે મૈત્રીની બુદ્ધિને ધારણ કર; ક્રોધને તજી દે અને સમતારૂપી વૈરાગ્યના અમૃતરસનું પાન કર; અઢાર પાપસ્થાનકોને તજી દે; અરિહંતોના

શરણે જા; જિનમંદિરોમાં રહેલા અરિહંત બિંબોને ભાવથી નમસ્કાર કર.' પછી શિષ્ય કહે છે કે 'અરિહંત પ્રભુનું, સિદ્ધ ભગવંતોનુ, ક્ષમાધારક સાધુઓનું અને કેવલી-ભાષિત દસ પ્રકારના ધર્મનું શરણુ હું સ્વીકારુ છું. વળી લોકમાં કુમતની પ્રરૂપણા કરી હોય, ગુણવંતોના ગુણ ઉપર મત્સર કર્યો હોય, પુણ્યકાર્યમાં અંતરાય અને પાપકાર્યમાં પ્રેરણા કરી હોય, પ્રમાદથી વિકથા કરી હોય તો તે સઘળાં પાપકર્મની હું નિંદા કરું છું. વળી મેં જે જે પુણ્યકાર્ય કર્યું હોય તેની અનુમોદના કરું છું.' ત્યારપછી ગુરુભગવંત શિષ્યને બાર ભાવનાનું સ્મરણ કરવાનું, અશનાદિ ચાર આહારનો ત્યાગ કરવાનું અને અંતે પંચ પરમેષ્ઠી નવકાર મંત્રનુ સ્મરણ કરવાનું કહે છે.

આમ, આ લઘુ કૃતિમાં કવિ જયશેખરસૂરિએ સરળ સંસ્કૃત ભાષામાં પ્રાસાદિક શૈલીએ દસ પ્રકારની આરાધના વિશે ગુરુશિષ્યના સંવાદ દ્વારા સંક્ષેપમાં આરાધક મનુષ્યોને ઉપયોગી થાય એવું નિરૂપણ કર્યું છે. નાની કૃતિઓમાં પણ કવિ જયશેખરસૂરિની શબ્દપસંદગી કેવી વર્ણાનુપ્રાસયુક્ત મધુર હોય છે તે 'સુકૃતસ્ય કૃતસ્ય', 'વસનૈરશનૈશ્ચ', 'સંસૃતિસંશ્રિતા', 'પ્રકૃતાસુકૃતાન્તરાયતા', 'વિકથાકથિતા' વગેરે શબ્દપ્રયોગોમાં જોઈ શકાય છે.

° ° °

## સંબોધ સિત્તરિ

શ્રી જયશેખરસૂરિએ પ્રાકૃત ભાષામાં જે કેટલીક પ્રકીર્ણ પ્રકારની નાની નાની રચનાઓ કરી છે તેમાંની એક સંબોધ સપ્તતિકા "સંબોધ સિત્તરિ" (સંબોધ શત્તરિકા) નામની રચના છે. આ કૃતિનું નામ સૂચવે છે તે પ્રમાણે 'સંબોધ' એટલે કે સમ્યક્બોધ આપવાને માટે તેમાં સિત્તેર જેટલી ગાથાઓનું સંકલન કરવામાં આવ્યું છે.

કૃતિનો આરંભ કવિ ત્રિલોકના ગુરુ તથા લોકાલોક પ્રકાશક ભગવાન મહાવીર પ્રભુને નમસ્કાર કરીને કરે છે. કવિ લખે છે:

नमिऊण तिलोअगुरुं, लोआलोअप्पयासयं वीरं ।
संबोहसत्तरिमहं, रएमि उद्धार गाहाहिं ॥ १ ॥

આ ગાથામાં કવિએ પોતે જણાવ્યું છે તે પ્રમાણે ગાથાઓનું ઉદ્ધરણ કરીને પોતે આ કૃતિની રચના કરી છે. એનો અર્થ એ થાય કે આ કૃતિમાં જે સિત્તેર જેટલી ગાથાઓ સમ્યક્બોધને માટે આપવામાં આવી છે તે ગાથાઓની રચના કવિએ સ્વયં કરી નથી, પરંતુ આગમો અને પૂર્વાચાર્યોએ રચેલા ગ્રંથોમાંથી સુપ્રસિદ્ધ, સુપ્રચલિત અને આત્માવબોધને માટે ઉપકારક એવી ગાથાઓની પસંદગી કરવામાં આવી છે. આગમ સાહિત્ય અને તત્પશ્ચાત્ રચાયેલી અનેક અધ્યાત્મિક કૃતિઓમાં આપવામાં આવેલી ગાથાઓની સંખ્યા તો લાખોની થવા જાય, પરંતુ સમ્યક્ચારિત્રના માર્ગે વળેલા ભવ્યાત્માઓની બધાની સ્મરણશક્તિ અને ગ્રહણશક્તિ એકસરખી ન હોય. એટલે થોડીક પણ અત્યંત મહત્ત્વની ગાથાઓનું નિયમિત પારાયણ જો થાય તો તે પણ સંયમના માર્ગે વળેલા કેટલાય જીવોને માટે પરમ ઉપકારક થાય, એ દૃષ્ટિબિંદુને લક્ષમાં રાખી શ્રુતસાહિત્યમાં પારંગત એવા કવિ શ્રી જયશેખરસૂરિએ પોતાની વિશિષ્ટ દૃષ્ટિથી પસંદ કરેલી સિત્તેર જેટલી ગાથાઓ આ કૃતિમાં આપવામાં આવી છે.

'સંબોધ સિત્તરિ'માં સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને લક્ષમાં રાખી કવિશ્રીએ જે વિવિધ વિષયો ઉપરની ગાથાઓની પસંદગી કરી છે તેમાં તીર્થંકર ભગવાનનો મહિમા, તેમનામાં અઢાર પ્રકારના દોષોથી રહિતપણું, સદ્ગુરુનો મહિમા, દર્શનથી ભ્રષ્ટ એવા આત્માઓ, શિથિલાચારી અને અવંદનીય એવા પાર્શ્વસ્થ, અવસન્ન, કુશીલ, સંસક્ત અને યથાછંદી પ્રકારના સાધુઓ, સમભાવ અને સામાયિકનો મહિમા, આચાર્યના ૩૬ ગુણ, સાધુના ૨૭ ગુણ, શ્રાવકના ૨૧ ગુણ, જિનાગમનો મહિમા, સંઘનું સ્વરૂપ અને લક્ષણ,

વીતરાગદેવની આજ્ઞાનો મહિમા, આજ્ઞારહિત અને અવિધિથી કરેલા ધર્મની નિરર્થકતા, દ્રવ્યસ્તવ અને ભાવસ્તવ વચ્ચેનો તફાવત, ગચ્છનું સ્વરૂપ અને તેની ઉપયોગિતા, દાન, શીલ, તપ અને ભાવની મહત્તા, સત્સંગ અને યતના (જયણા), કષાયો અને તેનાથી થતી દુર્ગતિઓ, શ્રાવકની અગિયાર પ્રતિમાઓ, બ્રહ્મચર્યની ઉપાસના, વ્રતભંગનું પાપ, જિન-પ્રવચન અને જિનદ્રવ્યના રક્ષણનું ફળ, જ્ઞાન અને ક્રિયાની આવશ્યકતા, દુષ્કૃત મિથ્યા, અને મિચ્છામિ દુક્કડંનું શાબ્દિક રહસ્ય, દ્રવ્યતીર્થ અને ભાવતીર્થ, અહિંસા અને સંયમ, પૌષધનો મહિમા, કર્મના પ્રકારો અને તેના ફળનો વિપાક એવા એવા ઘણા જુદા જુદા વિષયોનો સમાવેશ થાય છે.

આ કૃતિમાં જે ગાથાઓ આપી છે તે વાંચતાં જ ગમી જાય એવું એનું અર્થ-રહસ્ય છે. વળી કંઠસ્થ કરવાનું મન થાય અને કંઠસ્થ કરવાનું સરળ લાગે એવી આ ગાથાઓની શબ્દરચના છે. આ બધી નીવડેલી ગાથાઓ છે, એટલે કે અનેક સૈકાઓથી સમય સમયની પ્રજાઓએ પોતાનાં અમૂલ્ય કંઠાભરણની જેમ પોતાના કંઠમાં કંઠસ્થ કરીને આ ગાથાઓને સાચવી રાખી છે. સમયની કસોટીમાંથી પાર પડેલી આ ગાથાઓ આત્મસંયમમાં રહેનારા અને આરાધના કરનાર જીવોને માટે અત્યંત પ્રિય થઈ પડે એવી છે.

આ ગાથાઓમાંની કેટલીયે ગાથાઓ અત્યારે પણ સુપ્રસિદ્ધ છે. કવિએ કેવી કેવી ગાથાઓનુ ઉદ્ધરણ કર્યું છે તે નીચેની થોડીક નમૂનારૂપ ગાથાઓ જોવાથી જણાશે.

सेयंवरो य आसंवरो य, बुद्धो अ अहव अन्नो वा ।
समभाव भाविअप्पा, लहेइ मुक्खं न संदेहो ॥ २ ॥

[શ્વેતાંબર હો કે દિગંબર, બૌદ્ધ હો કે અન્ય કોઈ, જે સમભાવથી ભાવિત આત્મા છે તે નિઃસંદેહ મોક્ષ મેળવે છે]

दंसण भठ्ठो भठ्ठो, दंसणभठ्ठस्स नत्थि निव्वाणं ।
सिज्झंति चरणरहिआ, दंसणरहिआ न सिज्झंति ॥ १२ ॥

[દર્શનથી ભ્રષ્ટ આત્મા ભ્રષ્ટ છે. દર્શનથી ભ્રષ્ટ આત્માની મુક્તિ નથી. ચારિત્રથી રહિત આત્માઓ સિદ્ધિપદ પામે છે પરંતુ દર્શનથી રહિત આત્માઓ સિદ્ધિ પામતા નથી.]

दिवसे दिवसे लख, देइ सुवण्णस्स खंडियं एगो ।
एगो पुण सामाइयं, करेइ न पहुप्पए तस्स ॥ २४ ॥

[પ્રતિદિન લાખ ખાંડીનુ દાન કરનાર એક વ્યક્તિ, સામાયિક કરનાર એક વ્યક્તિ ઉપર પ્રભુત્વ ન મેળવી શકે]

जहिं नत्थि सारणा, वारणा, पडिचोयणा य गच्छंमि ।
सो अ अगच्छो गच्छो, संजमकामीहि मुत्तव्वो ।। ४८ ॥

[જે ગચ્છમાં સારણા, વારણા, ચોયણા અને પડિચોયણા નથી, તે ગચ્છ ગચ્છ નથી; સંયમના અર્થીઓએ તે ગચ્છ ત્યજવા યોગ્ય છે.],

कोहो पीइं पणासेई, माणो विणय नासणो ।
माया मित्ताणि नासेई, लोहो सव्व विणासणो ।। ६९ ।।

[ક્રોધ પ્રીતિનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે. માયા મિત્રોનો નાશ કરે છે અને લોભ સર્વનો નાશ કરે છે.]

हयं नाणं कियाहीणं, हया अन्नाणओ किया ।
पासतो पगुलो, दड्ढो धावमाणो अ अंधओ ।। ७५ ।।
संजोग सिद्धिअ फल वयंति, नहु एग चक्केण रहो पयाइ ।
अंधो य पगुय वणे समिच्चा, ते संपणट्ठा नगरं पविठ्ठा ।।७६॥

[દેખતો પંગુ દાઝયો અને દોડતો આંધળો દાઝયો તેમ ક્રિયા વિનાનું જ્ઞાન હણાયું અને અજ્ઞાનથી ક્રિયા હણાઈ.

બન્નેના સંયોગની સિદ્ધિથી ફળની પ્રાપ્તિ છે તેમ પ્રાજ્ઞ પુરુષો કહે છે. એક ચક્રથી રથ ગતિમાન નથી થતો. અંધ અને પંગુ

વનમાં મળ્યા અને પરસ્પર મળેલા તેઓ નગરમાં પ્રવેશ્યા.]

जहा खरो चंदणभारवाही, भारस्य भागी नहु चंदणस्स ।
एवं खु नाणी चरणेण हीणो, भारस्स भागी न हु सुग्गईए ॥८१॥

[ચંદનનો ભાર વહન કરનાર ગર્દભ જેમ ભારનો ભાગી છે પરંતુ ચંદનનો ભાગી નથી તેમ ચારિત્રથી રહિત જ્ઞાની ભારનો ભાગી છે પરંતુ સદ્‌ગતિનો ભાગી નથી.]

जं दुक्कड ति मिच्छा, तं मुज्जो कारणं अपूरंतो ।
तिविहेण पडिक्कंतो, तस्स खलु दुक्कडं मिच्छा ॥ १०९ ॥

[દુષ્કૃતને જે મિથ્યા કરે છે અને તે દુષ્કૃતનુ કારણ ફરી નહિ સેવીને, મન, વચન અને કાયાથી ત્રણે પ્રકારે જે પ્રતિક્રમણ કરે છે તેનું દુષ્કૃત સાચે જ મિથ્યા થાય છે.]

जं दुक्कडं ति मिच्छा, चेव निसुणइ पुणो पावं ।
पच्चक्ख मुसावाई, माया नियडिप्पसगो अ ॥ ११० ॥

[જે દુષ્કૃતને મિથ્યા કરીને તે જ પાપનું ફરીને જે સેવન કરે છે, તે પ્રત્યક્ષમૃષાવાદી અને માયાકપટના પ્રસંગવાળો છે.]

'સંબોધ સિત્તરિ' નામની આ કૃતિની રચના વિધિપક્ષઅચલગચ્છના કવિ શ્રી જયશેખરસૂરિએ કરેલી છે એ વિષે બે મત નથી, કારણ કે કૃતિને અંતે આવતી બે ગાથાઓમાં એની સ્પષ્ટતા થઈ જાય છે. એ બે ગાથાઓ નીચે પ્રમાણે છે:

धन्नाणं विहिजोगो विहिपक्खाराहगा सया धन्ना ।
विहि बहुमाणा धन्ना, विहिपक्ख अदूसगा धन्ना ॥१२४॥

[વિધિનો યોગ ધન્ય પુરુષોને થાય છે. વિધિપક્ષના આરાધકો સદા ધન્ય છે. વિધિનું બહુમાન કરનાર ધન્ય છે. અને વિધિપક્ષમાં દૂષણ નહિ લગાડનાર ધન્ય છે.]

संवेगमणो संबोहसत्तरिं जो पढेइ भव्वजिओ ।
सिरिजयसेहर ठाणं सो लहई नत्थि स देहो ॥ १२५ ॥

[જે ભવ્યજીવ સંવેગયુક્ત મનથી સંબોધસત્તરિને ભણે તે શ્રી જય-શેખરસ્થાનને પામે છે એમાં સંદેહ નથી.]

આ પ્રકારની ગાથાઓના ઉદ્ધરણની કૃતિની રચના કરવાનું કામ અઘરું નથી, એટલે જયશેખરસૂરિએ રચના કરી છે તેમ અન્ય કોઈ કવિ પણ આવી રચના કરી શકે. એવી અન્ય રચનાઓ થઈ હોવાનો સંભવ છે, કારણ કે નાગપુરીય નામના તપગચ્છના શ્રી જયશેખર-સૂરિના શિષ્ય શ્રી રત્નશેખરસૂરિએ 'સંબોધસત્તરિ' નામની કૃતિ રચી હોવાનો ઉલ્લેખ પણ મળે છે. આવી જ એક કૃતિને અંતે સંસ્કૃત ભાષામાં રચેલા નીચેના બે શ્લોક અપાયા છે તે ઉપરથી એમ માની શકાય.

श्रीमन्नागपुरीयाह्व, तपोगणक जारुणाः ।
ज्ञानपीयूषपूर्णांगाः, सूरीन्द्रा जयशेखराः ॥ १ ॥
तेषा पत्कजमधुपाः, सूरयोरत्नशेखराः ।
सारं सुत्रात् समुध्धृत्य चक्रुः संबोधसप्ततिम् ॥ २ ॥

[શ્રી નાગપુરીય નામના તપગચ્છરૂપી કમળ માટે સૂર્ય સમાન અને જ્ઞાનામૃતથી પૂર્ણ એવા શ્રી જયશેખરસૂરીન્દ્રના પાદપંકજને વિષે ભ્રમર સમાન શ્રી રત્નશેખરસૂરીશ્વરજીએ સૂત્રોમાંથી સાર સમૃદ્ધૃત કરીને સંબોધસત્તરિની રચના કરી.]

'સંબોધ સિત્તરી'માં બોધની સિત્તેર ગાથાઓ ઉપરાંત આરંભની ગાથા સહિત એકોતેર ગાથાની કૃતિ અથવા આરભ અને અંતની બેત્રણ ગાથાઓ મળીને ૭૨ કે ૭૩ ગાથાની રચના પણ મળે છે. વળી પ્રત્યેક ગાથા સ્વતંત્ર રીતે વાંચી શકાય એવી અને અર્થની દૃષ્ટિએ સ્વયંપર્યાપ્ત હોવાથી ગાથાઓના ક્રમમાં પણ જુદી જુદી હસ્તપ્રતોમાં ફેરફાર જોવા મળે છે. વળી કૃતિના વિષયોનો

અનુક્રમ પણ એક વિષયમાંથી બીજો વિષય આગળ ચાલે એવો ક્રમિક ન હોવાથી અર્થાત્ વિષયોની પસંદગી પણ સ્વૈરપણે થયેલી હોવાથી જુદી જુદી હસ્તપ્રતોમાં ગાથાઓનો અનુક્રમ એકસરખો ન રહે તે પણ સ્વાભાવિક છે. વળી કોઈ કોઈ લહિયા અથવા વાંચનાર સાધુ-ભગવંતોને પોતાને રુચિ અનુસાર એવી કોઈ કોઈ ગાથાઓ પોતાના અને શિષ્યોના સ્વાધ્યાય માટે જો ઉમેરવાનું યોગ્ય લાગે તો તેવું ઉમેરણ પણ આવા પ્રકારની કૃતિમાં થઈ શકે તેમ છે અને થયું પણ છે. એ રીતે 'સંબોધ સિત્તરિ' કૃતિમાં સિત્તેરને બદલે સવાસો જેટલી ગાથાઓ હોય એવું પણ બન્યું છે.*

આ કૃતિ ગુજરાતી ભાષાંતર સાથે "જૈન આત્માનંદ સભા"-ભાવનગર તરફથી પણ ઈ. સ. ૧૯૨૨માં પ્રસિદ્ધ કરાઈ છે. આ કૃતિ ઉપર 'ખરતર' ગચ્છના ગુણવિનયે વિ. સં. ૧૬૫૧માં વૃત્તિ રચી છે, એ પણ સાથે છપાવાઈ છે.×

० ० ०

## ધર્મસર્વસ્વાધિકાર

શ્રી જયશેખરસૂરિએ જૈન શાસ્ત્રગ્રંથોના અભ્યાસ ઉપરાંત અન્ય દર્શનના ગ્રંથોનો પણ ઊંડો અભ્યાસ કર્યો હશે એ એમની કેટલીક કૃતિઓ ઉપરથી જોઈ શકાય છે. 'જૈન કુમારસંભવ' નામના મહાકાવ્યની એમણે જે રચના કરી છે તે ઉપરથી પણ મહાકવિ કાલિદાસકૃત 'કુમારસંભવ'નો એમણે ઘણો ઊંડો અભ્યાસ કર્યો હશે તેની પ્રતીતિ થાય છે.

પ્રાચીન કાળમાં ગ્રંથો હસ્તપ્રતરૂપે ઉપલબ્ધ હતા. મુદ્રણકલા ત્યારે આવી ન હતી. એટલે કોઈ એક ગ્રંથની હજારો નકલો છપાય અને ઘરે ઘરે તે સુલભ બને તેવી ત્યારે સ્થિતિ ન હતી

* જુઓ... 'વિજયપ્રસ્થાન', પૃષ્ઠ ૧૪૮ થી ૧૭૮.
× જુઓ... 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', ખંડ ૨, હીરાલાલ કાપડિયા-કૃત, પૃષ્ઠ ૧૬૪.

હસ્તપ્રતોની નકલ કરાવવાનું કાર્ય ઘણું કઠિન અને ખર્ચાળ હતું એટલે પોથીઓને લોકો જીવની જેમ સાચવતા. કેટલીક વાર બહુ મોટા ગ્રંથો હોય તો તેમાંથી સારરૂપ પોતાને કામ લાગે તેવી કેટલીક ગાથાઓ લોકો કે સાધુ-મહાત્માઓ લહિયાઓ પાસે ઉતરાવી લેતા.

જૈન અને અન્ય દર્શનોના ગ્રંથોમાં અનેક શ્લોકો એવા છે કે જે સમ્યક્ જીવન જીવવા માટે દીવાદાંડી સમાન છે. આવી કેટલીય સુભાષિતરૂપ ગાથાઓ કંઠસ્થ કરવાનો મહિમા પ્રાચીન સમયમાં સવિશેષ હતો. જૈન સ્તોત્રો અથવા શ્રીમદ્ ભગવદ્ગીતાના અધ્યાયો કંઠસ્થ કરનાર માણસો આજે પણ જોવા મળે છે. પોતાને પ્રિય એવા સુભાષિતરૂપ પ્રચલિત શ્લોકોનું તારણ કરીને પોતાને માટે કે અન્યને માટે સંચય તૈયાર કરવા–કરાવવાની પ્રવૃત્તિ પણ સારી રીતે ચાલતી.

કવિ જયશેખરસૂરિ જૈન શાસ્ત્રોના પ્રખર જ્ઞાતા હતા અને જૈનોના કેટકેટલાય સિદ્ધાંતોનું અને સમાચારીનું સમર્થન હિન્દુ ગ્રંથોમાં ક્યાં ક્યાં જોવા મળે છે તે પણ તેઓ બતાવતા. અહિંસા, સત્ય, અસ્તેય વગેરે પંચ મહાવ્રત તથા દાન, દયા, વિનય, મદ્યમાંસનો ત્યાગ કે રાત્રિભોજનનો ત્યાગ અન્ય દર્શનીયોને પણ અભિમત છે, એ એમના જ ગ્રંથોમાંથી શ્લોકો ટાંકીને બતાવી શકાય તેમ છે.

શ્રી જયશેખરસૂરિએ આવા કોઈક આશયથી 'ધર્મસર્વસ્વાધિકાર' નામની કૃતિની સંકલનરૂપે રચના કરી છે. આ કૃતિમાં ૨૦૦ જેટલા સંસ્કૃત શ્લોક આપવામાં આવ્યા છે. આ શ્લોકસંગ્રહમાં જયશેખરસૂરિએ પોતે રચેલા કોઈ શ્લોક નથી પરંતુ મહાભારત, પુરાણો, ભગવદ્ગીતા વગેરેમાંથી ઉદ્ધરેલા શ્લોકો છે આ કૃતિમાં આમુખ કે ગ્રંથની માંડણી જેવું કશું નથી. સીધા શ્લોકથી જ નીચે પ્રમાણે શરૂઆત થાય છે.

श्रूयतां धर्मसर्वस्वं, श्रुत्वाचैवावधार्यताम् ।
आत्मनः प्रतिकूलानि, परेषां न समाचरेत् ॥ १ ॥

[ધર્મનું રહસ્ય સાંભળો, તથા તે સાંભળીને ધારણ કરી રાખો, પોતાને જે બાબતો પ્રતિકૂળ હોય તે પરપ્રતિ આચરવી નહીં.

એવી જ રીતે કૃતિને અંતે વિશેષ કાંઈ પરિચય આપવામાં આવ્યો નથી. છેલ્લો શ્લોક નીચે પ્રમાણે લખવામાં આવ્યો છે.]

यस्तु वृंताककालिंग, तलकालंबुमक्षक. ।
अंतकाले स मूढात्मा, नरकंगो युधिष्ठिर ॥ २०० ॥

[જે માણસ વંતાક (રીંગણાં), કાલિંગ, તલ અને કલાંબુનું ભક્ષણ કરનારો છે, તે મૂઢ માણસ, હે યુધિષ્ઠિર! અંતકાલે નરકમાં ગમન કરે છે]

આ શ્લોક પછી પુષ્પિકારૂપે માત્ર આટલી જ પંક્તિ લખેલી જોવા મળે છે:

इत्याचार्य श्री जयशेखरसूरिणोद्धृतो धर्मसर्वस्वाधिकारः समाप्तः ।

ગ્રંથના અંતે જો ઉપર પ્રમાણે અંતિમ પંક્તિ ન હોય તો આ ગ્રંથસંકલન જયશેખરસૂરિએ કરેલું છે કે અન્ય કોઈએ તેનું પ્રમાણ મળે નહીં. આવું સંકલન અન્ય કોઈ વ્યક્તિ પણ કરી શકે. પરંતુ જયશેખરસૂરિનો એ માટે વિશેષ અધિકાર છે, કારણ કે તેઓ શાસ્ત્રજ્ઞાતા છે અને એમણે અન્ય દર્શનોના પણ અનેક ગ્રંથોનુ અધ્યયન કરેલું છે.

'ધર્મસર્વસ્વાધિકાર'માં એમણે જૈનધર્મનુ સર્વ તત્ત્વ આવી જાય એવી રીતે હિન્દુ ધર્મગ્રંથોમાંથી બસો જેટલા ઉત્તમ શ્લોકોનુ ચયન કરીને અહીં આપ્યું છે એમાં નીચે પ્રમાણે પંદર જેટલા વિષયો લેવામાં આવ્યા છે:

| | |
|---|---|
| (૧) અહિંસાનો મહિમા | શ્લોક ૧ થી ૩૯ |
| (૨) માંસભક્ષણનાં દૂષણો | ૪૦ થી ૫૧ |
| (૩) બ્રાહ્મણોનુ લક્ષણ | ૫૨ થી ૫૮ |
| (૪) મૈથુનનાં દૂષણો | ૫૯ થી ૬૮ |

(૫) બ્રહ્મચર્યના ગુણો શ્લોક ૯૯ થી ૯૫
(૬) ક્રોધનું સ્વરૂપ ૯૬ થી ૯૯
(૭) ક્ષમાનું સ્વરૂપ ૧૦૦ થી ૧૧૨
(૮) રાત્રિભોજનનાં દૂષણો ૧૧૩ થી ૧૧૭
(૯) તીર્થોનો અધિકાર ૧૧૮ થી ૧૨૭
(૧૦) અણુગળ પાણી વાપરવાનાં દૂષણો ૧૨૮ થી ૧૨૯
(૧૧) તપનો મહિમા ૧૩૦ થી ૧૫૭
(૧૨) દાનનું માહાત્મ્ય ૧૫૮ થી ૧૮૭
(૧૩) અતિથિનું સ્વરૂપ ૧૮૮ થી ૧૯૩
(૧૪) મદ્યભક્ષણનાં દૂષણો ૧૯૪ થી ૧૯૬
(૧૫) કંદમૂલ-ભક્ષણનાં દૂષણો ૧૯૭ થી ૨૦૦

આ શ્લોકોમાંથી નમૂનારૂપ કેટલાક શ્લોક જોઈએ.

ધર્મનું માહાત્મ્ય :

सत्येनोत्पद्यते धर्मो, दयादानेन वर्धते ।
क्षमया च स्थाप्यते धर्मः, क्रोधलोभाद्विनश्यति ॥ ४ ॥

[સત્યથી ધર્મની ઉત્પત્તિ થાય છે, દયા અને દાનથી તેની વૃદ્ધિ થાય છે, ક્ષમાથી તે સ્થિર થાય છે તથા ક્રોધ અને લોભથી ધર્મનો નાશ થાય છે.]

અહિંસાનો મહિમા :

यथा मम प्रियाः प्राणास्तथा तस्यापि देहिनः ।
इति मत्वा प्रयत्नेन, त्याज्यः प्राणिवधो बुधैः ॥ १४ ॥

[જેમ મારા પ્રાણ મને વહાલા છે, તેમ તે પ્રાણીને પણ તેના પ્રાણ વહાલા છે એમ માનીને પ્રયત્નપૂર્વક પંડિતોએ જીવહિંસાનો ત્યાગ કરવો ]

અભયદાનની મહત્તા :

यो ददाति सहस्राणि, गवामश्वशतानिवा ।
अभयं सर्वसत्त्वेभ्यस्तदानमतिरिच्यते ॥ २८ ॥

[જે માણુસ હજારો ગાયો તથા સેંકડો ઘોડાઓ આપે છે, પરંતુ જે માણુસ સર્વ પ્રાણીઓને અભયદાન આપે છે તે દાન સર્વથી શ્રેષ્ઠ ગણાય છે]

માંસભક્ષણનું પાપ :

देवानामग्रतः कृत्वा घोरं प्राणिवधं नराः ।
ये भक्षयंति मासं च, ते व्रजंत्यधमां गतिम् ॥ ४३ ॥

જે માણુસો દેવોની આગળ ભયંકર એવાં પ્રાણીઓનો વધ કરીને માંસભક્ષણ કરે છે તે માણુસો નરકાદિ અધમ ગતિમાં જાય છે.]

બ્રાહ્મણનું લક્ષણ :

ब्रह्मचर्यतपोयुक्ताः, समानलोहकांचनाः ।
सर्वभूतदयावंतो, ब्राह्मणाः सर्व जातिषु ॥ ७३ ॥

[જેઓ બ્રહ્મચર્ય અને તપથી યુક્ત છે તથા જેઓને માટીનું ઢેકું અને સુવર્ણ બન્ને સરખાં છે તથા જેઓ સર્વ પ્રાણીઓમાં દયાવાળા છે એવા માણુસો સર્વ જાતિઓમાં પણ બ્રાહ્મણો કહેવાય છે.]

બ્રહ્મચર્યનું લક્ષણ :

शीलानामुत्तम शीलं, व्रतान्तमुत्तमं व्रतम् ।
ध्यानानामुत्तमं ध्यानं, ब्रह्मचर्यं सुरक्षितम् ॥ ९४ ॥

[ઉત્તમ રીતે પાળેલું બ્રહ્મચર્ય, સર્વ શીલોમાં ઉત્તમ શીલ છે તથા સર્વ વ્રતોમાં ઉત્તમ વ્રત છે અને સર્વ ધ્યાનોમાં ઉત્તમ ધ્યાન છે.]

ક્રોધનું સ્વરૂપ :

क्रोधो मूलमनर्थानां क्रोधः संसारवर्धनः ।
धर्मक्षयकरः क्रोधस्तस्मात्क्रोधं विवर्जयेत् ॥ ९७ ॥

[ક્રોધ અનર્થોનું મૂળ છે, તથા સંસારને વધારનાર છે અને ધર્મનો ક્ષય કરનારો છે. માટે તેનો ત્યાગ કરવો.]

ક્ષમાનું માહાત્મ્ય :

क्षमाश्रेयः क्षमापूजा, क्षमादेवः क्षमाहितम् ।
क्षमादानं पवित्रं च, क्षमामागल्यमुत्तमम् ॥ १०४ ॥

[ક્ષમા છે તે કલ્યાણ, પૂજા, દેવ, હિત, પવિત્ર, દાન તથા ઉત્તમ માંગલ્ય છે.]

રાત્રિભોજનના ત્યાગથી થતો લાભ :

करोतिविरतिं धन्यो, यः सदानिशि भोजनात् ।
सोऽर्धं पुरुषायुषस्य, स्यादवश्यमुपोषितः ॥ ११५ ॥

[જે ધન્ય માણસ હંમેશાં રાત્રિભોજનથી વિરતિ પામે છે તે માણસને પોતાના અર્ધા આયુષ્યનું ઉપવાસનુ ફળ મળે છે.]

અણગળ પાણી વાપરવાથી થતું પાપ :

संवत्सरेण यत्पापं कैवर्तस्यहि जायते ।
एकाहेन तदाप्नोति अपूतजलसंग्रही ॥ १२८ ॥

[જે પાપ એક વર્ષે પારધિને થાય છે તે જ પાપ એક દિવસ અણગળ પાણી પીનારને થાય છે.]

મધભક્ષણનો ત્યાગ :

मेदमूत्रपुरीषाद्यैं, रसाद्यैर्विधृतं मधु ।
छर्दिलामुखश्रावैं, त्वभक्ष्यं ब्राह्मणैर्मधु ॥ १९६ ॥

[ચરબી, મૂત્ર તથા વિષ્ટા આદિના રસથી મેળવેલું તથા માખોના મુખથી ઝરેલું એવા મધનું બ્રાહ્મણોએ ભક્ષણ કરવું નહીં.]

કંદમૂળ-ભક્ષણથી લાગતું પાપ :

नीलिका वापयेद्यस्तु मूलकं भक्षयेत्तु यः ।
न तस्य नरकोत्तारो, यावत्चंद्रदिवाकरौ ॥ १९७ ॥

[જે માણસ ગળી વાવે છે તથા કંદમૂળનું ભક્ષણ કરે છે તે માણસ ચંદ્રસૂર્યની સ્થિતિ સુધી પણ નરકથી નીકળી શકતો નથી.],

'ધર્મસર્વસ્વાધિકાર' નામનો આ ગ્રંથ શ્રાવક ભીમશી માણેકે ઈ. સ. ૧૯૦૦માં છપાવી પ્રસિદ્ધ કર્યો છે. આ ગ્રંથમાં આપેલા શ્લોકોનું ગુજરાતી ભાષાંતર જામનગરનિવાસી પંડિત હીરાલાલ હંસરાજે કર્યું છે.

શ્રાવક ભીમશી માણેકે કઈ હસ્તપ્રત ઉપરથી એ કૃતિ છપાવી છે એનો નિર્દેશ કર્યો નથી. આ કૃતિની એક હસ્તપ્રત કચ્છમાં કોઢિઆ ગામના ભંડારમાં છે. [ભંડારનો ક્રમાંક ૪૦, પત્રસંખ્યા ૧૨]

# ઉપસંહાર

આમ, જયશેખરસૂરિનાં જીવન અને સાહિત્ય વિશે ઉપલબ્ધ સમગ્ર સામગ્રી આપણે વિગતે જોઈ ગયા. ત્રીજા પ્રકરણમાં આપણે જોયું તેમ જયશેખરસૂરિના જીવન વિશે અત્યારસુધી અનુપલબ્ધ રહેલી કેટલીક મહત્ત્વની માહિતી હસ્તપ્રતોમાંથી હવે પ્રાપ્ત થઈ છે. એ પ્રમાણે જયશેખરસૂરિનાં જન્મવર્ષ, દીક્ષાવર્ષ અને આચાર્યની પદવીના વર્ષની નિશ્ચિત માહિતી આપણને સાંપડે છે. એટલે એ વિષયમાં હવે કોઈ અનિશ્ચિતતા રહેતી નથી. તદુપરાંત જયશેખરસૂરિનાં સંસારી માતાપિતાનાં નામો પણ આપણને સાંપડે છે તથા એમની આચાર્યપદવીના પ્રસંગે પાટણમાં 'સંઘાધિપે' કરેલા મહોત્સવની વિગત પણ મળે છે. આમ છતાં જયશેખરસૂરિના જન્મનામ વિશે તથા એમના કાળધર્મનાં વર્ષ, તિથિ તથા સ્થળ વિશે માહિતી આપણને સાંપડતી નથી.

જયશેખરસૂરિની, 'ઉપદેશચિંતામણિ', 'સમ્યક્ત્વકૌમુદી', 'પ્રબોધચિંતામણિ', 'ધમ્મિલકુમાર ચરિત્ર' એ ચારેક કૃતિઓમાં એની રચનાસંવત મળે છે અને એના રચના સ્થળની માહિતી પણ સાંપડે છે, પરંતુ 'જૈન કુમારસંભવ' જેવા મહાકાવ્ય તથા અન્ય લઘુ કૃતિઓમાં એની રચના સાલ સાંપડતી નથી. જયશેખરસૂરિનો સંવત ૧૪૩૬થી સં. ૧૪૬૨ સુધીનો નિશ્ચિત કવનકાળ જાણવા મળે છે. સંભવ છે કે એથી પૂર્વે અને પછી કેટલાંક વર્ષ એમણે સાહિત્યની રચના કરી હશે એ કવનકાળ દરમ્યાન અન્ય કૃતિઓની રચના થઈ હશે એમ સ્પષ્ટપણે જાણી શકાય છે.

શ્રી જયશેખરસૂરિએ કયા કયા સ્થળે ચાતુર્માસ કર્યાં હશે તેની નિશ્ચિત માહિતી આપણને મળતી નથી, પરંતુ પાટણ, ખંભાત, આબુ, તારંગા, ગિરનાર, જિરાવલ્લા પાર્શ્વનાથ, શત્રુંજય વગેરે સ્થળે તેઓ વિચર્યાં હતા એટલે કે ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર અને

રાજસ્થાન તરફ એમનો વિહાર સવિશેષ રહ્યો હશે. શ્રી જયશેખરસૂરિ વિશે ભવિષ્યમાં અપ્રકાશિત હસ્તપ્રતોમાંથી અન્ય સંદર્ભો દ્વારા વિશેષ પ્રકાશ પડવાનો સંભવ છે.

કવિ શ્રી જયશેખરસૂરિએ જે કૃતિઓની રચના કરી છે તે જોતાં આપણે તેમને એક મહાકવિનું બિરુદ જરૂર આપી શકીએ. હેમચંદ્રાચાર્યથી ઉપા. યશોવિજયજી સુધીના સમયગાળાના તેજસ્વી મહાકવિઓમાં જયશેખરસૂરિને આપણે પ્રથમ સ્થાન આપી શકીએ. હેમચંદ્રાચાર્યે સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ એ ત્રણે ભાષામાં વિપુલ સાહિત્યની રચના કરી છે. તેવી જ રીતે ઉપાધ્યાય યશોવિજયજીએ પણ સંસ્કૃત, પ્રાકૃત અને જૂની ગુજરાતી ભાષામાં ઘણું સાહિત્ય લખેલું છે. એ બેની વચ્ચેના કાળમાં જયશેખરસૂરિ એક એવા સમર્થ મહાકવિ જોવા મળે છે કે જેમણે સંસ્કૃત, પ્રાકૃત અને જૂની ગુજરાતી ભાષામાં ઉત્તમ સાહિત્યની રચના કરી છે. માત્ર સંસ્કૃત, માત્ર પ્રાકૃત કે માત્ર ગુજરાતી ભાષામાં ઉત્તમ સાહિત્યની રચના કરનારા જૈન કવિઓ તો અનેક છે, પરંતુ આ ત્રણે ભાષાઓ ઉપર એકસરખું પ્રભુત્વ ધરાવી સાહજિકતાથી, એટલે કે કૃત્રિમતા કે આડંબરરહિત, સાહિત્યની રચના કરનાર કવિઓમાં જયશેખરસૂરિ ઊંચું સ્થાન ધરાવે છે.

હેમચંદ્રાચાર્ય માત્ર કવિ નહોતા. મહાકવિની પ્રતિભા ધરાવવા સાથે તેમણે તત્ત્વચિંતનના ગ્રંથો પણ લખ્યા છે. ઉપાધ્યાય યશોવિજયજી પણ શ્રેષ્ઠ કવિપ્રતિભાની સાથે પ્રખર તત્ત્વચિંતકની, દાર્શનિક પ્રતિભા ધરાવનાર છે. તેવી જ રીતે જયશેખરસૂરિમાં પણ એક મહાકવિની પ્રતિભા જેમ જોવા મળે છે તેમ 'ઉપદેશચિંતામણિ', 'પ્રબોધચિંતામણિ', 'સમ્યક્ત્વકૌમુદી' જેવા ગ્રંથો વાંચતાં એમની ઉત્તમ દાર્શનિક પ્રતિભાનો પરિચય પણ આપણને થાય છે. શબ્દ ઉપરનું પ્રભુત્વ જેમ હેમચંદ્રાચાર્ય અને યશોવિજયજીમાં જોવા મળે છે તેમ જયશેખરસૂરિમાં પણ આપણને જોવા મળે છે. જો કે

'સિદ્ધહેમશબ્દાનુશાસન' જેવા વ્યાકરણની રચના, 'અભિધાનચિંતામણિ' વગેરે કોશ, 'ત્રિષષ્ઠિશલાકાપુરુષચરિત્ર' જેવા પુરાણકાવ્યનું સર્જન, 'યોગશાસ્ત્ર' જેવા યોગ વિષયના ગ્રંથની રચના ઇત્યાદિ હેમચંદ્રાચાર્યની બહુમુખી પ્રતિભાનો પરિચય કરાવે છે અને એમને એવા ઉચ્ચ સ્થાને બેસાડે છે કે એમની બરાબરી કરવાનું સામર્થ્ય આ ૯૦૦ વર્ષના સાહિત્યના ઇતિહાસમાં બીજા કોઈમાં હજુ આપણને જોવા મળ્યું નથી. ઉપાધ્યાય યશોવિજયજીએ સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં અનેક સમર્થ ગ્રંથોની રચના કરવા ઉપરાંત ગુજરાતી ભાષામાં રાસ, સ્તવન, સજ્ઝાય વગેરે પ્રકારની એટલી બધી અને એટલી સમર્થ કૃતિઓ આપી છે કે જે એમને મધ્યકાલીન ગુજરાતી જૈન સાહિત્યના ઇતિહાસમાં ઘણા ઊંચા સ્થાને બેસાડે છે. કવિ જયશેખરસૂરિની ગુજરાતી રચનાઓ આપણને મળે છે, પરંતુ તે ઉપાધ્યાય યશોવિજયજીની સરખામણી, સંખ્યા અને ગુણવત્તાની દૃષ્ટિએ તુલના કરી શકાય એવી તો ન કહેવાય. અલબત્ત એક 'ત્રિભુવનદીપક પ્રબંધ' જેવી રચના જયશેખરસૂરિને મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં અનોખું સ્થાન અપાવે એવી છે એમ અવશ્ય કહી શકાશે.

શ્રી જયશેખરસૂરિનો 'વિનતીસંગ્રહ' અદ્યાપિ અપ્રકાશિત રહ્યો છે. એ પ્રકાશિત થતાં અને ભવિષ્યમાં એના ઉપર વિવરણ-વિવેચન થતાં સાહિત્ય-જગતને એમની કવિપ્રતિભાના એક વધુ ઉન્મેષનો પરિચય થશે.

શ્રી જયશેખરસૂરિનું કેટલુંક સાહિત્ય હજુ પણ અનુપલબ્ધ રહ્યું છે. 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ', 'જૈન સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ', 'અંચલગચ્છ દિગ્દર્શન' વગેરે કેટલાક ગ્રંથોમાં જયશેખરસૂરિની 'નલ-દમયંતી ચમ્પૂ', 'છંદશેખર,' 'પ્રબંધકોશ' 'કલ્પસૂત્ર સુખાવબોધ વિવરણ,' 'ન્યાયમંજરી' વગેરે કૃતિઓનો નિર્દેશ થયો છે, પરંતુ તે કૃતિઓની ભાળ હજી સુધી ક્યાંયથી

લાગતી નથી. આ કૃતિઓ ખરેખર જયશેખરસૂરિની હશે કે સરતચૂકથી એમના નામે ચડી ગઈ હશે તે વિશે પણ કશી માહિતી સાંપડતી નથી. તે સમયનાં સામયિકોના આધારે તેવી માહિતી એકત્ર થયેલી જણાય છે. પરંતુ તેની હસ્તપ્રતો ક્યાં છે તે વિશે કશું જાણવા મળતું નથી. સંભવ છે કે મૂળ લખનારના લખાણમાં જ કાંઈક સરતચૂક થઈ હોય અથવા એ હસ્તપ્રતો આઘીપાછી થઈ ગઈ હોય. જયશેખરસૂરિની મનાતી આ અનુપલબ્ધ કૃતિઓ વિશે ભવિષ્યમાં અધિક અધિકૃત સંશોધન થવાની આવશ્યકતા રહે છે.

'ઉપદેશચિંતામણિ' જેવા ગ્રંથની રચના જોતાં જયશેખરસૂરિ કવિ ઉપરાંત કેવા સમર્થ જ્ઞાની અને તત્ત્વવેત્તા હતા તેની આપણને સહજ પ્રતીતિ થાય છે. પ્રમાણમાં યુવાન વયે એ ગ્રંથની રચના એમણે કરી છે, પરંતુ તે સમયે પણ એમણે જૈન શાસ્ત્રોનો કેટલો ઊંડો અભ્યાસ કરી લીધો હશે તે આ ગ્રંથ ઉપરથી જણાય છે. 'ઉપદેશચિંતામણિ' જૈન ધર્મનો એક આકર ગ્રંથ છે એમ કહી શકાય. જૈન ધર્મના કેટલા બધા વિષયો એમણે એમાં સમાવી લીધા છે, તેનો વિચાર કરીએ છીએ ત્યારે આપણું મસ્તક એમના તરફ ઝૂકે છે. શાસ્ત્રોનું અધ્યયન કરવું, તેની વિગતોમાં ઊતરીને તેની છણાવટ કરવી, તેને પોતાની ભાષામાં પદ્યમાં મૂકવું અને તેમાં તત્ત્વજ્ઞાન, છંદ, કવિતા વગેરેની દૃષ્ટિએ કોઈ સ્ખલના ન રહી જાય તે જોવું એ ઘણી મોટી વાત છે. સમર્થ પાંડિત્ય અને સમર્થ કવિત્વશક્તિ વિના આવી કૃતિની રચના સંભવી શકે નહીં. આ એક જ કૃતિ જયશેખરસૂરિને જૈન તત્ત્વજ્ઞાનને લગતા સાહિત્યમાં મહત્ત્વનું સ્થાન અપાવે એવી છે.

સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે. જ્ઞાન અને આચારના કેટલાયે વિષયો એવા છે કે જે જીવનમાં જો ચરિતાર્થ ન થયા હોય તો સાહિત્યમાં તે આવે નહીં અને આવે તો ભાવકને એની

પ્રતીતિ ન થાય. 'ઉપદેશચિંતામણિ'નું ઝીણવટથી અધ્યયન કરતાં સમજાય છે કે જયશેખરસૂરિ પોતે કેવું નિર્મળ અને નિરતિચાર સાધુજીવન જીવ્યા હશે. ૨૨–૨૩ વર્ષની યુવાન વયે, આટલી નાની ઉંમરે એમને આચાર્યની પદવી મળી એ જ બતાવે છે કે એમના ગુરુભગવંતને એમનામાં કેટલો બધો દૃઢ વિશ્વાસ બેઠો હશે! આચાર્યની પદવી મળ્યા પછી પણ એમણે પોતાના ગુરુમહારાજ, વડીલ ગુરુબંધુઓ તથા પોતાના શિષ્યોનો કેટલો બધો પ્રેમ મેળવ્યો હશે! એમના વિશે અંજલિરૂપે કાવ્ય લખાયાં છે એ જ એમના પવિત્ર અને ઉદાત્ત વ્યક્તિત્વનો પરિચય કરાવી જાય છે.

જયશેખરસૂરિ ઊંચી કોટિના સાધક પણ હોવા જોઈએ. 'જૈન કુમારસંભવ'ની ટીકામાં એમના શિષ્ય ધર્મશેખરગણિએ જે નિર્દેશ કર્યો છે તે પ્રમાણે તો જયશેખરસૂરિને સરસ્વતીદેવી પ્રસન્ન થયાં હતાં અને મહાકાવ્ય લખવા માટે પ્રારંભનું પદ પણ આપ્યું હતું. ઊંચી સાધના વિના દેવીની આવી પ્રસન્નતા સાંપડવી શક્ય નથી. જયશેખરસૂરિના સમગ્ર સાહિત્યનું અધ્યયન કરતાં એમની ઊંડી સાધનાની વાત પણ આપણને સમજાય એવી છે.

આપણા મધ્યકાલીન સાહિત્યના આ ધુરંધર જ્યોતિર્ધરનાં વિપુલ સાહિત્યનું જેમ જેમ વધુ ને વધુ અધ્યયન આપણે કરતાં જઈએ છીએ તેમ તેમ તેમાંથી નવો નવો અર્થ-પ્રકાશ આપણને સાંપડતો રહે છે. આવા પરમવંદનીય આચાર્ય ભગવંત, સમર્થ મહાકવિ અને પ્રખર તત્ત્વવેત્તાનું સાહિત્ય આપણે માટે પ્રેરણા-સ્રોત બની રહે એ જ અભ્યર્થના!

# પરિશિષ્ટ

આ પરિશિષ્ટમાં એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની હસ્તપ્રતિમાં જે થોડી વધુ લઘુ કૃતિઓ જોવા મળે છે તે આપવામાં આવી છે. એમાં કેટલીક કૃતિઓ કવિ શ્રી જયશેખરસૂરિએ સંસ્કૃત કે અર્ધમાગધીમાં લખેલી છે; કેટલીક કૃતિઓ જયશેખરસૂરિ વિશે એમના કોઈ શિષ્યે–પ્રશિષ્યે લખેલી છે; અને એક કૃતિ ગુરુબંધુ મુનિશેખરસૂરિ વિશેની છે; કેટલીક કૃતિઓ ગુરુબંધુ મેરુતુંગસૂરિ વિશેની છે. છેલ્લી કૃતિમાં જયશેખરસૂરિ વિશેની પ્રકીર્ણ ગાથાઓ આપવામાં આવી છે. ઘણીખરી કૃતિઓની ભાષામાં કેટલીક અશુદ્ધિ અને અસ્પષ્ટતા પણ જણાય છે. આ પરિશિષ્ટમાં કૌંસમાં આપવામાં આવેલો અનુક્રમ હસ્તપ્રતિ અનુસાર છે. તથા કૃતિઓની ભાષા-જોડણી યથાતથ રાખવામાં આવી છે.

પરિશિષ્ટનો અનુક્રમ :


૧ (૪૭)* શ્રી ગુરુભાસ (ગુજરાતીમાં – જયશેખરસૂરિ વિશેની કૃતિ)

૨ (૪૮) શ્રી જયશેહરસૂરિ ગુરુતલહરઉ (ગુજરાતીમાં – કવિ શ્રી જયશેખરસૂરિ વિશેની કૃતિ)

૩ (૪૯) શ્રી પાર્શ્વનાથ કલશ (સંસ્કૃતમાં – જયશેખરસૂરિકૃત)

૪ (૫૦) શ્રી પાર્શ્વનાથ કલશ (અર્ધમાગધીમાં – જયશેખરસૂરિકૃત)

૫ (૫૧) શ્રી ગુરુચ્છંદ (સંસ્કૃતમાં – જયશેખરસૂરિ વિશેની કૃતિ)

૬ (૫૨) શ્રી નેમિનાથચ્છંદ (સંસ્કૃતમાં – જયશેખરસૂરિકૃત)

૭ (૫૩) શ્રી પાર્શ્વનાથ છંદાસિ (સંસ્કૃતમાં – જયશેખરસૂરિકૃત)

૮ (૫૪) શ્રી છંદાસિ (સંસ્કૃતમાં – જયશેખરસૂરિ વિશેની કૃતિ)

૯ (૫૫) શ્રી ગુરુ છંદાસિ (સંસ્કૃતમાં – ગુરુબંધુ મેરુતુંગસૂરિ-વિશેની કૃતિ)


* આ પરિશિષ્ટમાં કૌંસમાં આપવામાં આવેલો અનુક્રમ હસ્તપ્રતિ અનુસાર છે.

૧૦ (૫૬) શ્રી નેમિનાથ છંદાસિ (સંસ્કૃતમાં – પ્રાયઃ મેરુતુંગસૂરિ-
કૃત)
૧૧ (૫૭) શ્રી ગુરુછંદાસિ (સંસ્કૃતમાં – ગુરુબંધુ મુનિશેખર
વિશેની કૃતિ)
૧૨ (૫૮) શ્રી ગુરુણાં છંદાસિ (સંસ્કૃતમાં – જયશેખરસૂરિ
વિશેની કૃતિ)
૧૩ ૫૯ શ્રી નવિનાની કૃતાનિ શ્રી ગચ્છેશ
(સંસ્કૃતમાં – ગુરુબંધુ મેરુતુંગસૂરિ વિશેની કૃતિ)
૧૪ ૬૦ શ્રી ગુરુ છંદાસિ (અર્ધમાગધીમાં – જયશેખરસૂરિ વિશે
પ્રકીર્ણ ગાથાઓ)

o o o

## (૪૭) શ્રી ગુરુભાસ*

આગમશાસ્ત્ર વખાણુએ જાણુએ સુપરિસુવિચારુ;
અમોઘવાણી દેસણા કરઇ વરણુંએ સહુઈ સંસાર;
અંચલગચ્છ સિંગારો સીલગુણ ભંડારો.
શ્રી જયશેખરસૂરિ ગણધારો....૧

ધ્રુપદ

બાલ બ્રહ્મચારી બહુ બુદ્ધિ રિદ્ધિ સંજમિ સહજિ સુજાણ;
અનંગ મહાભડ ભંજણ શાસનિ પ્રગટ પ્રમાણ....૨ અંચલગચ્છ૦
ઘણ જિમ જીભડી વરસએ સરિસએ અમૃતવાણિ,
ભવિક જન તરુવર સીંચતી કીરતિ મેરૂ સમાણ ..૩ અંચલગચ્છ૦
સુરઠ મંડલ સહૂ જાણુએ, સરસત્તર સહીસ ગુજરાત;
સિંધુ સવાલાખ માનવઈ, અપૂરવ એ તીય વાત...૪ અંચલગચ્છ૦
ગીતિ કવિતિઇ ગાઇઇ વિધિપક્ષ કીઉ સવિ સેસુ;
શશિરવિ જિમ જસો જગમગએ જાણિવા તણુઉ નિવેસ.. ૫ અંચલ૦

* એલ. ડી ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની હસ્તપ્રતિમા આ કૃતિનો ક્રમાંક ૪૭ છે.

તેર અઠાણુવઇ જાઇઉ રાણુહરિ મુનિરાઉ;
રતનલકૂખિઇ રતનજિમ ઝલહલઈ જગિ જસવાઉ...૬ અચલગચ્છ૦
મહેન્દ્રપ્રભસૂરિરાઉ ગુરુ કરકમલિ ચઉદ પંચોતરઇ લીધી દીખ;
બાલપણઇ જિમ દીધીય તે સવે લાગીય સીખ...૭ અંચલગચ્છ૦
પદિ ઠવણુઉં વીસોતરઈ અણહિલપુરિ સુવિશાલ;
કીધઉં ઉચ્છવ અતિ ભલઉ સંગાહિવ નરપાલિ ..૮ અંચલગચ્છ૦
જીહ વિહરઇ તીહ સંપજઈ, સાવય સયલ આણુંદુ;
સિલાહિવા નંદન ગુરુ જયઉ સંઘપતિ જેઠાણુંદુ. ૯ અંચલગચ્છ૦
ગિરિ ગિરિનારહ તલહટી ભોલાઇતિ કીધી ભાસ;
જેઉ પઢઇં ગુણઇં સાંભલઇં તેહિં મનિ પૂરઇ આસ. ૧૦

ઇતિ શ્રી ગુરુભાસ

વિવરણ

આગમશાસ્ત્રનું વ્યાખ્યાન આપનારા, સુપુરુષોના વિચારોને જાણનારા, અમોઘ વાણીથી દેશના દેનારા, સર્વ સંસારનું વર્ણન કરનારા, અચલગચ્છના શણગાર, શીલગુણના ભંડાર એવા શ્રી જયશેખરસૂરિ ગણના (સમુદાય) ધારક છે.

બાલબ્રહ્મચારી, અત્યંત બુદ્ધિશાળી, સંયમજીવન વિષે જાણનારા, અનંગરૂપી મહાભટ્ટને ભાંગનારા, શાસન વિષે પ્રગટ પ્રમાણવાળા, જેમની કીર્તિ મેરુ સમાન છે એવા શ્રી જયશેખરસૂરિની વાદળ જેમ વરસતી અમૃતમય વાણી ભવિક જનોરૂપી તરુવરોનું સિંચન કરે છે.

સૌરાષ્ટ્રમાં બધા જ એમને જાણે છે. ગુજરાતમાં સત્તર હજાર અને સિંધુ દેશના સવાલાખ માનવો એમને જાણે છે આ વાત અપૂર્વ છે.

જેમની કવિતા અને ગીતો લોકો ગાતા હતા એમણે વિધિપક્ષને સૌથી વિશિષ્ટ બનાવ્યો. સૂર્ય અને ચંદ્રમા સમાન એમનો

યશ સર્વત્ર ઝગમગતો હતો. તેઓ જ્ઞાનના અનુપમ અવિકલ આશ્રય હતા. સં. ૧૩૯૮માં રાણિંગ પિતા અને રતનલદે માતાની કુક્ષીમાં રત્ન સમાન ઉત્પન્ન થયા. જગતમાં એમનો યશ ઝળહળે છે.

મહેન્દ્રપ્રભુસૂરિ ગુરુવરના કરકમલ વડે ૧૪૦૫માં દીક્ષા લીધી. બાલ્યાવસ્થામાં જે જે શાસ્ત્રોની શિક્ષા અપાઈ હતી તે સર્વ શાસ્ત્રો એ ભણી ગયા.

દીક્ષાથી વીસ વરસ પછી સુવિસાલ અણહિલપુર પટણમાં એમને પદવી આપવામાં આવી હતી. ત્યારે સંગાહિવ રાજાએ મહામહોત્સવ કર્યો હતો. તેઓ જ્યાં જ્યાં વિચરતા હતા ત્યાં ત્યાં શ્રાવકોને આનંદ થતો હતો. તે સમયના આનંદશ્રેષ્ઠિ સંઘપતિ હતા. જેમની પ્રશંસા કરવાથી ભવ્યજનો આનંદ પામે છે એવા શ્રી ગુરુ જય પામો.

ગિરનારની તળેટીમાં વસેલા ભદ્રપરિણામી, સરલ ચિત્તવાળા અથવા ભોલા નામના ભગતે શ્રી ગુરુભાસ કર્યો છે. જે આ ગુરુભાસને ભણે છે, ગણે છે અને સાંભળે છે તેના મનની સર્વ આશાઓ પૂર્ણ થાય છે.

o o o

## (૪૮) શ્રી જયશેહરસૂરિ ગુરુ તલહરઉ *

અમીય રસ સરિસ વરવયણ, સુણિ ભવિય જણ બૂજવઇએ;
સાર સંજમ સિરિ સુહુગુરો સયલ જગુ રંજવઇએ. ૧
સિરિ જયશેહરસૂરિ ગુરુ ગુરુય ગણિ ગહગહએ;
તાસુ પય નમઇ આણંદિ જો સયલસુખ સોલહઇએ. ૨ આંચલી.
રાણિંગ વિમલકુલ કમલિ જો હંસ જિમ અવતરિઉએ,
સાર સંજમસિરિ હરિસ વસિ સઇંવરો વરૂ વરિઉએ. ૩ સિરિ જય૦

* એલ ડી ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસ ગ્રહ'ની હસ્તપ્રતિમાં આ કૃતિનો ક્રમાક ૪૮ છે.

રતનલ ઉયરવર સરવર હંસ જિમ મંડણુઉએ;
ભવતત્તિ સચિત્ત દુરિત દવ જલદ જિમ ખંડણુઉએ. ૪ સિરિ જય૦
ગુરુય સુયસાયરા માહિ જલકેલિ એહુ નિતુ કરઇએ;
તરણુ તુરુ તરણિ જિમ સયલ તિમ તિમિર ભલ અપહરઇએ. ૫
સંજમ સમરભરિ સધર જિણિ મોહ હેલાં હણિઉએ;
નિમ્મલ સીલ સમ્મ મોહવલિ, મયણુ ભડુ અવગણિએ. ૬ સિરિ જય૦
ચારૂ ચારિત્ર ચૂડામણિ, જાસુ જાગિ ઝલહલઇએ;
મહિમા મંદિર મેરુ જિમ સોહ એ મહિં વલઇએ. ૭

ઇતિ શ્રી જયશેહરસૂરિ ગુરુ તલહરઉ સંપૂર્ણ.

## વિવરણ

અમૃતરસ સમાન એમનાં શ્રેષ્ઠ વચનો સાંભળીને ભવિકજનો આત્મકલ્યાણ કરવા તત્પર બને છે. ગુરુની ઉત્કૃષ્ટ સંયમરૂપી લક્ષ્મીથી સકલ જગત આનંદિત થાય છે.

જે તેઓના ચરણકમળને આનંદથી નમે છે તે સકલ સુખ પ્રાપ્ત કરે છે. અમારા ગુરુવર શ્રી જયશેખરસૂરીશ્વરજી મહારાજ ગુરુજનોના સમૂહમાં દેદીપ્યમાન બને છે.

રાણિંગ પિતાનાં નિર્મલ કુલરૂપી કમળમાં હંસની જેમ અવતર્યા. તેઓ આનંદથી ઉત્કૃષ્ટ સંયમરૂપી શ્રી વધૂને સ્વયં જ વર્યા.

તેઓ શ્રેષ્ઠ સરોવરમાં હંસની જેમ રતનલદેવીના ઉદરને અલંકૃત કરનારા હતા. વાદળાંઓ જેમ દાવાનલને શાંત કરે તેમ ભવથી તપેલા જીવોનાં પાપનું ખંડન કરનારા હતા.

ગુરુદેવના શ્રુતસાગરમાં નિત્ય જલક્રીડા કરનારા, સૂર્યની જેમ સર્વ અંધકારને સારી રીતે હણનારા શ્રી જયશેખરસૂરીશ્વરજી ગુરુગણમાં ગહગહે છે.

સંયમરૂપી યુદ્ધમાં એમણે અનાયાસે જ સુભટ જેવા મોહને

હણ્યો છે. બળવાન એવા કામદેવ સુભટને એમણે નિર્મળ શીલ અને સમ્યક્ત્વના બળથી અવગણી નાખ્યો.

જગતમાં મનોહર ચારિત્રરૂપી ચુડામણિ એમનો ઝળહળે છે. ભૂમંડલમાં એમનો મહિમા મંદિરના મેરુશિખરની જેમ શોભે છે.

° ° °

## (૪૯) શ્રી પાર્શ્વનાથ કળશ *

ભો ભો ભવિકલોકા ભાગ્યાલોકાદિહ દેવ;
સજ્ઞનિ સમુદિતા નિરંજન જિનપૂજન પ્રમુદિતા;
નિવાર્ય સકલ કલંકમલમવિકલ પ્રભાવ ભવનસ્ય;
શ્રી પાર્શ્વજિનસ્ય શ્રણુત જન્માભિષેક "કલશ". ૧

કલશ ઇવ ચારુવૃત્ત કમલોલ્લાસંદિશન દિનેશ ઇવ,
જલદ ઇવ નીલદેહો જયતિ શ્રી પાર્શ્વનાથ જિનઃ. ૧

ભુવિભરત ભૂષણ મસ્ત(સ્ક) દૂષણ મસ્ત નગરી કાસિ;
સોલ્લસતિ સતતં યત્ર સુકૃતં ચતુરચિત્ત વિકાસિ;
રણરંગ બંધુર ધીર સિંધુરમશ્વસેન નૃપાલઃ,
પાલયતિ વૈભવમત્ર પરિભવકારિ વૈરિષુ કાલઃ. ૨

ગુણધામ વામા વિશદકામા તસ્ય રામારત્નં,
ઉત્તમ તપસ્યા જયતિ યસ્યા ગુરુ નમસ્યો યત્નઃ,
ઘન સુખ વિપાકં દશમનાકં નિશિ વિહાય બભાજ,
તત્કુક્ષિકમલં સહજ વિમલં હંસવજ્જિનરાજઃ. ૩

કુંભિ, વૃષ, ગજ, વૈરિવારીજ વસતિ દામ નિશેશ,
દિનપતિ પતાકા ઘટ તટાકાંબુજીવી વનદીશઃ;
સુરભવન વાસર રત્નાભાસુર રત્નરાશિ શિખીતિ,
સ્વપ્નનાનનીર્ષ્યા નિશિ નિરીક્ષ્યાનંદ માપ સુરીતિ. ૪

* એલ ડી. ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની પ્રતિમા ક્રમાંક ૪૯ છે.

અથ કિંચિદધિકં માસ નવકં યાવદતિ ચક્રામ,
જિન જન્મ તાવદ ભૂતભાવ દસમ ભવ દુત્સવધામ,
સા પોશદસમી રજનિ રસમીભૂત સંતમસાપિ,
રાકાવદાતા જગતિ તા જન્મ સહસા સાપિ. ૫

અનુષન્ન (ષંગ) દાતા મુદિત માતા દિવસ ઇવ વર કોક,
સિતરુચિ વિશાખા ભાજિ શાખા વિતત વિદખિલ લોક :,
અધઊર્ધ્વ-તિર્યંક્ રુચક્ર વર્ગ સ્થિતિર સંગત માય,
મિહ દિગ્કુમારી તતિ કુદારીકૃત વિભૂષમિયાય. ૬

ઘન પવન પાવન તમ ઘનાઘન મુકુરકર ભૃંગાર,
વીજનક ચામર દીપિકા વરમાતૃ સુત શૃંગાર;
કૃત્વાતિ નિજ નિજ કર્મ્મ સધ્વજ દિવ્યયાન્ નિકાય,
મારહ્ય ધવલિત ભુદ્ધિરચલત્ દિક્કની સમુદાયઃ. ૭

આસન કંપેન તદા વિતત ભૂભંગ ભીમ ભાલ તલઃ,
ક્ષણમેકં પ્રીતિપદે સૌધર્મ્મેન્દ્રો દધૌ કોપં. ૮

અથ જન્મ જિનસ્ય તૃતીય વિદા, બુબુધિ વિબુધ પ્રભુણા મુદધ,
બહુધાર સુધારસ ધૌતઇવા, જનિ નિવૃત્ત સર્વ તનુમંઘવા. ૯

નૈકક્ષ શાલી હરે હરે વાલી દાસ દિશી સંન્યસ્ત,
દમેમાશુ શક્રસ્તવમચકઃ સિરસિ યોજિત હસ્તઃ;
પ્રલિગઘ ગૌર પ્રેમપૂરઃ સપદિપત્તિ લેશ,
મહમુક્ત બંધન વિબુધ બોધન કર્મ્મણે દિનિદેશ. ૧૦

તત્કૃત સુઘોષા સુઘનઘોષાત્ અવહિતં સમકાલઃ,
મસ્વપ્નમંડલ મૌલિ માલિ ચચાલ;
અન્યેડપિ દેવાધિદેવ સેવા રસિક હૃદયા મેરુઃ,
મૌલૌ વિહંગાઇવ સરંગા અગ્રગિરસ્યેત્ ૧૧

સંભ્રમ ચચાલ કપાલિ પાલક રચિત યોજનલક્ષ,
માનં વિમાનં નિરુપમાનં હરિ રુપાસ્ય સપક્ષ;

આગત્ય હરપુર હાર સુંદર જન્મમન્દિર મીશઃ;
કૃત્વા પ્રદક્ષિણમુત્તમક્ષણમત્તરા શુચિવેશ. ૧૨

નિદ્રામમુદ્રા મુદિત તન્દ્રામેષ માતુરદત્ત,
પંચ પ્રપંચિત વસુપુરુદં વિતપાણિ જિનમાદત્ત;
સતત્ર ચામર કુલિશ ડામર વિહિત ભક્તિ રવં ચ,
કોડસ્થ ભગવાને વ મઘવા મેરુગિરિ માનં ચ. ૧૩

અતિ પાંડુકં બલમિતિ શિલાતલમમલ ગૌરેગભસ્તિ;
તદધિન્ય કાથા ચૂલિકાયાં દક્ષિણેન સમસ્તિ;
તદુપરિ ચ સિંહાસન મનંગા હરિ રશિ શ્રિય દેવ,
નિધાય પ્રભુ મમાય ત્રિદશ દર્શંતિ સેવઃ ૧૪

અથભવનપતિ જ્યોતિષ્યંતર–વૈમાનિકાઃ;
અપરેપિતત્ર હરચરિત્ર ષષ્ટિ રીશુસ્તદૈવ તદા. ૧૫

યોજનમુખાનનિ મિખામણિ કાંચનરજત મૃન્મયાન્ વિધ્યુઃ,
કલશા નવિ કલશોભા નષ્ટ સહસ્રાં ચતુઃ ષષ્ટિમ્. ૧૬

સૌમનસ નંદન વનજ ચંદન કુસુમ સુરભિસુવસ્તુ,
પદ્માદિ પીવર નદ નદીવર નિર્ઝરાદિ પયસ્તુ;
આદાયતે મણિ કલશ ધોરણિ મભિભરુ ભવરંગ;
રણઝુણિત મધુકર નિકર પુષ્કર વિહિત વદનામંગ. ૧૭

ભગવાન વાદિભિ રચ્યુતાદિભિરસ્તવિ ક્રમમ શોભિઃ,
હરિભિ પ્રમોદિત્ લોચનોદિત દકવિવૃદ્ધિ પયોભિઃ;
ઇશાન સુરપતિ રથ જગત પતિમાનિનાય નિજાંક;
મસિતં સરંગં કિલ કુરંગં પર્વણીય મૃગાંકઃ. ૧૮

સમાધિગતચારઃ સુકૃતસારઃ પ્રથમહરિ રવિકાર,
ઋષભાનશેષ પ્રીતલેખશ્ચતુર એવ ચકાર;

તચ્છૃંગ મુક્તા શૃસણુ ચુક્તા વારિધારા અષ્ટ;
જિન સિરસિ પતિતા વીક્ષ્ય વિતતા મનસિ કોહિ ન હૃષ્ટઃ. ૧૯

રણુરણિતિ તાલામુખે વિશાલા ભિરિરિ ભેરિનામ,
નિવલી ચંદ્રો હો ધુંધુંમિ ધોં ધોં સુરજઇત્યભિરામઃ;
ઠાં ઠાં ચઙ કાહુમિતિ ઢક્કા શંખઓમિતિ ચિત્ર,
નૂરાણિ દેવા યુગપદ્દે વાદીવદિન્નિતિ તત્રઃ. ૨૦

વ્યધુઃ કેપિ સંગીતકં ભક્ત્યા મયા વિભોઃ
કેપ્ય ગાયન ગુણાનાદિતયોઃ; દદુઃ કેપિ હલ્લિસકં લોલહારાઃ;
પરોપતરુત્યૈ તુરાનન્દ સારાઃ. ૨૧

ઇતિ સજ્જિતિ સજ્જન મજ્જનકં, વરપુષ્પ વિભૂષણુ પૂજનકમ્;
વિરચૈટય યથાગતમેવગતા, ભુભવો વિભુનામ નિકામરતાઃ. ૨૨

ત્રિદશપતિ રથકાસિમાગત્ય મુકત્વા, જિનમુપજનનિ રજનિજાનિકર ચારુચેતાઃ; કૃત્વા ઘનવૃષ્ટિમિહ નિજમવોપપદ મયવજેતા; શ્રી વામેય મમેય ગુણુમિન્દ્રઃ સ્નપયામાસ; યેન તેન વિધિના સુજનઃ
સ્નપયતુ શુભસંવાસઃ. ૨૪

જય જયશેખર સુંદર સુરનિકર સ્નપિત પાર્શ્વજિનરાજ;
તેઙપિચ જયંતુ તસ્મિન્ સમયે યે નાથ દૃષ્ટોઙસિ. ૨૪

ઇતિ શ્રી પાર્શ્વનાથ કલશઃ

## ભાવાર્થ

હે ભવિક લોકો! ભાગ્યના પ્રકાશથી જ આ દેવમંદિરમાં એકઠા થયેલા, નિરંજન એવા જિનેશ્વરદેવના પૂજનથી આનંદિત થયેલા, સકલ કલંકમલનું નિવારણુ કરીને અને સંપૂર્ણ પ્રભાવના આશ્રયરૂપ એવા શ્રી પાર્શ્વજિનના જન્માભિષેક કળશને સાંભળો.

કળશ જેમ સુંદર ગોળાકાર છે તેમ શ્રી પાર્શ્વપ્રભુ સુંદર ચારિત્રવાળા છે. સૂર્ય કમળોને ઉલ્લાસ આપે છે તેમ શ્રી પાર્શ્વપ્રભુ લક્ષ્મીને આપનારા છે. મેઘ સમાન નીલવર્ણવાળા શ્રી પાર્શ્વનાથ

પ્રભુ વિજયને પ્રાપ્ત કરે છે.

આ લોકમાં ભરતક્ષેત્રના અલંકારરૂપ, દોષરહિત એવી કાશી નગરી છે, એ નગરીમાં ચતુર લોકોના ચિત્તને વિકસિત કરનારું પુણ્ય ઉલ્લસિત છે. એ નગરીમાં પરિભવકારી વૈરીઓનાં કાલરૂપ, જેમની પાસે રણરંગમાં સુંદર અને ધીર હાથીઓ છે એવા અશ્વસેન રાજા વૈભવ ધરાવે છે.

ગુણોના ધામ સમી, નિર્મળ શીલવાળી, ઉત્તમ છે તપસ્યા જેની તથા જે અશ્વસેન રાજાની સ્ત્રીરત્ન છે એવી વામારાણી જય પામો. જેમનો યત્ન મહાન લોકો વડે નમનીય છે. ઘણા સુખના વિપાકરૂપ, દશમા સ્વર્ગને છોડીને રાત્રિના વામારાણીની કુક્ષિકમલને, નિર્મળ એવા કમળને હંસની જેમ તે જિનરાજ સેવવા લાગ્યા.

સુંદર છે રતિ જેની એવી વામારાણી ગજ, વૃષભ, સિંહ, લક્ષ્મી, ફૂલની માળા, સૂર્ય, ચંદ્ર, ધ્વજ, કુંભ, પદ્મસરોવર, સાગર, દેવવિમાન, રત્નરાશિ અને અગ્નિશિખા એમ ચૌદ સ્વપ્નને રાત્રીમાં જોઈને આનંદને પ્રાપ્ત કરે છે.

નવ માસથી કાંઈક અધિક દિવસ પસાર થયા ત્યારે ઉત્સવના ધામ અને અદ્ભુત ભાવને આપનારા દસમા ભવમા શ્રી જિનેશ્વર પ્રભુનો જન્મ થયો. તે પોષ દશમીની રાત્રી અત્યંત અંધકારવાળી હોવા છતાં પ્રભુના જન્મના પ્રભાવથી નિર્મળ અને પ્રકાશિત થઈ.

પ્રભુના જન્મસમયે ચંદ્રમા વિશાખા નક્ષત્રમાં હતો. તે સમયે નગરજનો આનુષંગિક દાન આપવા લાગ્યા. જેમ ચક્રવાક પક્ષી સૂર્યને જોઈ આનંદિત થાય છે તેમ લોકો પ્રભુને જોઈ આનંદિત થયા. અધો, ઊર્ધ્વ, તિર્યક્, રુચક્ પ્રદેશમાંથી આભૂષણોથી, અલંકારોથી સજ્જ થઈને શુદ્ધ હૃદયવાળી છપ્પન દિક્કુમારિકાઓ આવી.

જોજન ક્ષેત્રની ભૂમિને શુદ્ધ કરી, પૃથ્વીને જળ-કુસુમ વરસાવતી વીંજણા, ચામર, દર્પણ અને દીપક લાવી માતા અને કુમારનું સૂતિકર્મ કરી માતા અને પુત્રને શણગારી, પોતપોતાનું કર્મ

કરીને દેવજાસહિત વિમાન ઉપર ચઢીને વિશુદ્ધ મતિવાળી દિક્-કુમારીનો સમુદાય ચાલ્યો.

વિસ્તૃત ભ્રકુટિથી ભયાનક ભાલાવાળા શ્રી સૌધર્મેન્દ્રે પોતાનુ આસન કંપવાથી આનંદનો અવસર હોવા છતાં એક ક્ષણ માટે કોપને ધારણ કર્યો.

પછી સૌધર્મેન્દ્રે ત્રીજું જ્ઞાન–અવધિજ્ઞાનના બળથી જાણ્યું કે શ્રી જિનેશ્વર ભગવાનનો જન્મ થયો છે. બહુ ધારાવાળા અમૃતરસથી જાણે ધોવાયેલા હોય તેમ તેમના રોમેરોમમાં સુખ પ્રગટ થયું.

ઉત્તરાસંગ–વસ્ત્રમાળાદિથી શોભતા ઈંદ્રે જિનેશ્વર ભગવાનની જન્મની દિશા સામે આઠદસ પગલાં ચાલીને મસ્તક ઉપર હાથ જોડીને, તરત સ્તુતિ કરી. વિશુદ્ધ પ્રેમથી પૂર્ણ, સેનાથી રહિત અને પાપથી રહિત એવા દેવોના સમૂહને બોધ કરવા માટે આજ્ઞા આપી.

ત્યારપછી ઇન્દ્ર દ્વારા કરાયેલા સુઘોષા ઘંટના અવાજથી સાવધાન થઈને તે જ સમયે દેવોના સમૂહના મુગટરૂપ શ્રી સૌધર્મેન્દ્ર પણ ચાલ્યા તથા તેમના આદેશથી બીજા દેવો પણ ચાલ્યા. દેવાધિદેવની સેવામાં રસિક એવા બીજા દેવો પણ ઉત્સાહિત પક્ષીઓની જેમ મેરુપર્વતના શિખરના અગ્રભાગ ઉપર ઊતર્યા.

કપાલિપાલક દેવ દ્વારા રચિત એક લાખ યોજનના પ્રમાણ-વાળા નિરૂપમ વિમાનમાં આશ્રય કરીને જાણે ઇન્દ્ર પાંખવાળા ન હોય તે રીતે ઉતાવળથી ચાલ્યા. ઇન્દ્રે ગંગાનદીથી પણ સુંદર એવા પ્રભુના જન્મમંદિરમાં આવીને પ્રભુને પ્રદક્ષિણા આપી.

ઈંદ્રે માતાને અવસ્વાપિની નિદ્રા આપીને, પ્રભુનુ પ્રતિબિંબ માતા પાસે રાખીને, એક રૂપથી પ્રભુને પોતાના ખોળામાં બેસાડીને, બે રૂપથી પ્રભુને બે બાજુ ચામર ઢાળવા લાગ્યા. એક રૂપથી પ્રભુ ઉપર છત્ર ધારણ કર્યું અને એક રૂપથી આગળ વજ્ર ઉછાળતા એમ પાંચ રૂપ ધારણ કરીને ભક્તિ કરતા મેરુપર્વતના શિખર ઉપર ચાલવા લાગ્યા.'

મેરુપર્વત ઉપર પાંડુકવનમાં દક્ષિણ બાજુ આવેલ નિર્મળ અને સફેદ કિરણોવાળી શિલા ઉપર દેવો વડે કરાયેલ છે સેવા જેમની એવા ઇંદ્ર વિશુદ્ધ ભાવથી પ્રભુને ખોળામાં રાખીને પૂર્વ-દિશા સન્મુખ સિંહાસન પર બેઠા.

હવે ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી અને વૈમાનિક અન્ય ૬૩ ઇન્દ્રો પણ સપરિવાર ત્યાં ગયા.

આ સમયે ચોસઠ ઇન્દ્રો સોનાના, રૂપાના, સોના-રૂપાના, સોના-રત્નના, રત્ન અને રૂપાના, સોના, રત્ન–રૂપાના તથા માટી-મિશ્રિત એવા એક હજાર અને આઠ કળશાઓ એક યોજનના મુખવાળા ત્યાં લાવ્યા.

સૌમનસ નંદનવનમાં ઉત્પન્ન ચંદન, પુષ્પથી સુરભિત, સુગંધી પદાર્થો તથા કમલાદિ વસ્તુથી પુષ્ટ એવા ગંગા વગેરે મહાનદીઓનાં પાણી, શ્રેષ્ઠ ઝરણાંઓનાં નિર્મળ પાણી લઈને, ચોસઠ ઇન્દ્રોએ નવ-રંગ રુણઝુણ એવો અવાજ કરતા મધુકરોના સમૂહથી શોભિત કમળોથી બંધ મુખવાળા એવા મણિકળશોની પરંપરાને ભર્યા.

જેનાં પરાક્રમો નિરસ્ત કરવામાં આવ્યાં છે એવા અચ્યુતાદિ દેવો દ્વારા આનંદિત નયનોથી ઉત્પન્ન (હર્ષાશ્રુ) જળથી અધિક જળવાળા ઇન્દ્રોથી પ્રભુ શોભવા લાગ્યા. પૂર્ણિમાનો ચંદ્ર જેમ શ્યામ હરણને ધારણ કરે છે તેમ અશિત એવા જગતપતિ શ્રી પાર્શ્વનાથ પ્રભુને ઇશાનેન્દ્રે પોતાના ખોળામાં બેસાડચા

પારંપારિક આચારોને જાણનારા, પ્રકૃષ્ટ પુણ્યાત્મા, સર્વ બીજા દેવોને પ્રસન્ન કરનારા, અવિકારી એવા પ્રથમ ઇન્દ્ર સૌધર્મેન્દ્રે ચાર વૃષભનાં રૂપ લઈને તેના આઠ શિંગડામાંથી પડેલા કુંકુમ સુગંધિત પદાર્થોથી યુક્ત એવી આઠ જલધારાઓ વડે પ્રભુનો અભિ-ષેક કર્યો. એ જોઈને મનમાં કોણ પ્રસન્ન ન થાય ?

રણરણ કરતા તાલ, મુખમાં વિશાળ એવી ભિરિરિ વાગતી

ભેરી, દાં દાં એવો દુંદુભિનો અવાજ તથા ધોં ધોં એવો મનોહર મૃદંગનો અવાજ, ઠાં ઠાં ચડ કાં હુમ એવો શંખનો અવાજ થતો હોય એ રીતે દેવોએ અભિષેક સમયે એકી સાથે ભિન્ન ભિન્ન વાદ્યોનો નાદ કર્યો.

કેટલાક દેવતાઓ ભક્તિથી સંગીતના સૂરો પૂરવા લાગ્યા. કેટલાક પ્રભુના ગુણગાન ગાવા લાગ્યા. કેટલાક દેવતાઓ રાસડા રમવા લાગ્યા. કેટલાક આનંદમગ્ન દેવતાઓ પ્રભુના ચરણોમાં નમવા લાગ્યા.

આ રીતે તૈયાર કરેલા સુગંધિત જલ વડે સ્નાન કરાવીને ઉત્તમ જાતિનાં ફૂલો અને અલંકારો વડે પ્રભુની પૂજા કરીને પ્રભુના નામમાં અત્યંત લીન બનેલા દેવો જેમ આવ્યા તેમ ગયા.

ચંદ્ર સમાન નિર્મળ ચિત્તવાળા સૌધર્મેન્દ્ર કાશી નગરીમાં આવીને માતા પાસે પ્રભુને મૂકીને, ધનની વૃષ્ટિ કરીને, સ્વર્ગમાં પોતાને સ્થાને ગયા.

અપરિમિત ગુણવાળા શ્રી પાર્શ્વપ્રભુનો ઇન્દ્ર સ્નાત્ર મહોત્સવ કર્યો, તે જ વિધિ વડે ભવ્યજનો! તમે પણ પ્રભુની સ્નાત્રવિધિ કરો.

શેખર સુંદર (એટલે કે મસ્તકાલંકારથી સુંદર, કારણ કે પાર્શ્વનાથ ભગવાનના મસ્તક પર ફણા રહેલી છે) અને દેવતાઓના સમૂહથી સ્નપન કરાયેલા એવા હે.... શ્રી પાર્શ્વનાથ પ્રભુ! વિજયવંતા વર્તો! જય પામો! જય પામો! તેઓ પણ જય પામો કે જેઓએ તે સમયે જે પ્રભુનાં સાક્ષાત્ દર્શન કર્યાં છે.

[શ્લેષથી - જેમણે પોતાની રચનામાં શ્રી પાર્શ્વનાથ પ્રભુના દેવતા દ્વારા થયેલ સ્નાત્ર મહોત્સવનું સુંદર વર્ણન કર્યું છે એવા શ્રી જયશેખરસૂરિ જય પામો, વિજયને પ્રાપ્ત કરો.]

o o o

## (૫૦) શ્રી પાર્શ્વનાથ કલશ:*

પાસજિણિંદં વંદિય તસ્સઇ જંપેમિ જમ્મણભિસેયં;
જહ પુવ્વં સુરપવ્વય સિરમ્મિ સુવઇ ગુણે કાસી. ૧

કાસીપુરિ ગંગાલહરિ સરંગા આસસેણુ નરનાહુ;
તસુરાણી રામા સુહ વહિવા માતાસુ ઉયરિ જગનાહુ. ૨
અવયરિઉ પાણુય કપ્પ વિમાણહુ ચિત્તહ બહુલ ચઉત્થિ;
સા પિક્ખઇ તક્ખણિ સુવિણુ વિયક્ખણિ ચઉદસ તીહં ધુરિ હત્થિ. ૩

તીહ ફલુ આયન્નિઉ બહુજિણિ વન્નિઉ વહઇ ગબ્બુ નવમાસ;
પોસાસિય દસમીય જગદુહ પસમીય જાયઉ જિનવર પાસુ. ૪

છપ્પન દિસિકુમારી આવઇ અમરી કરંઇતિ નિયનિય કમ્મુ;
અહ જિણવર જમ્મણુ સિવસિરિ કમ્મણુ જાનઇ હરિસાહમ્મુ. ૫
પાઇક્કદલે સિંહિં ઇંદાએસિહિં જાણાવિય સિવ દેવ;
સુરગિરિ સિરિ પત્તા સુરસકલત્તા કરિવા સામી સેવ. ૬
આરુહિય વિમાણિહિસ્યું પરિહિં હરિપત્તઉ જિણગેહિ;
દીઇ માડી લોયણિ નિદ્દવ સોયણિ નમિય સામિ કરિ લેઇ. ૭

પણુસવિ પુરંદરુ પત્તઉ મંદર સિરિ જિણુ લેઉચ્છંગિ;
ઇમ હરિ તેવટ્ઠી સુરિસિઉં પટ્ઠિય તહિં ઇતિમણરંગિ. ૮
સહસટ્ઠ સસુજ્જલ ચઉસહિ અથલ કલસભરી વરચીરી,
અચ્ચુય પમુહિંદા પરમાણુંદા ન્હાવઇં સહ પરિવારિ. ૯
ઢમઢમતિ ઢક્કા ડાં ડાં ડક્કા ધોં ધોં મદ્દલસદ્દ;
ભિરિ ભિરિરિ ભિર કંઇ ભેરિ ત્રટક્કઇં કાહલ ભૂંગલ ભદ્દ. ૧૦
ઝબઝબ કંસાલા રણકંઇ તાલા, ઓં ઓં મંગલ શંખ;
ગયણંગણું ગજ્જિજયઇ મસુર સક્ષિય વજ્જિય તૂર અસંખ. ૧૧
અહ ઇસાણે સરુ વહઇ જિણેસરુ નિય ઉચ્છંગિ સુચંગિ;
ચઉવસહ વિઉવ્વઇ સોહમ સુખઇ મણિમય તીહસિગગ્ગિ. ૧૨

* એલ ડી ઇન્સ્ટિટ્યૂટના 'વિનતીસંગ્રહ'ની હસ્તપ્રતિમાં આ કૃતિનો ક્રમાંક ૫૦ છે.

જલધાર પડંતી અઠ્ઠ મિલંતી ઙહવઇંસીસિ સિરિપાસુ;
ઇમ તુમ્હિ જિણુ ઙહાવઉ ભાવણુ ભાવઉ પામઉ લચ્છિ વિલાસુ. ૧૩

ઇતિ શ્રી પાર્શ્વનાથ કલશઃ

વિવરણ

આ કાવ્યમાં કવિ જયશેખરસૂરિ પાર્શ્વપ્રભુના જન્માભિષેકનું વર્ણન કરે છે. કવિ કહે છે :

"શ્રી પાર્શ્વપ્રભુને વંદન કરીને, મેરુપર્વતના શિખર ઉપર ગુણોથી શોભાયમાન એવા પ્રભુના જન્માભિષેકનું વર્ણન કરું છું.

ગંગાના તરંગોથી ઉલ્લસિત એવી કશી નગરી છે. તેમાં અશ્વસેન રાજા છે. તેમને સુહામણી રમણીય એવી વામારાણી છે. તેમના ઉદરમાં શ્રી પાશ્વર્પ્રભુ જગતનાથ અવતર્યા છે.

પ્રાણુત કલ્પવિમાનથી ચૈત્ર કૃષ્ણ ચોથના પ્રભુ અવતર્યા. તે જ ક્ષણે વિચક્ષણ વામારાણીએ ચૌદ મહાસ્વપ્ન જોયાં. તેમાં પ્રથમ હાથીને જુએ છે.

વિદ્વાનોથી વર્ણિત સ્વપ્નફળને સાંભળીને વામામાતા નવ માસ સુધી ગર્ભને વહન કરે છે. પોષ વદ દસમીના દિવસે જગતનાં દુઃખોને શાંત કરનારા શ્રી પાર્શ્વનાથ પ્રભુનો જન્મ થયો.

છપ્પન દિક્કુમારિકાઓ સૂતિકર્મ કરવા આવે છે અને તે દેવીઓ પોતપોતાનાં કાર્યોને કરે છે. મોક્ષલક્ષ્મીને સંપાદન કરનાર એવા જિનેશ્વરના જન્મને તેઓ જાણે છે.

ઇંદ્રના આદેશથી બીજા દેવોને પણ પ્રભુનો જન્મવૃત્તાંત જણાવાયો. તેથી દેવીઓ સહિત દેવો પ્રભુની સેવા કરવા માટે સુરગિરિના શિખર ઉપર આવ્યા.

વિમાન ઉપર આરૂઢ થઈને આકાશમાર્ગે શ્રી જિનેશ્વરપ્રભુના જન્મગૃહમાં પ્રભુ પાસે પહોંચ્યા. માતાના નેત્રમાં અવસ્વાપિની નિદ્રા આપીને પ્રભુ તથા પ્રભુની માતાને નમસ્કાર કરીને હાથમાં બાલપ્રભુને

ગ્રહણ કરે છે.

સૌધર્મેન્દ્ર પંચ રૂપ ધારણ કરીને શ્રી જિનેશ્વરપ્રભુને ખોળામાં લઈ મેરુપર્વતના શિખર ઉપર ગયા. આ રીતે સૌધર્મેન્દ્રની પાછળ ૬૩ ઇંદ્રો અને ઇંદ્રાણીઓ મનમાં ઉલ્લસિત થતાં મેરુપર્વત પર ગયા.

એક હજાર આઠ કળશો ઉત્તમ જળથી ભરીને, સુંદર વસ્ત્રોથી સુસજ્જિત અચ્યુતાદિ પ્રમુખ ચોસઠ ઇંદ્રો પરમાનંદથી પરિવાર સાથે પ્રભુને અભિષેક કરે છે.

ઢમઢમ ઢક્કા એવો ઢોલનો અવાજ, ધ્રોં ધ્રોં એવો મૃદંગનો શબ્દ, ભિરિ ભિરિ એવો ભેરિનો અવાજ થાય છે. ભૂંગલ માંગલિક શબ્દને પ્રકાશિત કરે છે.

ઝબ ઝબ કાંસા તથા તાલા રણઝણ કરે છે. શંખ માંગલિક ધ્વનિ કરે છે. મધુર ધ્વનિથી ગગનાંગણ ગાજે છે. એમ અસંખ્ય વાજિંત્રો વાગે છે.

હવે ઇશાનેન્દ્ર પવિત્ર એવા પોતાના ખોળામાં આનંદથી શ્રી બાલ જિનેશ્વરને બેસાડે છે. સૌધર્મેન્દ્ર વૃષભનાં ચાર રૂપ કરીને પોતાનાં આઠ મણિમય શિંગડાંથી પ્રભુને અભિષેક કરે છે.

શ્રી પાર્શ્વનાથ પ્રભુના મસ્તક ઉપર ભેગી આઠ જલધારા પડે છે. એમ તમે પણ જિનેશ્વરનો જન્માભિષેક ભાવના ભાવીને કરો અને લક્ષ્મીવિલાસને પામો."

જૈન પરંપરામાં તીર્થંકર ભગવાનના જન્માભિષેકનો મહિમા મોટો છે. જૈન માન્યતા પ્રમાણે જ્યારે તીર્થંકરનો જન્મ થાય છે ત્યારે દેવો બાળપ્રભુને મેરુપર્વત ઉપર લઈ જઈ, સુગંધી દ્રવ્યોથી યુક્ત એવા ક્ષીર સમુદ્રના જળથી ભગવાનને અભિષેક કરે છે. આથી જૈન મંદિરોમાં રોજ પ્રાતઃકાળે પ્રભુને જન્માભિષેક કરાવવાની—સ્નાત્ર-પૂજાની વિધિ કરવામાં આવે છે. આ કાવ્યમાં કવિએ શાસ્ત્રાનુસાર આ જન્મની અને જન્માભિષેકની ઘટનાની વિધિ વર્ણવી છે.

○ ○ ○

## (૫૧) શ્રી ગુરુછંદ*

ઉદ્દામ દ્યુતિ ડંબર પ્રતિહત ધાંતારિ ભામન્ડલ,
ક્રીડા નિર્જિત વાદિ કુન્જર ઘટઃ કાવ્યાલિ પાટૂપટઃ;
શ્રીમાનંચલ ગચ્છ સાગર શશી સોઽયં ચિરં સદ્ગુરુઃ,
સૂરિઃ શ્રી જયશેખરઃ સુર સરિતપ્રેંખદ્યશો રાજતે. ૧

નત્વા શ્રી જિનપદયુગમમલં નરસુર મુકુટ સિતચ્છદ કમલમ્;
બુદ્ધિ વિનિર્જિત સૂરિ કવયે શ્રી જયશેખરસૂરિમ્. ૨

જય જય સકલીકૃત મુનિમણ્ડલ, જય જય રંજિત વિબુધા ખણ્ડલ,
જય જય ભવિક કેકિ વરજલધાર,
જય જય શેખર ગુણ(ગણ) ગણધર. ૩

જય જય જિનવર શાસનશેખર,
જય જય ગુણ મિત્રિત હરશેખર,
જય જય મકરકેતુ શશિશેખર, જય જય સૂરીશ્વર જયશેખર. ૪

શિખરીશ સિન્દુર મલ્લબન્ધુર, કીર્તિ ધોરણિ સુન્દરમ્;
દરકુસુદ દિનકર મતુલરુચિ ભરભૂરિ ગુણમણિ મન્દિરમ્;
મધુ મધુ સુધાકર શર્કરોત્કર વચનલહરી સાગરમ્;
વન્દે કવીન્દ્રં મુનિવરેન્દ્રં સૂરિ ગુરુ જયશેખરમ્. ૫

નયરત્ન મંડલ રોહણાચલ મચલ ચિન્ત મનોહરં,
હરહાસ પીવર રોહિણી વરજયનશીલ યશોભરમ્;
દુર્વાદિ મદતરુ ભંજનોદ્ધુર ધીર વિક્રમ સિંધુરં;
વન્દે કવીન્દ્રં મુનિવરેન્દ્રં સૂરિ ગુરુ જયશેખરમ્. ૬

દશ વિષ્ણુ શંકર સુરનરેશ્વર મકરકેતુ વિજિત્વરં,
સંસાર સાગર પૂર ગત્વર તારણૈક કૃપા પરં;
ભવભીતિ હરણં કમલવરણં ચરણ ભાર ધુરંધરં;
વન્દે કવીન્દ્રં મુનિવરેન્દ્રં સૂરિ ગુરુ જયશેખરમ્. ૭

* એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની હસ્તપ્રતિમાં આ કૃતિનો ક્રમાંક ૫૧ છે.

શતકોટિ દુર્દ્દર ભારતીભર દલિત દુર્મત ભૂધરં;
કૈલાસ નિર્મલ બુદ્ધિ મન્જુલ સાધુ જલનિધિ શશધરમ્;
ભુવિ ભવિક કલ્પિત દાન સંતનવ્ય સુરતરુ ડંબરં;
વન્દે કવીન્દ્રં મુનિવરેન્દ્રં સૂરિ ગુરુ જયશેખરમ્. ૮
વિબુધ મૌલિ મણિ મુકુટ કિરણ પિંજર પાદામ્બુજ;
પરમ બ્રહ્મ કૃપાણુ કલન તર્જિત મકરધ્વજ;
અચલગચ્છ વિશાલ માણિક્ય મુનીશ્વર;
સુન્દર શશિ ધવલ વિમલ વિસ્તીર્ણ યશોભર;
ભૂર પ્રભાવ જય ભવિક કલ્પદ્રુમ કવિ ચક્રધર,
પરવાદિ દપ્પભંજન ચતુર જયશેખરસૂરીંદ્ર. ૯

ઇતિ શ્રી ગુરુ છન્દ

ભાવાર્થ

ઉત્કટ એવી કાન્તિના સમૂહ વડે – સૂર્યના ભામંડલને હણનારા, તિરસ્કૃત કરનારા, કાવ્યોની રચના કરવામાં અત્યંત પટુ, વાદીઓને સહેલાઈથી જ જીતનારા, આ અચલગચ્છરૂપી સાગરમાં ઉત્પન્ન થયેલા આકાશગંગામાં ચંદ્રરૂપ, પ્રસ્ફુરિંત યશવાળા સદ્ગુરુ શ્રીમાન જયશેખરસૂરીશ્વરજી શોભે છે.

નરેન્દ્રો અને સુરેન્દ્રોના મુગટરૂપ, સફેદ કમળોથી શોભિત નિર્મળ એવા શ્રી જિનેશ્વરપ્રભુના ચરણયુગલને નમીને બુદ્ધિ વડે જેમણે અન્યને જીત્યા છે એવા શ્રી જયશેખરસૂરિને હું વર્ણવું છું.

મુનિમંડળોને કલાવિભૂષિત કરનાર, પંડિતેન્દ્રોને પ્રસન્ન કરનારા, ભવિકોરૂપી મોરને માટે મેઘ સમાન, ગુણોથી યુક્ત એવા શિષ્યસમુદાયને ધારણ કરનારા હે પ્રભુ જયશેખરસૂરિ ! આપ જય પામો !

જિનેશ્વરદેવોનાં શાસનમાં શેખરરૂપ આપ જય પામો. ચંદ્ર-સમાન ઉજ્જવલ ગુણવાળા, ચંદ્રને ગુણથી મિત્ર બનાવનારા, કામ-

દેવને બાળવા માટે શંકર સમાન એવા જયશેખરસૂરીશ્વરજી જય પામો!

હિમાલય અને ઐરાવત હાથી જેવી જેમની સુંદર ઉજ્જવલ કીર્તિ છે, ભયરૂપી કુમુદને દૂર કરવામાં સૂર્ય સમાન, અનુપમ કાંતિવાળા, પ્રચુર ગુણોના આશ્રયરૂપ, સાકરસમૂહ જેવી મધુર વચન-લહેરીઓ, તરંગોના આશ્રયરૂપ સાગર સમાન, મુનિવરોમાં ઇન્દ્ર અને કવિઓમાં શ્રેષ્ઠ એવા શ્રી જયશેખરસૂરીશ્વરજીને હું વંદન કરું છું.

નૈગમાદિ નયરૂપ રત્નમંડલ માટે રોહણાચલ રૂપ, [રોહણાચલ પર્વતરત્નોને આપે તેમ આ કવિ નયરૂપ રત્નો જનસમૂહને આપનારા] મનને વશમાં રાખનાર માટે મનોહર, શંકરનું અટ્ટહાસ્ય, પરિપુષ્ટ ચંદ્રસમાન જીતવાના સ્વભાવવાળા, ઉજ્જવલ યશથી શોભિત, દૂરવાદીઓના મદરૂપી વૃક્ષને ભાંગવામાં કુશળ એવા ધીર વિક્રમવાળા, હાથી જેમ વૃક્ષને તોડી નાંખે તેમ મદરૂપી વૃક્ષને તોડનારા હાથીસમાન એવા કવીન્દ્ર મુનિવરેન્દ્ર શ્રી જયશેખરસૂરિ ગુરુને હું વંદન કરું છું.

દશ વિષ્ણુઓ, શંકર, સુરેન્દ્ર, નરેન્દ્ર, કામદેવ બધાને જીતનારા, ગમનશીલ એવા સંસારરૂપી સાગરપૂરથી તરવા માટે અદ્વિતીય, કૃપાશાળી, ભવભયને હરનારા, કમલપત્ર જેવા નિર્લેપ ચારિત્રના ભારને વહન કરવામાં ધુરંધર એવા કવીન્દ્ર મુનિવરેન્દ્ર શ્રી જયશેખર-સૂરીશ્વરજી ગુરુને હું વંદન કરું છું.

દુર્ધર વચનાતિશયરૂપ વજ્રથી પરવાદી સિદ્ધાંતરૂપ પર્વતોને દલિત કરનારા, કૈલાસ પર્વત જેવી નિર્મલ બુદ્ધિથી મનોહર, ભવિકોને આપેલા જ્ઞાનદાનથી ભૂતલ ઉપર નવા કલ્પવૃક્ષને કરનારા એવા કવીન્દ્ર મુનિવરેન્દ્ર શ્રી જયશેખરસૂરિ ગુરુને હું વંદન કરું છું.

ઇન્દ્રના મણિમય મુગટનાં કિરણોથી યુક્ત ચરણકમળ શોભે છે જેમનાં અને વિશુદ્ધ શીલરૂપ, તલવારના પ્રહાર કરવાથી કામદેવને દૂર કરનારા, એવા શ્રી જયશેખરસૂરીશ્વરજી જય પામો.

વિશાળ એવા અચલગચ્છમાં માણિકયસુંદર મુનીશ્વરના સુંદર

યશથી શોભિત, ભાવિકોને માટે કલ્પવૃક્ષ સમાન, ઘણા પ્રભાવશાળી, કવિચક્રધર, પરવાદિઓનાં અભિમાનનું ભંજન કરવામાં ચતુર એવા શ્રી જયશેખરસૂરીશ્વરજી વિજયવંતા બનો !

o o o

## (૫૨) શ્રી નેમિનાથછંદ*

અભિલષિત દાન દક્ષં રક્ષિત મર્યાદ યાદવમપક્ષં;
લક્ષિત લક્ષણ લક્ષં નમન્તં શ્રી નેમિ મવિપક્ષં. ૧

પક્ષાવસાન્ ક્ષામ શશધર મિત્ર તાર પરાભવં,
ભવભુવન પર્વત ગર્વ તર્જિત કીર્તિ ધવલિમ કલરવમ્;
કન્દર્પ દર્પચ્છેદ મેદર મદુર મવિદર દૂરિતં,
શ્રી નેમિમંચત જિનમનેન સમેન માનત દૈવતમ્ ૨

સ્ફટિક ગિરિ બદ્ધરંગ પ્રકટ જટાજૂટ કોટિ ધૃત ગંગમ્;
ભુજગ ભયંકર કાયં જિગાયજઃ શંભુમધિ જાપમ્ ૩

જાયન્ત એતે ભક્ત ભોગાયસ્ય તોષાદિ વિરતં;
તમકષદ્ દિક્પટ મટ્ટહાસપ્સ્યાઢ પાટિત પર્વતં;
પણુતિરતસુર ભટ કોટિ દુર્ઘટ કાલકૂટ નિષુદનં;
ચિરકુપિત ચંડી ચાટુકારમ્ યશ્ચકાર કપર્દિનમ્. ૪

પ્રલયોધૃત ભૂગોલં દાનવકુલ કેલ કવલ ને વિલોલં,
યેન સમં મધુમથનં કથયામિ કથં રુચિરાપઘનં. ૫

ઘનરુપ ગાઢ વિમૂઢર ગર્વ ગ્રન્થિ ગોપી રંજનં,
નિસ્ત્રાસ કંસવ્યાલકાલિય ભૌમ ભુજબલ ભંજનં;
ધનનાથ નિર્મિત નવ્યનગરી નિત્ય નિવસન્ લાલસં;
ચક્રે ચતુર્ભુજમપિ ચિરંજય સંપ્રહારક લાલસં. ૬

આરુઢ હેમ હંસ દિન રજની જાત સૃષ્ટિ વિધ્વંસમ્,
જો વેદ વચન સદનવ્યધત્ત વશ્યં ચતુર્વદનમ્;

* એલ. ડી ઈન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની હસ્તપ્રતિમા આ કૃતિમો ક્રમાંક ૫૨ છે.

સુદનભરિ નાભિકોઠ . નિર્ગત કમલ કુડમલ નિશ્ચલમ્,
સુરપક્ષ પન્નગ પુરુષ યેષિત દુર્ગસર્ગ નિરર્ગલન્. ૭
રુચિ નિચિત વદન ચતુષ્ક, પરિચય રુચિરવેદ ચતુષ્ટયમ્;
જિત્વા વિરંચિ જો જનેંધ, રચય તિસ્મ સવિસ્મયમ્. ૮
તં સુલલિત રતિ કલિતં, વિજયે ભુવનત્ર્યાંતરાસ્ખલિતમ્.
વિષમપઘન વિષમસરં, કૃત સુખવૃત સુખસુખા શશિરમ્. ૯
સુર મૌલિ મૌલિ મરાલમાલા, લાલિતક્રમ પંકજં નિજયોધ;
યેષિત લોલ લોચન મિત્ર મીનમય ધ્વજં,
કંદર્પમય હતદર્પ માયાવારિ,
વર્જ્યં સનાથનં, યઃ સૂરિ કેશરિ બિરુદ માપન મમત પ્રભુ નેમિનં. ૧૦
જગતિ સુગતિ સંગતિ નિદાન, નિજગતિ જિન સુન્દર,
યદુકુલ કમલ મરાલ સજ્જલ જલદરવવી સુંદર,
સેવક જન સુરસાલ, કાલ કવલિત જન રક્ષણુ,
ખલ પરિકલ્પિત ફૂટ ફૂટ તિમિર ક્ષપણુ;
રતિ સુખ વિમુખ ઋષિ સમૂહ સન્નત્ ચરણુ,
પાદાબ્જલગ્નસૂરિ પ્રણુત નેમિનાથ જય ગૌરગુણુ. ૧૧
ઇતિ શ્રી જયશેખરસૂરિકૃત શ્રી નેમિનાથચ્છંદઃ

## ભાવાર્થ

યાચકોને ઇચ્છિત વસ્તુઓનું દાન આપવામાં કુશળ, બધા યાદવોને પોતાની મર્યાદામાં રાખનારા, લાખો લક્ષણોથી પ્રકાશિત, જેમના રાગદ્વેષરૂપી શત્રુઓ ચાલી ગયા છે એવા વીતરાગશ્રી નેમિનાથ પ્રભુને નમસ્કાર કરો.

પક્ષના અંતે ક્ષીણુ એવા ચંદ્ર, સૂર્ય અને તારાઓને પરાભવ આપનારા, શંકર, ભુવન, પર્વતના ગર્વને તિરસ્કૃત કરનારી એવી કીર્તિની ધવલતાના કલરવથી શોભિત, કંદર્પના દર્પનું છેદન કરવાથી અતિશય હર્ષવાળા, અજ્ઞાનને દૂર કરનારા, દેવતાઓ વડે નમસ્કૃત

નિષ્પાપ એવા શ્રી નેમિનાથ જિનને પૂજો.

કૈલાસપર્વત પર આનંદથી રહેનારા, પ્રગટ જટાજૂટના અગ્રભાગમાં ગંગાને સ્થિર રાખનારા, અલંકારભૂત, સર્પોથી ભયંકર શરીરવાળા, તથા પાર્વતીથી યુક્ત એવા શંકરને જેમણે જીત્યા છે એવા નેમિનાથ પ્રભુ છે.

જેમને પ્રસન્ન કરવાથી ભક્તોને નિરંતર ભોગો પ્રાપ્ત થાય છે, પ્રૌઢ અટ્ટહાસથી પર્વતને પાડનારા, પ્રણામમાં તત્પર એવા કરોડો સુભટોને દુઃખ પહોંચાડનાર વિષ(કાલકૂટ)નો નાશ કરનાર, ચિરકાલથી કોપિત એવી ચંડીના ચાટુકાર શંકરને બતાવ્યા.

પ્રલયકાળમાં ભૂગોલનો ઉદ્ધાર કરનારા, ભૂમંડલને ખેંચીને બહાર લાવનારા, દાનવકુળના વિલાસનો વિનાશ કરવામાં ચંચલ એવા વિષ્ણુને પણ હું કેવી રીતે સુંદર કહું ?

ઘનશ્યામ, અત્યંત વિમૂઢ ગાઢ મોહવાળા, ગર્વની ગ્રંથિવાળા, ગોપીઓને આનંદ આપનારા, નિર્ભય કંસ, અત્યંત ગર્વિષ્ઠ, કાલિયનાગ તથા નરકાસુરના ભુજબલને ભાંગનારા, કુબેરથી નિર્મિત એવી નવ્યનગરી દ્વારિકામાં નિત્ય વસવા ઇચ્છનારા કૃષ્ણને વિજય-યુદ્ધની કલામાં નેમિનાથ પ્રભુએ પ્રમાદી બનાવ્યા હતા.

સુવર્ણમય હંસ ઉપર ચઢેલા, જેના દિવસથી સૃષ્ટિકાળ અને રાત્રિથી પ્રલયકાળ ગણાય છે એવા, વેદવાણીનાં આશ્રયભૂત એવા બ્રહ્માજીને જેમણે વશ કર્યા, વિષ્ણુના નાભિકોઠમાંથી નીકળેલા કમલની કળીમાં નિશ્ચલતાથી રહેનારા એવા બ્રહ્મા, દેવોના પક્ષપાતી એવા શેષનાગ દંપતી તેને માટે નિરર્ગલ દુર્ગની રચના કરનારા એવા બ્રહ્માને નેમિ-પ્રભુએ વશ કર્યા.

જેના ચાર મુખના પરિચયથી ચાર વેદ સુરક્ષિત મનોહર છે એવા બ્રહ્માજીને નેમિપ્રભુએ જીતીને લોકસમુદાયને આશ્ચર્યચકિત કર્યો. અત્યંત સુંદર રતિથી શોભિત, ત્રણ ભુવનના વિજયમાં

અસ્ખલિત, વિસ્મય એવા ઘન વિષમ બાણુવાળા, યજ્ઞસુખને પ્રાપ્ત કરનારા દેવોના પ્રમુખ, ઇંદ્રને માટે પણ સંતાપ આપનારા, ઈંદ્રોના મુગટરૂપી મરાલમાલાથી શોભિત ચરણકમળવાળા, પોતાના ભટરૂપ સ્ત્રીઓના ચંચલ નેત્ર સમાન માછલીને મિત્ર બનાવનારા એવા કંદર્પને હણનારા, પોતાના પ્રભાવાતિશયથી અભિમાનને હણનારા, સનાથ, સૂરિકેશરી બિરુદને પ્રાપ્ત કરનારા શ્રી નેમિનાથ ભગવાનને નમસ્કાર કરો.

જગતમાં સુગતિ-પ્રાપ્તિના કારણરૂપ, પોતાની મોક્ષગતિ વડે જનસમુદાયોમાં સુંદર, યદુકુલરૂપી કમળમાં આપ મરાલરૂપ, સત્ પુરુષરૂપી જલને આપનારા વાદળા સમાન, પૃથ્વીને નિર્મળ કરનારા સેવકજન માટે કલ્પવૃક્ષ, કાલગ્રસ્ત લોકોનું રક્ષણ કરનારા, મિથ્યાવાદરૂપ તિમિરનો નાશ કરનારા, કામદેવ સમાન સુંદર એવા નેમિનાથ પ્રભુ રતિસુખથી વિમુખ એવા ઋષિઓના સમૂહથી સારી રીતે નમન કરાયેલા છે ચરણો જેમનાં, પ્રશસ્તગુણી એવા હે નેમિનાથ પ્રભુ! આપ વિજયને પ્રાપ્ત કરો.*

• • •

## (૫૩) શ્રી પાર્શ્વનાથ છંદાસિ ×

અશ્વસેન કુલકમલ મરાલં, ન મદન સુરાસુર નર મનરાલં;
ભજ ભુજગ ધ્વજ મિનમિવ ચલનં, કુશલ કદંબક નિશ્ચલ ભવનં;
ભુવન પ્રભુમેકં મથિતારેકં, સ્વજિત કેકં કલિ હરણં;
વિબુધા ભવિકં વસિતચ્છેકં સુકૃત નિષેકં પ્રતિ નિપુણં;
જિત પરમત ભેકં શાંતમુનેકં, વિપદુદેકં ધર્મધનં;
ચેહિચ્છસિરેકં પ્રણમતદેકં, તં મનસ્યેકં પાર્શ્વજિનં. ૧

* આ કૃતિની હસ્તપ્રતિમાં કેટલાક શબ્દોની બાબતમા અશુદ્ધિ જણાય છે. તેથી સંપૂર્ણ અર્થ બેસાડવાનું કઠિન છે. અહી અર્થ બેસાડવા શક્ય તેટલો પ્રયાસ કર્યો છે.

× એલ. ડી ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની હસ્તપ્રતિમા આ કૃતિનો ક્રમાંક ૫૩ છે.

રતિ કરણુ કુરંગ તરલ તુરંગં, વિષય તુરંગ ગેહનલં;
હિત્વા બૃહદંગં શવસિદ્રંગં, પ્રતિ ધૃતરંગં ધૌતમલં;
યશસાજિત ગંગં ભવભય ભંગં, સુચરિત ચંગં મહસિ ઘનં;
શિત મોહ નિષંગં સુરગિરિતુંગં, નમનિઃસંગં પાર્શ્વજિનં. ૨

જીરાઉલિ નિલયં પાપપ્રલયં ધૃત ભૂવલયં લય નિરતં;
ગોપુર હૃદયં દેહિષુ સદયં, વિભ્રતુ સુદયં ભુવિ વિદિતં;
કુંઠીકૃત કુનયં કલ્પિત વિનયં, વામા તનયં નય ભવનં;
સંપત્તાતિસયં સુઘટિત સમયં, નમ નિર્વિષયં પાર્શ્વજિનમ્. ૩

સુરમણિસંવાદં દલિત વિવાદં, દિત પરવાદં વિહિતદયં;
નવનીરદ નાદં શલદુન્માદં, ગતપરિવાદં ગુણુ નિલયં;
હતમોહ નિષાદં મુક્તવિષાદં, ધુ ધુત ભવસાદં, શશિદવનં,
કમલોપમપાદં, તધૃમર્યાદં નમ કમલાદં પાર્શ્વજિનમ્. ૪

કલ્યાણુ કલાપં કુશલાલાપં, કૃત્ન વિલાપં વૈરહરં;
દુઃશીલ દુરાપં દુરિતચાપં, દિવિકૃત તાપં જયતતરં;
તમસામલાપં તક્ષિત તાપં, શુભ તરુવાપં ભય શમનં;
શિવ કમલાવાપં પરિહતશાપં, નમ નિષ્પાપં પાર્શ્વજિનં. ૫

કવલિત કલમાનં બહુમહિમાનં, શુભ નામાનં મુનિ મહિતં;
ગુણુહેમ નિધાનં કુમતિપિધાનં વિદિશ વિધાનં જન્તુહિતં;
વર વત્સર દાનં સુગતિ નિદાનં લસદવદાનં સમસદનં;
સુર શાખિસમાનં નવકરમાનં, નમ નિર્માનં પાર્શ્વજિનમ્. ૬

પરિપાલિત વિધુરં ગિરિ મધુ મધુરં;
વિદ્ધતસુદ્ધરં મોહબલં, નિખિલાગમ વિદુરં ગતમદમદુરં;
જલધર વદરં દાનકલં સંશયઘન સમિરં ચારિત સમરં,
જગદવનં પ્રણુતા સુરખચરં ધનરુચિચિરં,
પૂજ્ય સુચિરં પાર્શ્વજિનમ્. ૭

આજનુ રવિકાર' કરુણાગાર' ગિરિમાધાર' ધીરનતં;
પરિભવ પરિહાર' વિહિત વિહાર', ભૂતલહાર' ભૂરિમતં;
દૂરિકૃત દાર' દુરિત વિદાર', સુહિરો દાર' નિતું જિનં;
નમ વાર' વાર' વૈર નિવાર' પાર્શ્વજિનમ્. ૮

સતત તા જનિતા જનિતા નંદન;
જગતિ વિરતિ તતિ ધર્મધુરંધરા,
યવનાધિપ પરિવસિત લસિત મહિમોદય બંધુર,
શેષ સંખાસિત સુગુણ પૂત પાતક તરુ કુંજર રમણીય રૂપ
રિપુભય દમન મુનિ વિમાન માનસ સદન સૂરિ વર્ણ્ય
જય પાર્શ્વજિનં. ૯

ઇતિ શ્રી જયશેખરસૂરિકૃતા શ્રી પાર્શ્વનાથ છંદાસિ

ભાવાર્થ

અશ્વસેન રાજાના કુલરૂપી કમળના હંસ, નિરંતર સુરાસુર મનુષ્યોથી વંદાયેલા વિશુદ્ધ સર્પ લાંછનવાળા, સૂર્યસમાન તેજસ્વી કુશલોના સમૂહો માટે નિશ્ચલ ભવનરૂપ એવા શ્રી પાર્શ્વજિનને ભજો.

શંકાનુ મંથન કરનારા, ત્રણ ભુવનમાં અદ્વિતીય પ્રભુ, મધુર વાણી વડે મોરને જીતનારા, પાપનો નાશ કરનારા, જેમની પાસે અભવ્ય જીવો વિલખા પડી ગયા છે એવા, વિદ્વાનોને વશમાં કરનારા, પુણ્ય વાણીને આપવામાં નિપુણ, પરમતરૂપી દેડકાને જેમણે જીત્યા છે, વિપત્તિનો વિનાશ કરનારા, ધર્મરૂપી ધનને ધારણ કરનારા, જો કલ્યાણને ઇચ્છો છો તો મનમાં એક પાર્શ્વજિનને પ્રણામ કર.

ઇન્દ્રિયસંબંધી વિષયોને દૂર કરવામાં ઘોડા સમાન, મનને ચંચલ કરનારા, સંપત્તિને તૃણ સમાન તુચ્છ માનનારા, વિશાળ અંગોવાળા, ઘર જેના માટે ઘાસરૂપ છે, સર્વ શ્વેત એવા નગરોને છોડીને પ્રતિકૂળ વિષયોને કામાદિને ઉલ્લાસપૂર્વક દૂર કરનારા, કર્મરૂપી મલને પક્ષાલન કરનારા, યશથી ગંગાને પણ જીતનારા,

ભવરૂપી ભયને ભાંગનારા, સુંદર ચારિત્રવાળા, તેજરૂપ ધનથી પરિપૂર્ણ, મોહરૂપી શત્રુને છેદનારા, સુમેરુ પર્વત જેવા ઉન્નત, એવા આસક્તિથી રહિત નિર્મોહી શ્રી પાર્શ્વજિનને નમસ્કાર કરો.

જીરાવલા નગર છે જેમનું, પાપનો નાશ કરનારા, કર્મક્ષયમાં લીન, [કારણ ચાર ઘાતી કર્મ ખપ્યાં છે, હજી અઘાતી કર્મ તો ખપાવવાના બાકી છે], વિશાળ હૃદયવાળા, ખરાબ નીતિ અને અવિનયનો નાશ કરનારા, કુતીર્થિકોને વિફલ બનાવનારા, નીતિનો આશ્રય કરનારા, ચોત્રીસ અતિશયોથી યુક્ત, સ્યાદ્વાદરૂપી સિદ્ધાંત જેમનો યોગ્ય છે એવા વિષયવિકારરહિત વામારાણીના પુત્ર શ્રી પાર્શ્વજિનને નમો.

ચેતન ચિંતામણિરૂપ, સ્વર્ગ-મોક્ષાદિ વિષયના વિવાદનો વિનાશ કરનારા, પરવાદીઓનું ખંડન કરનારા, સર્વ લોકમાં વિહિત છે દયા જેની, નવા વાદળાની ગર્જના સમાન મધુર અવાજવાળા, જેને જોવાથી લોકોના ઉન્માદો નાશ પામે છે, આપની સેવા કરવાથી પરિવાદ ચાલ્યો જાય છે, ગુણોના આશ્રયસ્થાન મોહરૂપી શત્રુને હણનારા, જેમની સેવાથી લોકો વિષાદમુક્ત બને છે, ભવસંબંધી દુઃખોનો અંત કરનારા, ચંદ્ર સમાન મુખવાળા, જેમના ચરણો કમલની ઉપમાને ધારણ કરે છે, મર્યાદાપાલક, મોક્ષલક્ષ્મીને આપનારા એવા શ્રી પાર્શ્વજિનને નમસ્કાર કરો.

કલ્યાણના સમૂહ, કુશલ, આલાપ કરનારા, મોક્ષનો ઉપદેશ આપનારા, વૈરને દૂર કરનારા, આભ્યંતર કામાદિ શત્રુના આક્રમણને દૂર કરનારા, દુઃશીલો માટે દુર્લભ, પાપનો નાશ કરવા માટે બાણ જેવા, મોક્ષ માટે તપ કરનારા, અજ્ઞાનરૂપી અંધકારને દૂર કરનારા, જ્યોતિ સમાન, શુભ કર્મરૂપી વૃક્ષને વાવનારા, સંતાપનું છેદન કરનારા, ભયને શાંત કરનારા, મોક્ષરૂપી લક્ષ્મીને આપનારા, શાપને હણનારા એવા વિષયવિકારરહિત પાર્શ્વજિનને નમસ્કાર કરો.

કલિના અંધકારનો નાશ કરનાર, ઘણા મહિમાવાળા, શુભ

નામવાળા, મુનિઓમાં મહાન, ગુણરૂપી સુવર્ણના ભંડાર સમાન, નરકાદિ ગતિનાં દ્વારને બંધ કરનારા, જેમનાં અહિંસાદિ વિધાનો લોકમાં વિદિત છે, પ્રાણીમાત્ર માટે કલ્યાણકારી, સાંવત્સરિક દાન આપનારા, સુંદર ગતિના નિધાન, સુંદર કર્મોથી શોભિત, કલ્પવૃક્ષ સમાન, સમતાને ધારણ કરનારા, નવ હાથ પ્રમાણવાળા, માન સહિત એવા શ્રી પાર્શ્વજિનેશ્વરને નમસ્કાર કરો.

દુઃખી લોકોનું રક્ષણ કરનારા, અત્યંત મધુર, મોહરૂપી મલ્લને વેધનારા, સમગ્ર આગમને જાણનારા, સત્ત્વહીનને સત્ત્વ આપનારા, જલધર સમાન દાન આપવાની કળાવાળા, સંશયરૂપી વાદળા માટે પવન સમાન, યુદ્ધને રોકનારા, જગતનું રક્ષણ કરનારા, જેમને વિદ્યાધર અને દેવો નમે છે અને જેની કાંતિ વાદળા સમાન શ્યામ છે એવા શ્રી પાર્શ્વજિનને લાંબા સમય સુધી પૂજો.

જન્મથી જ અવિકાર, કરુણાના ઘર, ગુરુત્વના આધાર, ધીરો વડે નમસ્કારાયેલા, ભક્તોના પરિભવને દૂર કરનારા, વિચરનારા, ભૂમિના અલંકારરૂપ, ઘણાં જનો માટે ઇષ્ટ, પત્નીનો ત્યાગ કરનારા, પાપને દૂર કરનારા, વિદારણ કરનારા, મેઘ સમાન ઉદાર, વૈરનું નિવારણ કરનારા એવા શ્રી પાર્શ્વજિનને વારંવાર નમો.

સતત લક્ષ્મીને જન્મ આપવાથી લોકમાં આનંદને જન્મ આપનારા, જગતમાં વિરતિના વિસ્તારથી ધર્મની ધુરાને ધારણ કરનારા, યવનાધિપતિથી પણ પૂજાયેલા, મહિમાના ઉદયથી મનોહર, શેષનાગ અને શંખ જેવા અશ્વેત, શુભ ગુણોથી પવિત્ર થયેલા, પાપરૂપી વૃક્ષનો નાશ કરવામાં હાથી સમાન, રમણીય આકૃતિવાળા, આભ્યંતર કામાદિ શત્રુના ભયનો નાશ કરનારા, મુનિઓના નિર્મળ મનમાં વાસ કરનારા શ્રી જયશેખરસૂરિ દ્વારા વર્ણવવાલાયક એવા શ્રી પાર્શ્વજિનેશ્વર જય પામો.

o o o

## (૫૪) શ્રી છંદાસિ*

વચનસુધા જિત ધૂર્જટિ મુકુટં, કીર્તિ કલાપ હસિત શશિમુકુટમ્,
શ્રી જયશેખર ગણધર મુકુટં, કવયે પટુ પટલશ્રિત નિકટમ્ ૧
પટુ ઘટિત દુર્ઘટ ઘિકટ સંકટ કપટ પાટન કુટ્ટનં;
કટુ કોટિ કંટક કટક કોટિ વિમોટનં,
જિતભટ ઘટોદ્ભવ નટ બહુ સ્મરન ટન પાટૂ પટનરં;
શ્રી સૂરિમુખ્યં શુદ્ધ પક્ષં નૌમિ ગુરુ જયશેખરમ્. ૨
કુત નિકટ કોત્કટ રટત સિતપટુ સુઘટ ગુણકુટ ઘટ્ટનં,
કલિકૂટ નાયક કૂટધર તટ કૂટ પૂટ પવિઘટ્ટનં;
ભવ સંકટાટન કરિ વિઘટ્ટન કઠિન કંઠીરવવરં;
શ્રી સૂરિમુખ્યં શુદ્ધ પક્ષં નૌમિ ગુરુ જયશેખરમ્. ૩
ચટુ નટિતહિ કપટ સપટ કપટિત સજટ ધૂર્જટિ જટિ જગત;
ઘટન પટુ શકટારિ ચેષ્ઠિદ કુંઠ કટક પ્રકટ વત્ હઠં;
બઠરિતોત્પટ પાઠ કંટક કુમત કટકં સ્ફૂટતરં;
શ્રી સૂરિમુખ્યં શુદ્ધ પક્ષં નૌમિ ગુરુ જયશેખરમ્. ૪
શઠ કુટિલ કોટિ શટિત તટપુટ કટ કુટીર વિલોઠને,
ટતિ ઝટિતિ તટિની ઘટ્ટંક સ્ફટિક પટિમાનંજને;
પ્રકટોલ્લટત્પુટુર સઘય ઘટ સુઘટ ઘંટા સુરવરં,
શ્રી સૂરિમુખ્યં શુદ્ધ પક્ષં નૌમિ ગુરુ જયશેખરમ્ ૫
ત્રિભુવન પૂજનન લક્ષ્યવર્ણં વર્ણિત વર્ણવ્રજ;
કવિ કોટિર ગંભીર ધીર વંદિત પદ પંકજ;
શ્રી જિનધર્મ સમુદ્ર ચન્દ્ર ચન્દ્રાંશુ યશોભર;
વિનિરુપમ સમતમ પરમ ગરિમ સુમહિમ રત્નાકર;
શ્રી મહેન્દ્રસૂરીન્દ્ર ગુરુ શિષ્ય દક્ષ લક્ષ પ્રવર;
જય જય જયા ત્રિજગતી વિજય જયશેખરસૂરીન્દ્રવર. ૬

ઇતિ છંદાસિ

* એલ. ડી ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની પ્રતિમાં આ કૃતિનો ક્રમાંક ૫૪ છે.

## ભાવાર્થ*

વાણીના અમૃતથી, શંકરના મુગટ ચંદ્રને જીતનારા, શંકરજીના અટ્ટહાસથી પણ અધિક જેમનો ધવલ કીર્તિકલાપ છે એવા ઉજ્જવલ કીર્તિવાળા, વિજયરૂપ મસ્તકાલંકારથી શોભિત ગણધરોના મુગટસ્વરૂપ, વિદ્વાનોના સમૂહથી જેનુ સામીપ્ય સુશોભિત છે એવા શ્રી જયશેખરસુરીશ્વરજીને હું વર્ણવું છું.

દુર્ઘટ એવાં કાવ્યોને ચતુરાઈથી રચનારા, વિકટ સંકટ અને ધૂર્તો વડે આચરેલ કપટનું વિદારણ કરનારા, કઠવા એવા પ્રતિવાદીરૂપી ક્ષુદ્રશત્રુઓ અને તેઓના કરોડો સેનાઓના અગ્રભાગમાં આગળ રહેનારાઓને મોડનારા (નિરુત્તર કરનારા) જિતાયેલા છે ભટો જેના, તેઓના નટો વડે આચરેલ અનેક કામદેવના વિલાસને પાડનારા, શુદ્ધપક્ષના મુખ્ય સૂરિ એવા ગુરુ શ્રી જયશેખરસૂરિને હું નમસ્કાર કરું છું.

નિકટમાં ઉત્કટ અભ્યાસ વિશેષ કરનારા એવા શ્વેતામ્બર સાધુઓને માટે યોગ્ય ગુણરૂપ ઘટને રચનારા, નદીના કાંઠે, પર્વતના શિખરે જ્યાં ત્યાં રહેનારા, કલિયુગમાં કપટ નાટકના સમૂહનો વિનાશ કરનારા, સંકટકારી ભવભ્રમણરૂપ હાથીઓના વિઘટ્ટન કરવામાં કઠોર અવાજ કરનારા સિંહ જેવા વિશુદ્ધ સિદ્ધાંતના સંસ્થાપક સૂરીશ્વર શ્રી જયશેખર સુગુરુને હું નમું છું.

કપટ આચરણમાં કુશળ, શિવ અને બીજા જટાધારીઓના સંરક્ષણમાં કુશલ એવા વિષ્ણુની પત્ની લક્ષ્મીનાં અપ્રતિહત કામ, ક્રોધ, લોભ, મોહાદિ કટકોને દૂર કરવામાં પ્રકટ હઠને ધારણ

---

* આ કૃતિમા છ શ્લોક છે. તેમાં વચમાના ચાર શ્લોક એક જ છંદમા છે અને તે દરેકને અંતે આવતું ચરણ એકસરખુ છે પહેલો અને છેલ્લો શ્લોક એનાથી જુદો પડે છે. એ જોતાં સંભવ જણાય છે કે કદાચ બે જુદી જુદી રચનાઓ આ કૃતિમાં એકત્ર થઈ ગઈ હોય કવિ શ્રી જયશેખરસૂરિના અભિવાદન રૂપે બધા શ્લોક છે માટે પણ એમ બન્યું હોય

કરનારા, તેઓની કુમતિરૂપ કંટકને દૂર કરવામાં કુશલ એવા શ્રી સૂરીઓમાં મુખ્ય વિશુદ્ધ પક્ષના સ્થાપક શ્રી જયશેખરસૂરીશ્વરજીને હું નમસ્કાર કરું છું.

કરોડો શઠ અને કુટિલ એવા પરવાદીઓના વિકલ્પનો વિનાશ કરનારા, અત્યંત શીઘ્ર પ્રકાશિત પરવાદીઓની વિકલ્પોરૂપ નદીઓનો વિનાશ કરવામાં સ્ફટિક જેવી નિર્મલ બુદ્ધિથી સુશોભિત, જેના વિજયસૂચક ઘંટાનાદનો સ્વર પ્રગટ અને ઉલ્લસિત થાય છે એવા શ્રી સૂરિઓમાં મુખ્ય શુદ્ધ પક્ષપાતી શ્રી સુગુરુ જયશેખરસૂરિની હું સ્તુતિ કરું છું.

ત્રિભુવનમાં પ્રસિદ્ધ, અનેક વર્ણોથી વર્ણિત છે યશસમૂહ જેનો, કવિઓમાં શ્રેષ્ઠ ગંભીર, ધીર એવા જેમના ચરણો વંદિત છે, શ્રી જિનધર્મરૂપી સમુદ્રને વધારવામાં ચંદ્ર સમાન, સૂર્ય સમાન યશથી પરિપૂર્ણ, નિરુપમ, ઉત્કૃષ્ટ સમતાવાન, પરમ ગુરુત્વ અને વિશાલ મહિમાના રત્નાકર સમાન એવા શ્રી મહેન્દ્રસૂરીશ્વર ગુરુના શિષ્ય, લાખો (લક્ષ) કુશલ કવિઓમાં શ્રેષ્ઠ એવા ત્રણ જગતમાં શ્રી જયશેખરસૂરિ જય પામો.

• ॰ ॰

## (૫૫) શ્રી ગુરુચ્છંદાસિ*

કવિકુલ કોકિલ કેલિ રસાલં, સુલલિત ઘન સજ્જન સુરસાલં;
મેરુતુંગ સદ્દગુરુ ભૂપાલં, કવયે નિરુપમ મહિમ વિશાલં. ૧
શાલિત ગુણમાલંઘન સુકુમાલં, નિમ્મલ ભાલં ભુવનરતં,
શુભ વૃક્ષાવાલં હુત કલિકાલં, ધૃત જયમાલં કવિ મુદિતં;
છિત કલિ સેવાલં સૂરિ તમાલં, હિત ભવજાલં નૌમ્ય પરં;
બોધિત બુધમાલં સુપ્રજ્ઞાલં, મેરુતુંગસૂરીંદ્ર ગુરું. ૨
આબાલ નૃપાલં પ્રણુતમમાલં, દલિત સજાલં ગચ્છવિભું,
જિનવચન રસાલં હિત ખલ હાલં, સુકૃતસ્થાલં વિશદવિભું;

* એલ ડી ઇન્સ્ટિટ્યૂટના 'વિનતીસંગ્રહ'ની પ્રતિમા આ કૃતિનો ક્રમાંક ૫૫ છે.

હત દુરિત વ્યાલં ભાસુર ભાલં, રંજિતમાલં ધીરવરં;
ક્ષતરતિ જમ્બાલં નમતા બાલં મેરુતુંગ સૂરીન્દ્રગુરું. ૩

સુકૃત્વા ભવબાલં વજ્રવિશાલં, ભુવિ સમકાલં ગરિમરમાઃ,
વલ્લી ઘનકાલં દમકરવાલં, કૃતમદ જાલં દલિત તમાઃ;
પરકરિ હરિકાલં વ્યથિત વ્યાલં, ભાવેનાલં વિહિત મહં;
વન્દે હૃદયાલં જગતિ દયાલં, મેરુતુંગસૂરીન્દ્ર ગુરું. ૪

મુદિત શ્રદ્ધાલં મહદુત્તાલં, ચિરમનરાલં કમલકરં;
ગતભવ પતયાલુ મુનિમાબાલં, નિરતિશયાલુ કુશલકરં;
શિવપથિ જંઘાલં શ્રુંગગારાલં શુભનિકરં;
સફ્લોત્તરકાલં નમ કૃપાલં, મેરુતુંગસૂરીન્દ્ર ગુરું. ૫

ગુરુતર મુનિવર નિકરનાઈન મરુ નંદન કાનન;
જગદાનંદક સુગુણ સુકલશ ધર સકલાનન;
નિજ રુચિ વંચિત ચન્દ્રચૂડ કેશવ ચતુરાનન;
મદન મહોદ્ભટ વિકટ કર વિપાટ ન પંચાનન;
ગચ્છાધિરાજ વર રાજનત જિનમતસર નિજદિઠ સફર;
શ્રી મેરુતુંગસૂરીન્દ્ર વર, ધર્મચન્દ્ર કલ કીર્તિભર. ૬

ઇતિ ગુરુચ્છંદાસિ

o o o

## (૫૬) શ્રી નેમિનાથ છંદાસિ*

સિદ્ધિવધૂ હૃદયસ્થલ હારં, ભૂષિત સુરતરુ ગિરિ ગિરનારં;
જિત રાગાદિક રિપુ સંભારં, વર્દ્ધિત સુર દ્રુમ વિતરણ ભારં. ૧

યદુકુલ શૃંગારં સુગુણાગારં, વિશદાચારં સઘન ઘનં;
સંહૃત સંસારં સુરગિરિ સારં, ત્રિભુવન સારં જ્ઞાન ધનમ્. ૨
નિહતાહંકારં વિગતિ વિગતિ વિકારં, સુભગાકારં ગત વૃજિનં;
કૃત દુઃકૃત મારં મર્દિતમારં, નેમિકુમારં નમત જિનમ્. ૩

* એલ. ડી ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની આ હસ્તપ્રતિમા કૃતિનો ક્રમાંક ૫૬ છે.

ઇન્દ્રિય દમદક્ષં મદન વિપક્ષં સિતગુણ લક્ષં મુક્તમદં;
વિશદોભય પક્ષં જલ દુર્લક્ષં, મહિમ વલક્ષં પુણ્ય પદં. ૪

સુકૃત પ્રત્યક્ષં, જલદ સદૃક્ષં, નત નર યક્ષં નય ભવનં;
જિત પાતક કક્ષં ભુવિ સુર વૃક્ષં, સર્વ સમક્ષં નમત જિનમ્. ૫

અધિગત ભવતીરં કૃષ્ણ શરીરં, જલધિ ગભીરં ભુવન ગુરું;
રેવતગિરિ હીર ભવદવ નીરં, દુઃખ સમીરં ગરિમ ગુરું. ૬

હિત કુમત કરીરં, ગિરિવર ધીરં, હતમદ વીરં પ્રચુરદયં;
માયાવનિ સારં સિવવનિ કીરં, હરિવદ ભીરં વિગત ભયમ્. ૭

સુરકૃત સંગાનં વિમલ ધ્યાનં સિદ્ધિવરં;
વિહિતા ભયદાનં કુશલ નિદાનં, લસદવ દાનં દોષહરં,
જિતમેન સમાનં ઘન મહિમાનં, ગુણૈરમાનં ભક્તજનાઃ,
નત્વાનુપમાનં શર્મ નિધાનં મુક્તિ સ્થાનં ભજતજનાઃ. ૮

મદિર દુરિત પયોદ પટલ પાટન પવન પ્રભ,
રુચિર તાલ દલનીલ કમલ કજ્જલ કાય પ્રભ,
તુંગ તરલ તર તરુણ મોહતરુ મર્દન કુંજર,
ગણનાતિ ગમન ગણ ગરિષ્ઠ નિખિલ ખંડિત ભવ પંજર,
ષટ્પદ પટિષ્ટ પાદ પ્રથમ વર્ણ વિહિત સૂરિ પ્રણત,
જય જગતિ નેમિ જિનવર વિમલ કીર્તિ સકલ લોક પ્રથિત. ૯

ઇતિ શ્રી ગચ્છેશ ગુરુકૃતાનિ શ્રી નેમિનાથ છંદાસિ

o o o

## (૫૭) શ્રી ગુરુ છંદાંસિ*

શ્રી આદીશ્વર જિનમભિ નત્વા, જન્મ નિજં સફલં કિલ મત્વા,
કવયે ભવિક કેલિવન હંસં, શ્રી મુનિશેખરસૂરિ વતંસમ્. ૧
સૂરીશવતંસં વિગુણિતહંસં મુક્તિરિરંસં બુદ્ધિ ગુરુમ્,
કિર્તિ વિલાસં વિદ્યાવાસં, બહુગુણ વાસં શુદ્ધતરમ્,

* એલ ડી. ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસ ગ્રહ'ની હસ્તપ્રતિમા આ કૃતિનો ક્રમાક ૫૭ છે.

કૃત દુરિત ત્રાસં, મહિમ વ્યાસં, પરમત તાસં, સફલતરમ્,
તત સુકૃતોલ્લાસં મંજુલભાસં, શ્રી મુનિશેખરસૂરિ ગુરુમ્. ૧

રંજિતજન લક્ષં, શિક્ષિત દક્ષં, શ્રિતવિધિ પક્ષં, મુનિ મહિતં,
હત ભાવ વિપક્ષં નિરુપમ શિક્ષં મદરહિતં,
હુત સમર સસક્ષં કીર્તિ વલક્ષં વૃત જન રક્ષં વિગતપરં,
સૂરીશ્વર મુખ્યં નિર્મલ પક્ષં, શ્રી મુનિશેખરસૂરિ ગુરુમ્. ૨

હિત વિજિત ક્ષીરં, જલધિ ગભીરં, ભવદવ નીરં, નિપુણ નતં;
ક્ષત મન્મથ વીરં, મોહિત ધીરં, વન્દે ધીરં, વિમલમતમ્,
શિવ સાધન ધીરં, શ્રુત ગત તીરં, સફલ શરીરં પાપહરં,
માયાભ્ર સમીરં, કવિ કોટીરં, શ્રી મુનિશેખરસૂરિ ગુરુમ્. ૩

પરિહત સંસારં નિરવધિસારં, ધૃતદમભારં, સુકૃત નિધિમ્,
સમસમયાગારં પરમતગારં, ધ્વસ્ત વિકારં, દલિત દરમ્,
સુરકારસ્કારં નવમવિકારં, ભુવિગણુધારં, પરમ્ પરમ્,
નમ વારંવારં, સકલાકારં, શ્રી મુનિશેખર સૂરિ ગુરુમ્. ૪

ક્ષીર ક્ષીર સમુદ્ર ચન્દશેખર ચન્દ્રોજ્વલ ચંચરચન્દ્ર વિસુદ્ર,
કીર્તિ કલિતાવનિ મંડલ ધર્મ ધનીશ્વર ચન્દ્રસ્યાર સૂરીશ્વર;
સુન્દર વર વિધિપક્ષ વતંસ, સાધુમતિ સાધુ પુરન્દર,
મુનિ લક્ષ મુખ્યત્વ ઘર ગણુધર બન્ધુર લબ્ધ જય (લય),
ભવ્ય સેવક સેવ્ય સેવક સફલ મુનિ શેખરસૂરીન્દ્ર જય. ૫

ઇતિ શ્રી ગુરુ છંદાસિ.

० ० ०

## (૫૮) શ્રી ગુરૂણાં છંદાંસિ*

કેવલ કમલાભાજં પ્રણમ્ય ભક્ત્યા યુગાદિ જિનરાજં,
શ્રી જયશેખર સુગુરું કવયે, કવિચક્ર ચક્રધરં. ૧

* એલ ડી. ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસ ગ્રહ'ની હસ્તપ્રતિમાં આ કૃતિનો ક્રમાક ૫૮ છે.

ધર ધરણિ કુંડલનગર મંડન ગો રસાતલ નાયકાઃ,
હરિ હંસ ભાસુર હરિ હરાધા યસ્ય હાસ્ય વિધાયકા. ૨
તં કામસુભટં વિશ્વ વિકટં યોજિજાય નિરંતરં,
શ્રી સૂરિરાજં મહિમભાજં નૌમિ ગુરુ જયશેખરં. ૩

હરિ હાર હરિ હર હાસ ગંગા, હંસ સત્કલી વિબંધુર,
શક્ર સિન્ધુર દુગ્ધ સિન્ધુ રસોજ્વલા ભુવિભાતિ,
ચંદ્ર ધવલા યસ્ય ધવલા કીર્તિ કમલા નિર્ભરં,
શ્રી સૂરિ હંસં સદ્વતંસં નૌમિ ગુરુ જયશેખરં. ૪

બહુમાન–માનસ–સરસ–સમરસ–વિમલો વિલસન લાલસા,
વર ચરણ સંમદભૂત–સિતચ્છદ–રમણ–રંગ–ગતાલસા,
વદનારવિન્દે જયતિ વિશદે યસ્ય વાણી વારલા,
જાનાત્યસૌ જયશેખર : શ્રી સૂરિરાજઃ શ્રુતકલાઃ. ૫

વિશ્રુત–સુધારસ–પાન પરવશ–વિબુધ માલા–માલિનં,
ભ્રમર હિત સુમનઃ શ્રેણિ કલિતં લલિત સત્ફલ શાલિન;
સરછાયમભિજાયં વિપત્રં વિશ્વશિલિત દાયિનં,
સેવે સદા જયશેખરં શ્રી સૂરિ ગુરુ સુર શાખિનં. ૬

સંસાર કારાવાસ–વિલસિત–મોહ–મોહ – તમોહરં,
સ્ફુટ નિર્મિતાધ્યર્થ સુદૃષ્ટિ પાટવ સત્પદાર્થ ગણાંતરમ્;
યદ્વચન મનુપમિહ વિરાજિત દીપ્ર દીપક ભાસુરં,
તં નૌમ્યહં જયશેખરં શ્રી સૂરિરાજં ગણધરમ્. ૭

મતિ રતિ કનિષ્ઠા નહિ પટિષ્ઠા લોલ લોલા કોટયઃ,
કિં વરિમ મિષ્ટાગીર્ગરિષ્ઠા નાદ્ભુતશ્ચ ગુણોદયઃ,
કિં વા સ્વયંભૂરમણ જલનિધિ જલકણાવધિ મેતિકઃ,
સ્તં નૌમિ ગુરુ જયશેખરં શ્રી સૂરિમુપગત શાન્તિકઃ. ૮

શ્રી જિનશાસન શાલિ – સુઘન – કાનન – પંચાનન,
સકલ–કલા–કુલ–કલિત ચન્દ્રમંડલ સકલાનન,

નિરુપમ શમરસ લહરિ લલિત સરસી સમલોચન,
વિદલિત-વિઘ્ન-વિશાલ-ભવિક કુલ-કમલ-વિરોચન. ૯
વિદ્યા વિલાસં વિરચન વચન વિસ્માપિત વર વિબુધ વર્ય,
કવિ ચક્રવર્તિ-ચર્ચિત-ચરણ-જયશેખરસૂરીન્દ્ર જય. ૧૦

ઇતિ શ્રી ગુરુણુચ્છંદાસિ

ભાવાર્થ

કેવલજ્ઞાનરૂપી લક્ષ્મીને ભજનારા શ્રી આદિનાથ પ્રભુને ભક્તિથી પ્રણામ કરીને શ્રી કવિચક્ર ચક્રવર્તી જયશેખર સુગુરુને હું વર્ણવું છું.

પર્વતને આશ્રય કરનારી અને કુંડલનગરથી શોભિત છે એવી પૃથ્વી અને પાતાલલોકના નાયક, સૂર્ય, ચંદ્ર સમાન દેદીપ્યમાન એવા, વિશ્વવિકટ તે કામરૂપ સુભટને જેણે નિરંતર જીત્યો છે. મહિમાસપન્ન એવા સૂરિરાજ શ્રી જયશેખર ગુરુને નમું છું.

હરિ(વિષ્ણુ)નો હાર, શંકરજીનુ અટ્ટહાસ, ગંગા, હંસ, સુંદર પુષ્પકળી, ઐરાવત તથા ક્ષીરસાગરના જળ સમાન ઉજ્જવલ, ચંદ્ર સમાન ધવલ, જેમની કીર્તિ છે એવા સૂરિઓમાં શ્રેષ્ઠ શ્રી જયશેખર ગુરુને હું નમું છું.

પ્રતિષ્ઠિત લોકોના માનસમાં રસથી રહેનારી, સમતારસથી નિર્મલ, વિલાસ કરવાની ઇચ્છાવાળી, સુંદર આચારવાળી, આનંદથી પરિપૂર્ણ, સફેદ વસ્ત્રોને ધારણ કરનારી, ક્રીડાના ઉમંગમાં આળસ વિનાની, એવી સરસ્વતી જેમના મુખકમળમાં વાસ કરે છે તે સૂરિરાજ શ્રી જયશેખરસૂરીશ્વરજી શ્રુતકલાઓને જાણે છે.

પ્રસિદ્ધ, અમૃતરસપાનમાં પરવશ, દેવમાળાઓથી પરિવરિત વિદ્વાન અને દેવતાઓ ભ્રમરને માટે હિતકર ફૂલોની શ્રેણિથી શોભિત કલ્પવૃક્ષ, વિરતિથી શોભિત, પત્રરહિત હોવા છતાં પણ સારી છાયાવાળા, જગતના લોકોને ઇષ્ટ વસ્તુને આપનારા કલ્પવૃક્ષરૂપ એવા

શ્રી જયશેખરસૂરિને હું સદા સેવું છું.

સંસારરૂપ કારાવાસમાં રહેનારા જીવોના પ્રબલ મોહનીય-કર્મથી ઉત્પન્ન અજ્ઞાનરૂપ અંધકારને હરનારા, વિદ્વાનો વડે પ્રગટ-રૂપે જેની પૂજા કરવામાં આવી છે અને સુંદર ષડ્દર્શન કુશલતાથી જે મોક્ષોપયોગી જીવાજીવાદિ સર્વ પદાર્થનો સુંદર વિચાર કરનાર, દીપકતુલ્ય ભાસુર, જેનું વચન આ લોકમાં શોભે છે એવા ગણુને ધારણુ કરનાર સૂરિરાજ શ્રી જયશેખરસૂરીશ્વરજી ગુરુવરને હું સ્તવું છું.

મારી બુદ્ધિ અલ્પવિષયને ગ્રહણુ કરનારી છે. તીવ્ર ચંચલ વિચારશ્રેણિ પણુ મારામાં નથી. હું શું કહું? મધુર અને ગૌરવ-શાળી એવી મારી વાણી નથી અને અદ્ભુત ગુણોદય પણુ નથી. સ્વયંભૂરમણુ સમુદ્રના જલકણોની અવધિને કોણુ પ્રાપ્ત કરી શકે છે? તો પણુ શાંતભાવે હું તે સૂરીશ્વર શ્રી જયશેખરસૂરીશ્વરજી-ની સ્તુતિ કરું છું.

શ્રી જિનશાસનરૂપ ગાઢ વનમાં સિંહરૂપ, સર્વ કલાઓથી સહિત તેથી સુંદર એવા ચંદ્રમંડલ સમાન, સકલ કલાઓથી યુક્ત મુખ-વાળા, નિરૂપમ સમતારસની લહરીઓથી (તરંગોથી) સુંદર સરોવરમાં કમળ સમાન લોચનવાળા, વિઘ્નોને દૂર કરનારા, વિશાલ એવા ભવિક કુલરૂપ કમળોને પ્રકાશિત કરવામાં સૂર્ય સમાન એવા વિદ્યાવિલાસથી વિશિષ્ટ રચનાઓમાં જેના વચનથી મોટા મોટા વિદ્વાનો વિસ્મય પામે છે, કવિચક્રવર્તીઓથી પૂજિત છે જેમનાં ચરણુ એવા શ્રી જયશેખરસૂરીશ્વરજી જય પામો

o o o

(૫૯) નવીનાનિ કૃતાનિ શ્રી ગચ્છેશ ગુરુચ્છંદાંસિ*

મુનિ મધુકર સેવિત પદ-કમલં મેરુતુંગ ગુરુરાજં વિમલં,
કવિ કોટિ વર્ણિત-ગુણુ નિવહં, કવયે શ્રી ગચ્છેશં નમહમ્. ૧

* 'વિનતીસંગ્રહ'ના પ્રતિમા ક્રમાંક ૫૯ છે.

મહનીય મહેયં શમરસ ગેહં, સુચિર મહેયં ગુણ હૃદયે,
ધુપતિ ઘુતિ દેહં જિનશિવદેહં, નિઃસંદેહં, કરણ જયે,
પરમતિ ભિરજેયં ત્રિભુવન ગેહં મહિમામેયં ધીરવીરં,
ભાવેન મહેયં પ્રથિતવિનેયં મેરુતુંગ સૂરીન્દ્ર ગુરું. ૨

સુવિહિત શૃંગાર ગરિમાગારં, હત ભય ભારં જયનિલયં,
ભૂમીતલહારં સુકૃતવિચારં, વિમલાચારં હૃદિ સદયં,
ભજ કરુણોદારં સુગુણાધારં ખંડિતમારં શાન્તિકારં,
ઘુતિ સમતાસંભારં મંગલકારં મેરુતુંગ સૂરીન્દ્ર ગુરુમ્. ૩

ભવજલ ગત તીરં સુભગ શરીરં, કલિ ભુવિ સીરં વિગતમદં,
શ્રુત વલ્લી નીરં પ્રથિત ગભ્ભીરં, સેવે ધીરં વિતત સુદં,
વિધિગણ કોટિ રંજિતમત હીરં, જિત મદ વીરં દુઃખહરં,
મોહિતસિંત ચીરં રાગરતીરં, મેરુતુંગઃ સૂરીન્દ્ર ગુરુમ્. ૪

ઇન્દ્રિયદમ સૂરં નિપુણાસૂરં, જિત કર્પૂરં જનયન્તં ભવ્યાંબૂજ સૂરં,
ત્રિભુવન પૂરં સુયશઃ પૂરં જયવન્તં, છિછત મોહાંકૂરં શમિતક્રુરં,
સુમહ સ્થૂરં ગણધારં, ગંગાજલ ગોરં
મતિ સુર સૂરિં મેરુતુંગઃ સૂરીન્દ્ર ગુરું. ૫

વિદ્યા મોદ-વિનોદ ચારુ ધન સજ્જન-રંજન, યશસા નિર્જિત ગંગા
સલિલ શુભ પાદપનન્દન, જગતી તલ નરનાથ વર્ણ્યગુણ સુમહિમ
મંદર, નિખિલાગમ સંભાર સધર પર સંયમ મંદિર, અંચલગચ્છેશ
સુવિહિત સિરસિશેખર સુનિવર ધમ્મંલય શ્રી મહેન્દ્રગુરુ પટ્ટધર
મેરુતુંગ સૂરીન્દ્ર જય. ૬

ઇતિ નવિનાનિ કૃતાનિ શ્રી ગચ્છેશ ગુરુછંદાસિ.

o o o

## (૬૦-A) શ્રી ગુરુ છંદાસિ*

તા મહીયલમ્મિ મંડિય પંડિય ગય તુંડ તંડ વારંભં,
પંચાણુણવ્વ દુસહો જયશેખર સુકવિ જન દિઠો. ૧
દિઠ સુદિઠ સુહડ રોસારુણુ દારુણુ કમ્મક્ખય કરણો,
વર ચરણુ કરણભર ધરણુ સુધીરીય ભોરીય,
દુદ્દમ કુમયગણોઃ અઇવિયડ વિસંકડ મોહુ ભડોપ્પરિ સમહરિ
ચલ્લઇ-સત્થધરોઃ મહિ મંડલિ-મંડણુ રુય અવબ્ભૂય,
ભૂયબલિ જયશેહર સુગુરો. ૧
ગુરુ સંજમ હયવર પુઠિ પરઠિય દુઠમયહં નિઠુવણો,
કમ્મઠુય-ગંઠિ ખંતિ ખગ્ગગ્ગિહિં છિંદઇ નિઠુર રુઠમણો,
દિનયરુ કરુ લીલ સીલ સન્નાહિં જરઇ જીણુ સજ્જીવ તણો,
અઇદુત્તવ તવ નવ કિરણિં દિપ્પઇ જિપ્પઇ જયશેહર રિઉણો. ૨
પિયરછંક હુ અગ્ગલુ એય અણુગ્ગલ રોસ ગુલ નીસંકમણો,
ઇણિ પાડિય પાયડિહિ અપડ અઇભડુ મોહમહાભય વિયડરણો,
કા ગણુણા અવરલોહ કોહાણુય સઠ સઠ સૂડૈ જયસિહરો,
ઇમ જંપઇ રઇપિય-ભય-ઉક્કંપિય મયણા ઇક્કિન જાઇ તુરો. ૩
ભડુ ભગ્ગઉ મોહ કોહ કહ સોસીય પેસીય લોહ કંપત સુહિ,
ઇહ માયા માણુ પમાણુ પણાસીઉ નિંવાસિઉ પંચહિ પહે,
નિધ્ધાડણુ પંચ પમાય પરમગુરુ જસવાસીય તિન્નયં ભુવણો,
સિરિ મહિંદસૂરિ-સીસ-જઇવંતય જયશેખર જયસિરિ ચરણો. ૪
સંજમ ઉપ્પરિ ભાવ ધરિઉ, બાલપ્પણુ વૈસહ સુગુરુરાય સપસત્થ,
હત્થકિઉ, દિક્ખ નિખસહ કણયકંતિ તણુતેઉ સુગુણુ ભવીયણુ
મણુરંજણુ સીલ સબલ કરવાલ-મયણુ-બલ-લીલીહિ ગંજણુ
વાયરણુ કત્થં છંદાગમહ
સયલગંથ પારીણુ લહુ અંચલગણેસ
ચિરજગિ જયઉ જયશેખર સૂરિંદં પહુ. ૫

* એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટની 'વિનતીસંગ્રહ'ની હસ્તપ્રતિમા આ કૃતિનો ક્રમાંક ૬૦ છે.

(૬૦-B)

કયવિહુ કમ્મવસેણુ કવિ પામઇ જિણુ દિક્ખહ,
તવતીહ ધમ્મ વિરોહી હોઈ દુલ્લહ ગુરુ સિક્ખહ,
કોવિ સુણુઇ જઇ સત્થ અત્થ તુ સીલ વિમુક્કય,
તવ તીહં ગુણુ-ચરણુ કમ્મપંહિય જણુ-સિક્ખહ,
ચારિત નાણુ દંસણુ રયણુ રયણાયરુ ગોયમ સુપરિ, દૂસમહકાલિ
દીસઇ સુગુરુ જયશેખર સૂરિંદ ધરિ. ૧

જિણુ સાસણુ ગયણુમ્મિ તરલતર તેય દિવાયરુ,
મોહ તિમિર નિદ્દલવિહ ભવીયણુ કમલાયરુ,
દહ દિસિ પરિય જસ પસાય સમય કુમય નિકંદણુ,
પયડીય વર વવહાર સકલ સંઘહ આણુંદણુ,
અચ્છરિઉ એ દલ મંડલિહિં દિવસ રયણિ પામીઉ,
ઉદય બહુ પાવ તાવ ઉલ્હવણુ પુણુ જયશેહર સૂરિંદ જય. ૨

વદ્ધમાણુ જિણુરાય વિઉલ સાસણિ મેરુપ્પરિ,
નંદણુ સમ નીય ગચ્છિ ઉદય પામીય કંધુધ્ધરિ,
મૂલ ગુણિહિં વિત્થારુ સારુ સીલંગિહિં નિમ્મલુ,
સસિહર સુંદર કિતિ કુસુમભર-ભારિહિં નિચ્ચલુ,
સગ્ગાપવગ્ગ સુહર ભરિય, દેસણુ ફલ દિંતઉ સુગુણિ.
કપ્પ(દુ) મવ્વ ભવિયણુ જણુહ, જયશોહર સૂરીંદ મુણિ. ૩

માયા-મોહ મહાગજેન્દ્ર વિતતિ ધ્વંસૈક પન્ચાનનઃ,
વંધ ચારુ યશો નિશાકર સમઃ સત્સાધુ નિઃસેવિતઃ,
સિદ્ધાન્તાંબુધિ બુદ્ધિ સંગતમનાઃ સર્વાર્થં સિદ્ધિપ્રદઃ,
સ શ્રીમાન્ જયશેખરો વિજયતે પુણ્ય શ્રિયાં ભાજનં. ૧

શ્રીમત્ પાર્શ્વજિનં કલદેહં, નત્વા સુકૃત શ્રેણિ સમૂહં,
કવયે વિદ્યા ગણુધર હાર, શ્રી જયશેખર સૂરિ સુસારં. ૨

## (૬૦-C)

બુધ વંદિત ચરણં ગુણ મણિ ભરણં, કમ્મ ક્ષપણં ગેયતરં,
સાહિત સંસારં બુદ્ધિ વિચારં વિદ્યાપારં નિપુણ તરં,
કૃત વિબુધોલ્લાસં સિદ્ધિ વિલાસં, પુણ્ય નિવાસં બુદ્ધિતરં,
સૂરીશ્વર મુખ્યં નિપુણ સુશિષ્યં શ્રી જયશેખરસૂરિ ગુરું. ૧

બહુ દલિતકલેશં પુણ્યનિશં સુગુણ નિદેશં ભવ્ય ચરિતં,
ગજગતિ ગમનં દુર્ગતિ શમનં, વાણી સદનં, શુદ્ધતરં,
યશસા જિતશેષં નિર્મલવેશં, શાસ્ત્ર ન ગવેષં વીરતરં,
સૂરીશ્વર મુખ્યં, નિપુણ સુશિષ્યં, શ્રી જયશેખરસૂરિ ગુરું. ૨

કલિ વલ્લિ કુઠારં સંયમ સારં, કીર્તિ વિહારં ભૂરિ ગુણં,
શમ સૌખ્ય વિધાનં સુમતિ નિધાનં, મગ્ન સુયાનં પાપહરં,
તત્ સુકૃતાગારં કુશલાધારં, નિર્જિત મારં ધીરમતં,
ક્ષત માયા શ્રુંગં, સદ્ગુણ ચંગં, વર્દ્ધિતરંગં, મહિમગુરું,
સૂરીશ્વર મુખ્યં, નિપુણ સુશિષ્યં શ્રી જયશેખરસૂરિ ગુરુ. ૩

શ્રી જિનશાસન શાખિકં ચ સિંચનવર જલધર;
અંચલગચ્છ વિશાલ મુનિ ધર્મ સુશેખર શશિકર,
કીર્તિ – સમૃદ્ધિ જાલ સમલંકૃત ભૂતલ,
શીલ સબલ સન્નાહ – બંધ – ભંજિત્ – મોહાર્ગલ,
શ્રીમત્ મહેન્દ્રગુરુ સાર શિષ્ય હંસ મુખ્ય પ્રવર,
જયશેખરસૂરીન્દ્ર જય સકલ સંઘ કલ્યાણકર.... ૪

કલ્યાણકંદ તતિ કંદલનાંબુ વાહ,
સંમોહ મેઘ પટલી ક્ષય ગંધવાહ,
સિદ્ધાંત સાગર વિચાર તરંગરંગ,
શ્રી મેરુતુંગ સુગુરુ વિજયાય વોડસ્તુ.... ૧

(૬૦-D)

શાસ્રાડંબર શાલિના પ્રવિલ (સલ) સદ્ધર્મ પ્રભામાલિ,
નાચેના સૌ સમરાંગણે સ્મરભચે જિગ્યે જગત કંટક,
તધુકં પટવાદ સાગર મહાવાદીન્દ્ર વંદ્યશ્વિરં,
સ શ્રીમાન જગતી તલે વિજયતાં શ્રી મેરુતુંગો ગુરુઃ. ૨

અચલગચ્છ સરોવર હંસં, સકલ મુનીશ્વર મૌલિવતંસં,
કવયે નવરસ વચનાધારં, મેરુતુંગ સુગુરુ ગુણધારં. ૧

ધરા સુન્દરી સાર શૃંગારહારં, પરમાનંદ સંલબ્ધ સંસારપારં,
પર બ્રહ્મ સલ્લીન ચેતઃ સરંગં, નમામિ પ્રભુ શ્રી ગુરુ મેરુતુંગં. ૧

લસત્ ચારુ ચારિત્ર ભારં, પ્રભાવ પ્રભાવ પ્રભાવૈરપારં,
ત્રિલોકી લલત્કીર્તિ ગંગાતરંગં, નમામિ પ્રભુ શ્રી ગુરુ મેરુતુંગં. ૨

સદા શુદ્ધિ સિધાની કાસાર કેલિં, તમસ્તો મહેલા વહેલા સુહેલિ,
રસાસાર સારસ્વતોલ્લાસ ચંગં, નમામિ પ્રભુ શ્રી ગુરુ મેરુતુંગં. ૩

મહા મોહ મલ્લૈક વીરાધિવીરં, ધરાધીશ્વરઃ સંસ્તુત મેરુ ધીરં,
કૃતોત તાલ વાદીન્દ્ર કાન્તાર ભડઃ, નમામિ પ્રભુ શ્રી ગુરુ મેરુતુંગં. ૪

તરણિ તરુણતર કિરણ નિકર જિત્વ રુરુચિ સુન્દર,
કુંદ કુસુદ વિશદાંસ વિશદ ગુણતુંગિમ મન્દર,
શમ દમ કમલા કમલ વિમલ વિદલિત ભવપંજર,
જિનપતિ શાસન મુકુટ વિકટ વાદિન્દ્ર મકુંજર,
શ્રીમાન્ મહેન્દ્રગુરુ પટ્ટધર સકલ સંઘ કલ્યાણકર,
શ્રી મેરુતુંગસૂરીન્દ્ર વર જય જય ભુવિ રંજિત ચત્વર. ૫

ઇતિ શ્રી ગુરુ છંદાંસિ ॥છા

(૬૦) ભાવાર્થ

પૃથ્વીતલ પર અલંકારરૂપ, વાદીરૂપ હાથીને માટે સિંહ જેવા, દુઃસહ, સર્વ સુકવિઓની જેમના તરફ દૃષ્ટિ છે એવા શ્રી જયશેખરસૂરિ છે.

સારી રીતે જોવાતા, રોષથી લાલ થયેલા, દારુણ એવા કર્મ-રૂપી સુભટનો ક્ષય કરનારા, ઉત્તમ ચરણ સિત્તરી અને કરણ સિત્તરીને ધારણ કરવામાં મહાન ઋષભ સમાન, દુર્દમ એવા અન્ય દર્શનીઓને પરાજિત કરનારા, અત્યંત વિકટ અને વિશાળ એવા મોહરૂપી સુભટ ઉપર, શાસ્ત્રરૂપી શસ્ત્રને ધારણ કરનારા, પૃથ્વીમંડલના અલંકારરૂપ, ભુજાબળ વડે પરાભવ કરનારા એવા સુગુરુ શ્રી જયશેખરસૂરિ છે.

ઉત્કૃષ્ટ સંયમરૂપી શ્રેષ્ઠ ઘોડાની પીઠ ઉપર પ્રતિષ્ઠિત, દુષ્ટ મદનો નાશ કરનારા, આઠ કર્મની ગ્રંથિને ક્ષાંતિરૂપી ખડ્ગ વડે નિષ્ઠુર અને રુષ્ટ મનવાળા થઈને છેદનારા, સૂર્યનાં કિરણો સમાન તેજસ્વી, શીલરૂપી બખતર ધરાવનાર અને નવાં નવાં કિરણોથી દેદીપ્યમાન એવા જયશેખરસુરિ શત્રુઓને જીતે છે.

પ્રચંડ એવા વિરોધીઓની આગળ શ્રી જયશેખરસૂરિ અનર્ગલ, રોષવાળાથી પાછા ન હઠનાર, મોહરૂપી મહાભય સાથે વિકટ યુદ્ધ કરનારા છે, તો પછી બીજા ક્રોધ અને લોભની તો ગણના શી ? જેમ સૂડી વડે સોપારી સહેલાઈથી કપાય છે તેમ મદનાદિ પણ ધ્રૂજતા ભાગે છે.

શ્રી જયશેખરસૂરીશ્વરજીના પ્રભાવથી શોષિત થઈને મોહ અને ક્રોધરૂપી સુભટો ભાગી ગયા. લોભ પણ કૃતાંતના મુખમાં પેસી ગયો. આ પ્રમાણે માયા અને માનને પાંચ ઇંદ્રિયોના માર્ગ-થી તેમણે દૂર કર્યાં છે. વળી પાંચ પ્રમાદને દૂર કરનાર એવા, પરમગુરુ જેમના યશથી ત્રણ ભુવન વાસિત થઈ ગયાં છે તથા શ્રી મહેન્દ્રપ્રભસૂરિના જયવંત શિષ્ય એવા શ્રી જયશેખરસૂરીના ચરણો જય પામો.

સંયમ ઉપર ભાવ ધારણ કરનાર એવા તેમને સુગુરુરાજે બાલ-પણમાં સંયમનો વેશ પોતાના પ્રશસ્ય હાથે આપેલો હતો. દીક્ષા સમયે સુવર્ણકાંતિવાળો તેમનો દેહ હતો. સુગુણી એવા ભવિક-જનોના મનને પ્રસન્ન કરનારા, શીલરૂપી બળવાન તલવાર વડે

કામદેવના બળનો અનાયાસે નાશ કરનારા, વ્યાકરણ, કાવ્ય, છંદ, આગમ સકલસંઘના પારગામી, અચલગચ્છના ઈશ એવા શ્રી જયશેખરસૂરીશ્વરજી દીર્ઘકાળ સુધી જય પામો !

o o o

## (૬૧) ભાવાર્થ

ખરેખર ક્યારેક કર્મવશથી પણ કોઈક જિનેશ્વર ભગવાનના શાસનમાં દીક્ષાને પામે છે, પરંતુ સિદ્ધાંતયુક્ત ધર્મના જે વિરોધી હોય છે તેને ગુરુની શિક્ષા દુર્લભ બને છે.

કેટલાક શાસ્ત્રના અર્થને જાણે છે, પરંતુ તેઓ શીલથી વિમુક્ત હોય છે. આપ ચરણ કરણ ગુણના પંડિત લોકોને શિક્ષા આપો છો. દુષમ એવા પણ કાળમાં હે જયશેખરસૂરિ ! આપ જ્ઞાન, ચારિત્રરૂપી રત્નના રત્નાકરને ધારણ કરનારા દેખાવ છો.

હે શ્રી જયશેખરસૂરિ! આપ જિનશાસનરૂપી ગગનમાં અત્યંત તેજસ્વી સૂર્ય સમાન છો. મોહરૂપી તિમિરનું દલન કરવાથી ભવિજનો માટે કમલાકર છો. દશે દિશામાં વ્યાપ્ત યશવાળા, સિદ્ધાંતથી કુમતિનું નિકંદન કરનારા, પ્રકાશિત સુંદર વ્યવહારથી સકલ સંઘને આનંદ આપનારા છો.

આ જગતને દિનરાત વિશિષ્ટ આશ્ચર્ય પમાડનારા, ઘણા પાપરૂપી તાપને ઓલવનારા એવા શ્રી જયશેખરસૂરીંદ્ર વિજયને પ્રાપ્ત કરો.

હે જયશેખરસૂરીન્દ્ર ! આપ શ્રી વર્ધમાન જિનરાજના વિશાલ શાસનમાં મેરુપર્વત ઉપર નંદનવન સમાન છો. પોતાના ગચ્છમાં ઉદય પામીને ગચ્છના ભારને સ્કંધ ઉપર વહન કરનારા છો. આપ મૂળ ગુણો વડે વિસ્તાર પામેલા, સુંદર શીલાંગો વડે નિર્મળ છો, ચંદ્ર સમાન સુંદર છો, કીર્તિરૂપી પુષ્પનો ભાર છતાં નિશ્ચલ છો, સુંદર ગુણવાનોને દેશનાના ફલરૂપે સ્વર્ગ અને મોક્ષના સુખને આપો છો. ભવિજનોને માટે આપ કલ્પવૃક્ષ સમાન છો.

મોહરૂપ મદોન્મત્ત મહાગજેન્દ્રનો નાશ કરવામાં અદ્વિતીય સિંહ સમાન છો. ચમકતા મનોહર યશથી ચંદ્રમા તુલ્ય, સારા સાધુઓ વડે સેવાયેલા, સિદ્ધાંતસાગરમાંથી બુદ્ધિયુક્ત મન વડે જ્ઞાનાદિ રત્નોને પ્રકાશિત કરનારા છો, અને સર્વ અર્થની સિદ્ધિને આપનારા છો (શ્લેષથી – સર્વાર્થસિદ્ધ વિમાનમાં સ્થાન અપાવનારા છો.) પુણ્યરૂપી લક્ષ્મીના ભાજન એવા શ્રીમાન જયશેખરસૂરીશ્વરજી વિજયને પામે છે.

o o o

## (૬૨) ભાવાર્થ

સુવર્ણમય દેહધારી, પુણ્ય શ્રેણીથી શોભિત એવા શ્રી પાર્શ્વ-જિનને નમીને, વિચારોમાં સુદૃઢ અને વિદ્યાઓથી પંડિતોને હરાવનારા એવા સુગુરુ શ્રી જયશેખરસૂરિને હું વર્ણવું છું.

વિદ્વાનોથી વંદન કરાયેલા ચરણોવાળા, ગુણરૂપી રત્નથી યુક્ત, કર્મને ખપાવનારા, ગાવાલાયક ગુણોથી યુક્ત, સંસારનો વિનાશ કરનારા, સુંદર બુદ્ધિ અને વિદ્યાઓના પારગામી, અતિશય નિપુણ વિદ્વાનોના ચિત્તને ઉલ્લાસ આપનારા, પુણ્યવાન, સૂક્ષ્મ બુદ્ધિવાળા, સૂરીશ્વરોમાં મુખ્ય, કુશળ શિષ્યોના સમુદાયથી યુક્ત એવા શ્રી જયશેખરસૂરિ ગુરુને હું વર્ણવું છું.

ઘણા ક્લેશનો નાશ કરનારા, પુણ્યમાં નિવાસ કરનારા, ગુણોનો નિર્દેશ કરનારા, ભવ્ય ચારિત્રને ધારણ કરનારા, દુર્ગતિને શાંત કરવામાં હાથીની ગતિ જેવા, સરસ્વતીના નિવાસસ્થાન, અત્યંત વિશુદ્ધ યશ વડે શેષ નાગને જીતનારા, સુંદર સાધુવેશવાળા, શાસ્ત્રીય તત્ત્વોનું શોધન કરનારા, વીરોમાં મહાન, સારા નિપુણ શિષ્યોથી યુક્ત, સૂરીશ્વરોમાં મુખ્ય એવા શ્રી જયશેખરસૂરિ ગુરુને વર્ણવું છું.

કલિરૂપી વેલડીને છેદવામાં કુહાડા સમાન, સંયમ ધારણ કરવામાં ઉત્તમ, કીર્તિના વિહારરૂપ, ઘણા ગુણથી યુક્ત, સમતાથી

સુખને આપનારા, સદ્‌બુદ્ધિના નિધાન, સંસારમાં ડૂબેલા લોકોને માટે વહાણરૂપ, પાપને હરનારા, પુણ્યના વિસ્તૃત ઘરરૂપ, ક્ષેમ આપનારા, કામને જીતનારા, વિદ્વાનોને માન્ય, માયાના શિખરને ભાંગનારા, વિશાળ મહિમાવાળા સૂરીશ્વરોમાં મુખ્ય, નિપુણ સુશિષ્યો-થી યુક્ત શ્રી જયશેખરસૂરીશ્વરજીને હું વર્ણવું છું.

શ્રી જિનશાસનરૂપ વૃક્ષને સીંચવામાં શ્રેષ્ઠ જલધર રૂપ, વિશાલ એવા અચલગચ્છમાં મુનિધર્મના મુગટરૂપ, ચંદ્ર સમાન કીર્તિની સમૃદ્ધિ વડે ભૂતલને અલંકૃત કરનારા, શીલરૂપી મજબૂત બખતરનાં બંધનથી મોહરૂપી અર્ગલાને ભાંગનારા, શ્રીમદ્ મહેન્દ્ર-પ્રભસૂરિ સુગુરુના શિષ્યોમાં મુખ્ય અને શ્રેષ્ઠ એવા શ્રી જયશેખર-સૂરીન્દ્ર ! આપ જયને પામો અને સકલ સંઘનું કલ્યાણ કરો.

---

# ગ્રંથસૂચિ

## હસ્તપ્રતિઓ

| | |
|---|---|
| ૧ 'ત્રિભુવનદીપક પ્રબંધ' હસ્તપ્રતિ–A | એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ પ્રતિ. નં ૧૧૧૪૨૭ |
| ૨ ત્રિભુવનદીપક પ્રબંધ હસ્તપ્રતિ–B | એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ પ્રતિ નં. ૧૮૨૩૫ |
| ૩ ત્રિભુવનદીપક પ્રબંધ હસ્તપ્રતિ–C | એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ પ્રતિ નં ૧૬૯૧૩ |
| ૪ ત્રિભુવનદીપક પ્રબંધ હસ્તપ્રતિ–D | દેવસાનો પાડાનો ભંડાર, અમદાવાદ ડા. નં. ૨૮, પ્રતિ નં. ૨૫૫૨૫ |
| ૫ ત્રિભુવનદીપક પ્રબંધ હસ્તપ્રતિ–E | એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ ડા. નં. ૧૦૭૫, પ્રતિ નં. ૧૫૪૩૨ |
| ૬ ત્રિભુવનદીપક પ્રબંધ હસ્તપ્રતિ–F | શ્રી અનંતનાથજી જૈન જ્ઞાન ભંડાર, મુંબઈ પ્રતિ ન. ૧૯૮/૧૯૦૧ |
| ૭ ત્રિભુવનદીપક પ્રબંધ હસ્તપ્રતિ–G | શ્રી ચંદ્રસાગરસૂરિ જૈન જ્ઞાનમંદિર સંગ્રહ, ઉજ્જૈન, પ્રતિ નં. ૪૩૪ |
| ૮ ત્રિભુવન દીપક પ્રબંધ હસ્તપ્રતિ–H | મેઘસંસ્કૃતિ ભવન, ઘાટકોપર – મુંબઈ |
| ૯ વિનતીસંગ્રહ | એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ |
| ૧૦ વિનતીસંગ્રહ | શ્રી નિત્ય વિનય વિજય જૈન પુસ્તકાલય, ચાણસ્મા |
| ૧૧ સમ્યક્ત્વ કૌમુદી | સંવેગી ઉપાશ્રય, અમદાવાદ પ્રતિ નં. ૩૪૩૧ |
| ૧૨ સમ્યક્ત્વ કૌમુદી | એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ |
| ૧૩ સંબોધ સિત્તરી | એલ. ડી. ઇન્સ્ટિટ્યૂટ, અમદાવાદ |
| ૧૪ સંબોધ સિત્તરી | શ્રી અનંતનાથજી જૈન જ્ઞાનભંડાર, મુંબઈ પ્રતિ નં. $\frac{\text{क}}{\text{૮૫૬}}$ |
| ૧૫ અતિચાર | શ્રી અનંતનાથજી જૈન જ્ઞાનભંડાર, મુંબઈ પ્રતિ નં. $\frac{\text{क}}{\text{૧૧૫}}$ |

